# નંડેધરશાહ બાદશાહની વારતા

૨૦

૨૨૦૭*

સરવે સોખીલા સજ્જનોને વાસ્તે

બહુજ રસીલી

**વારતા**



**અમદાવાદમાં**

પાનકોરને નાકે બચ્યાજમાદારની હવેલીમાં "સમશેર બાહાદુર" છાપખાનામાં સવાઇભાઇ રાયચંદે છાપી પ્રસિધ કરી.

સંવત ૧૯૪૦—સને ૧૮૮૪

**કીંમત રૂ.૨)**

# જાંહાંદારશાહા બાદશાહની વાર્તા *

શ્રીગણેશાએ નમઃ શ્રીસારદાએનમઃ શ્રીગુરૂભ્યોનમઃ
અથ વારતા ઝાંહાંદારશા પાદશાહની લખી છે.

દોહરા—કીરપા કરો તમો સારદા, તો પોચે મનની આશ; શુભ અક્ષર આપો સદા, કરો રસનાએ વાસ. ૧ પીતાંબર અંગે ધરે, સ્વેત કુશુમનો હાર, કીરપા કરો મુજ માવડી; બુધીદા એક દાતાર. ૨ તમ તણી કીરપાએ થકી, કહુ એક ઊતમ વાત; કીરપા કરો મુજ સારદા આપો મુજને વાખ્ય સાક્ષાત. ૩ હીંદુસ્તાનમાં એક પાદશા, સત વાદી સુભ જાણ; સતવાદી શિરોમણી, પંચ કરે પ્રમાણ. ૪ ધરમીષ્ટ દાતા ઘણો, સતવાતનો ચાલણ હાર; પ્રજાને પાળે શહી, શોભા અપરમપાર. ૫ અલખતછે તેને અતી ઘણી, ઘણી લક્ષમી ઘર શુત્ર; એક દુખ તેને અતી ઘણુ, નહીં કાંઇ પેટે પુત્ર. ૬ મહા ચિંતા મનમાં કરે, ઝુરે છે પોતાને મન; ઘણાં પુન્ય કીધાં સહી, માગણ પામ્યા માન ૭ પરમેશ્વરની સ્તુતી કરે, આપો મુજને સંતાન; અતી પુન્યે પામીઓ, વાધ્યો વંશ નીરવાણ. ૮ અંધ જેમ આનંદ પામે સહી, ફરીને આવે લોચન; તેમ તે આનંદ પામીઓ, ઘણો હરખ્યોછે પોતે મન. ૯ પુન્યદાન કીધાં સહી, લુટાવ્યો ભંડાર; નાટારંગ થયો ઘણો, તે કહેતા ન આવે પાર. ૧૦ નજુમી તેડયા સહી, ગ્રહે વરતાવ્યા જાણ; જાંહાંદારશા પાડયુ સહી, નામ તેનુ નીરવાણ. ૧૧ દીન દીન મોટો થયો સહી, ચતુર શીરોમણ કાય; જાણે તારા ઇંદ્ર તણો, શોભા કહી નવ જાય. ૧૨ ચઉદ વિદ્યા ભણ્યો ઘણો, કહેતાં ન આવે પાર; ચઊદ વીદ્યા ચોસટ કળા, ગુણ તણો ભંડાર. ૧૩ ચઊદ વરસનો થયો સહી, ચઊદ વિદ્યા ગુણ જાણ; શી શોભા કહુ તેહની, જાણે ઊદીઓ ભાણ. ૧૪ હામ કામ અગ લોચનો, સહીના સરખો સાર; પ્રતાપવંત તે પ્રાક્રમે, શોભા અપરમપાર. ૧૫ પ્રજા સહુ હરખે ઘણુ, કામ દેવ શરીખો કાય; અસ્વ બેશી પરવરે, તે મરઘીઆ રમવા જાય. ૧૬ થંણ થણ તેજી નચાવતો, મહા ધીરવીર સુજાણ; ધનુશ બાથ ભીડે સહી, કાએર તો છાંડે પ્રાણ. ૧૭ સોળ વરસ સુભ લક્ષણો, પરણાવ્યો નઊતમ નાર; ભોગ વીલાશ કરે ઘણો તેના પ્રાક્રમનો નહી પાર. ૧૮ તખતે બેસે તેનો પીતા, પુત્ર બેસે છે પાસ; ઇનસાફ કરે અતી ઘણો, પોતી સહુની આસ. ૧૯ પાશા ઘણો મનમાં ખુસી, પરમેશવરે આપ્યો પુત્ર; આશા મહારી સફળ થઇ, વાધો વંશ રહ્યુ ઘર સુત્ર. ૨૦ આણંદ પામી સભા સહુ, આણંદ દીન જાય; એક વાર તે સમે શુ થયુ, તે તમને કહુ વારતાય. ૨૧ **ચોપાઈ**—શુરપુર સાહાજાદો મન, ઝાંદારશા નામે પાવન; રૂપે સકોમળ સુંદર કાય, અલોકીક છે તેની શોભાય. ૨૨ મરગીઆ રમવાનો પ્રેમ અપાર, નીત જાએ તે વન મોઝાર; અઘોર વનમાં તે પોતો જઇ, મરગીઆ રમવાને ઇછા થઇ. ૨૩ ચીતો બાજ શ્વાન વળી જેએ, શીકાર અરથે મુકયા તે; ચીતો દાડયો દેતો ફાળ, હરણી ગ્રહી લાવ્યો તતકાળ. ૨૪બાજે બાજી કીધી ઘણી, કાબેર તે લેઇ આવ્યો ફરી, શ્વાને ફાળ મારી અપાર, સસલો ગ્રહી આવ્યો તે ઠાર. ૨૫ શાહાજાદો મન હરખ્યો અપાર, મધ્યાંન કાળ થયો તેણીવાર; માથે આવ્યો કસ્યપનો તંન, તેણે વ્યાકુળ થયુ છે મંન.૨૬ પાછો તુરી કીધો જેટલે, વાડી સુંદર દીઠી તેટલે; વાડીમાં શાહાજાદો ગયો શોભા જોતાં અચરત થયો. ૨૭ મોગરો માલતી ચંબેલી સાર, કેવડો કેતકી છે અપાર; બાજુ

ગદીઆગી તે ઠાર, બીજાં પુષ્પ છે અપરમપાર. ૨૮ કેલાં ખજુરા બીજોરાં ઘણાં, શોભીતાઝાડ તાંહાં શેરડી તણાં; લવીંગ એલચી ને તંમાલ, એલચી દ્રાક્ષ ત્યાં અપરંપાર. ૨૯ ડમરો મરવો ને કંદલી, આશોપાલોને અરીઠા આંબલી; જમરૂખ નારંગી છે અપાર; તજ તમાલ પત્ર છે અપરમપાર. ૩૦ જાવંતરી ને છે જાયફળ, ચોનીકબાલા વળી આબલી ફળ; કહે કવી શુ કહુ કથી, વાડીની શોભા કેહેવાતો નથી. ૩૧ બોલે સીઆળ શસલા શોર, પોપટ સુડા ચક્ર ચોકોર મેના મોર કોયલનાં બોલ, એવાં પંખી કરે કલોલ. ૩૨ શુડા બાજને હંશ અપાર, બોલે શબ્દ વીવીધ પ્રકાર; હેવું દેખી હરખ્યો મંન માંય, વળી જોતો આઘેરો જાય. ૩૩ **દોહરો** જાંહાંદારશાહ હરખ્યો ઘણુ, વળી જોતો આઘ્યો જાય, તલાવ એક દ્રષ્ટે પડ્યું, તેની શોભા છે અપરંપાર, ૩૪ સ્વેત પાશાણે બાંધીયુ, એવા આરા ચાર નીરધાર; કમલ ખીલ્યાં સરોવર વિશે તાંહાં ભમરા કરે છે ગુંજાર. ૩૫ **ચોપાઈ**—એક પુરૂષ તાંહાં દીઠો ધીર, રાગ કરે સરો વર તીર, હાથમાં પાંજરૂ તુતી તણુ, તાલ ચંગ શુણાએ ઘણું. ૩૬ શાહાજાદો મન કરે વીચાર, ગાનારો શબલો નીરધાર; ઘણા કીશબી જોયા અપાર, પણ નહી એવો બીજો ગાનાર. ૩૭ શાહાજાદો મન પામ્યો રલી, પાસે જઈને સલામજ કરી; શલામનો જવાબ ન દીધ, તે સાંમી દ્રષ્ટી નવ કીધ. ૩૮ રાગ રંગ શોભીતો સરવથી, તે નર મુખે બોલતો નથી; જઈ ઊભો શાહાજાદો તાંહાં, ક્રોધ ભરાયો તેના મનમાં. ૩૯ રીસે લોચન થયાં અતી રક્ત, હણવા કેરી કીધી મત; શાહાજાદાછે પ્રથ્વીપતી, તેની સલામ એ લેતો નથી. ૪૦ તુતી મનમાં સમજી તતકાળ, મુખથી બોલ બોલી રશાળ; વીનતી કરી શાહાજાદા તણી, તતકાળ રીશ ગઈ શાહાજાદાની ઉતરી. ૪૧ વચન સુણીને હરખ્યો ઘણુ, મન કીધુ તુતી લેવા તણુ, હાથે લાલ હુતી જેસાર; તતક્ષણ છોડી તેણે ઠાર. ૪૨ જાંહાંદારશાહ વળતો બોલીઓ, લીઓ લાલને તુતી દીઓ; એવાં વચન શાહાજાદાનાં સુણી, રીસ ચડી ફકીરને ઘણી. ૪૩ **દોહરો**—તુતીવાલો બોલીઓ તું કોણ છેરે અજાણ; જીવ જતે આપુ નહીં, એ પંખી નીરવાણ. ૪૪ મુજ પ્રાણથી વાહાલી ઘણી, તન મંન ધંન એ પ્રાણ; તે કેમ તમને આપીએ, મીથ્યા બોલો વાણ. ૪૫ ચાર લાલની તેં ગણતી કશી, અમુલખ તુતી માહારી સાર; તે હું તુજને આપું નહીં, જીવ ગએ આ ઠાર. ૪૬ કોટી ઉપાય તમે કરો, વળી કોટી ખરચો દામ; પણ હું તો નવ આપુ એહને; જાઓ તમારે ગામ. ૪૭ કોટી ઊપાય તમે કરો, પાણ પથર ઉપર નીર; મારૂં મન માને નહીં, તુતી પ્રાણ શરીર. ૪૮ જે પાણીએ મગ ન ચડે, તેમાં શો માણ બાળો કાષ્ટ; માહારૂં મન માને નહીં, તમો શાને કરોછો ઠાઠ. ૪૯ **ચોપાઈ**—શાહાજાદો ત્યારે બોલ્યો એમ, તુંથી ના કહેવા શો કેમ; તું મુજને ઓળખતો નથી, હુ શાહાજાદોછુ પ્રથ્વિપતી. ૫૦ તુ પસ્તાશે કરજે ખ્યાલ, હાથમાંથી જશે તુતીને લાલ; ત્યારે તેણે વાત વીચારી કરી, વાત ફકીરના મનમાં ઠરી. ૫૧ એ કેહેવાય પાદશાહનો બાલ, વાણ મુલે લેશે તતકાળ; એ સાથે નવ ચાલે જોર, નગરમાં વસે તેનો ચોર. ૫૨ એવો મનમાં કરી વીચાર, આપી તુતીને લીધી લાલ; શાહાજાદાને મન હરખ ન માય, તુતી લઈને દેશ પળાએ. ૫૩ સોનાનુ કીધુ પાંજરૂ, તુતી રેહેવાનું કીધુ ખરૂં; તુતી વાણી બોલી શાર, શાહાજાદાને હરખ અપાર. ૫૪ એક સમે સાહાજાદો જેહ, બેગમને મોહોલે આવ્યો તેહ; ઉઠી અબળાએ કરયો પ્રાણામ. હરખ ઉપન્યો તેને ઠામ. ૫૫ ઓછંગે બેઠી હેતજ કરી, કર પોતાનો કંઠે ધરી; હાસ વીનોદ કરે અતી સાર, ચુબન દેછે નરને નાર. ૫૬ લીએ મદના પ્યાલા ભરી, નર નારી લીએ મન હરી; ચંદ્રમુખી મરગ નેણી વીસાલ, મદ કરીને થઈ ઘણી લાલ. ૫૭ દરપણમાં મુખ જોયુ સાર, નારીને ગરવ આવ્યો તેણીવાર; મન માં કરયો વીચાર, હુ સરખી ભુતલમાં નહીં નાર. ૫૮ પતીને કહે છે માગી લાવ; એક વીન

ની ધરજો કાન; કામ કહેવા સરખુ નથી મુખ, રખે સ્વામી મન ધરતા દુખ ૫૯ અન્યા સાંખ જો પ્રથિવ્યતી મારી જીભ ઉપડતી નથી. ૬૦ **દોહરો**—જાંહાંદારસાહ વાણી વદ, તું ચતુર શીરોમણ આપ; કોટી અન્યા જો તું કરે, તો સરવ કરૂ તને માફ. ૬૧ પ્રાણ થકી વલભ ધણી, ચતુર શીરોમણ જાણ; જે તું મુખે ઓચરે, તેતો કરૂં પ્રમાણ. ૬૨ પરમેશ્વરની મુને આજ્ઞા, જે ફરમાવો તે કરૂ કામ; કહો મુને મન મુકીને, જે મનસું ધારો આ ઠામ. ૬૩

**ચોપાઈ**—મુજ સરખી સુંદર નાર, દીઠી હોયતો કહો આ ઠાર; શાહાજાદો વીચારે એમ, ના કેહેવાશે મુખથી કેમ; પરમેશ્વરની શીખ દીધી સાર, એક એકથી રૂપ અપાર; ના કહ્યાનો ઊતર કેમ કરૂ, જુડી વાત નવ મારે મન ધરૂ. ૬૫ બેગમ બોલી તેણી વાર, કાંએ સ્વામી લગાડો વાર; તુતી હતી તેવેળા ધીર, બેગમના મુખનુ ઉતારયું નીર૬૬ રીશ કરીને બોલી નાર, હાનાનો કરો કેવો વીચાર; બેગમ કહે સાહાજાદા સુણો, તુતીને પુછી મુજ આગળ ભણો. ૬૭ શાહાજાદો કહે તુતી સુણો, સાચી વાત મુજ આગલ ભણો; તુતી કહે કયમ કરીએ વાત, કહ્યા પછી થાશે ઊતપાત. ૬૮ તવ બેગમે તુતી સામુ જોયું, નવ કહેતો જીવ તારો લઉ; તુતી બોલી તેનીવાર, સાંભળજો તમે નરને નાર, ૬૯ બેહેવર બાનુ સરખી નાર, નવ દીઠી મેં પ્રથિવ મોઝાર; તેનું વરણન કઇ પેરે થાય, સમુદ્દર ઘાટમાં કેમ સમાય૭૦ માહારી બુદ્ધી પ્રમાણે કહુ, સમુદર રૂપીનો પાર નવ લહુ; લેલાટ ભાસે જેવો ચંદ્ર, નેત્ર જાણે પ્રેમનો ફંદ. ૭૧ દાંત જાણે ડાડમની કળી; અધુરનો રંગ પરવાલી ભલી, થાંન કઠણને પેટ ઊજવળ સાર, નારંગી સરખા બેઊ ગાલ.૭૨ આંગળીઓ જાણે કરણ જરી, હાથેળી રેખા રહી છે હશી; શીર વેણી કટીથી બાહાર, મુકતા ફળનો શીર શોભેછેહાર.૭૩ પગ પાની બેઊ કુમકુમ લાલ, અની શોભાછે રંગ અપાર; એવી બેહેવર બાનુ સુંદરી, કારણ રૂપે તે અવતરી. ૭૪ ઘણાએક સોદાગરના તન, રાખ ચોળીને ગયા છે વન; જેણે નજરે દીઠી નાર, તેતો પડયા ધરણી મોઝાર. ૭૫ જેણે નારી દીઠી સરવથી, તેના ઘા રૂજાયા નથી; જાંહાદારસાહજી કહુ વાસાર; મારી જીભે નવ આવે પાર.૭૬ **દોહરો**—સુરજ ઉગે જે સમે, સાથે તારો હોય; ભાનુ કેરા તેજથી, તારો ન દખે કોઈ. ૭૭ તેમ બેહેરવ બાનુ સુરજ છે તારી નારો તારો કેહેવાય; ભાનુ કેરા તેજથી, તારો ઝાંખો થાય. ૭૮ **ચોપાઈ**—તુતી કેરાં સુણી વચન,શાહાજાદો વીચારે મન; સાચુ જુઠુ કેમ કેહેવાય, મનનો સંદેહ કઇ પેરે જાય. ૭૯ એવું મન વીચારી સાર, ચીતારો તેડયો તેણે ઠાર; ચીતારો કરે વીનતી આજ્ઞા દીજીએ પ્રથવીપતી. ૮૦ તારે ચીતારાને કહ્યું સહી, એક કામ છે તારૂં અહીં; બેહેરવ બાનુ કેરો દેશ, વેગે ત્યાં કરો પ્રવેશ ૮૧ ઉઠાડે નીરખો તે નાર, પછે ઉતારો પટ મોઝાર; નખ શીખ જે ઉઠાડે નીરખો સહી, નુન અધીક તેમાં કરવું નહીં. ૮૨ નર પતીની નવ કરશો આશા સાર, હમો કરીશુ ઊપકાર; ચીતારો મન પામ્યો રલી, પંથ જાવા તઇઆરી કરી. ૮૩ ઘણી છબી તેણે રાખી પાસ, જાતાં મન પામ્યો હુલાસ; સુભ તીથીએ કરયું પીઆણ, બાદશાહની છબી રાખી પાસ. ૮૪ કુચ મુકામે ચાલ્યો જાય; આણંદ તેને અંગ ન માય, મુની શેહેર નગરી પરવરો જઇ, બજારે દેરો કરો. ૮૫ બેન વજીર વીચારે એમ, શાહા પાસે જવાશે કેમ; ચીતારો બુધીનો ધણી, દેરા આગળશોભા ઘણી. ૮૬ ઘણાએક પટ પાથરયા સાર, તેની સોભાનો નહી પાર; રાજા રાણી કેરાં રૂપ, જોતાં વીસ્મય પામે બહુ ભુપ. ૮૭ વળી સ્ત્રી દીઠો પટ મોઝાર, એક એકથી રૂપ વીસાળ; લોક જોઇને હરખ્યા સાર, પછેવાત ગઈ છે દરબાર.૮૮ અરજ બંગીએ કરી સલામ, એક વીનતી શુણીએ કાન; ચીતારો ગામમાં આવ્યો એક, ગુણ તેના છે બહુ વિશેક.૮૯ પોડી એકનો ભરયો છે ભાર, આવી ઊતરયો છે સેહેર બજાર; સાહા બોલ્યાછે મનથી હુલાસ; વેગે લાવો મારી પા

સં. ૯૦ અરજમંગી આવ્યો દડવડી, ચીતારાશું બોલ્યો વળી, સુણો સોદાગર સાચુ કહુ, ત
મને બાદસાહનુ ફરમાનજ થયુ. ૯૧ વેગે ચાલો તમે સહી, રાજા વાટ જુએછે તહીં; ચીતારો
તવ એવુ સુણી, તતક્ષણ આવ્યો શાહાની ભણી. ૯૨ દુર રહીને કરી સલામ, તવ શાહા બોલો
તેણે ઠામ; પ્રેમે બોલાવે પ્રથવીપતી, દુર રહેવાનુ કામજ નથી. ૯૩ પાસે તેડી બોલ્યો વાણ,
કોણ દેશ કરયું પીઆણ; ચીતારો તારે બોલો વાણ, ચીન દેશ મારૂં શુજાણ.૮૪ તમે મોટા પ્ર
થવીના ધણી, તમારી નેકી મેં સાંભળી ઘણી; હરેક વાતમાં તમે હોંશીઆર, સાત વીલાતમાં
એકજ નર. ૯૫ ઘણા બાદશાહ જોયા સહી, તમ સમ કોઇ તોલ આવે નહીં; એમ કહી પાસે
પરવરયો, કંડીઓ મુખ આગળ ધરયો. ૯૬ ઘણી છબી જોઇ અતી સાર, પ્રથિવપતી રીજયો
તેની વાર; નીવાજરા કરી મહીપાલ; ચીતારાને કીધો ન્યાલ.૯૭ આજ્ઞા માગીને તે વળો,પોતીકે
ઠેકાણે પળ્યો; તેતો વાત સઘળે પરવરી, બેહેવરબાનુ આગળ સખીએ કહી. ૯૮ **દોહરો**–
સખી બેહેવરબાનુ તણી, વેગે આવી જાણ; બાઇ એક તમાસો અતી ઘણો, વીનતી ધરજો કા
ન. ૯૯ ચીનથી ચીતારો આવીયો, શાહે તેડયો પાશ; દીઠો તમાસો અતી ઘણો, મન પામ્યા
હુલાસ. ૧૦૦ મોટા મોટા બાદશાહ તણી, નકલ લાવ્યો છે જાણ; જાણે હમણાં બોલશે, ઘણી
શોભા નીરવાણ. ૧૦૧ ઘણી શોભા છે છબી તણી, નર નારીની સુંદર કાય; દેખી દુખ ભાગે
સહી, દુખ દેહમાંથી જાય. ૧૦૨ અવતાર મારો સફળ થયો, મેં જોયા ઘણા ખ્યાલ; સરવથી
શોભા છે ઘણી, કોઇ બાદશાહનાં બાળ.૧૦૩ રૂપ તેનાં અતી ઘણાં, કેહતાં નવ આવે પાર; ત
મ આગળ હું શું કહુ, તે તણો વીસ્તાર. ૧૦૪ **ચોપાઈ**–તારે બેહેવરબાનુ બોલી વાણ,
શુણો સખી તમે ચતુર શુજાણ; જેણે તમાસો દેખાડયો સાર, તેહેને તેડી લાવો વાડી મોઝાર.
૧૦૫ સખી આવી ચીતારા પાસ, મુખે વાણી બોલી પ્રકાશ; ઊઠો શોદાગર આવો તમે, બેહે
વરબાનુએ મોકલી મને. ૧૦૬ મોહ લાગ્યો તેને સરવથી, વીલંબ કરવાનો અવસર નથી; બેન
વજીર બોલ્યા તેણી વાર, જાની કાલે આવીશુ નાર. ૧૦૭ તે દીવસને રાતજ ગઇ, થયો પરભા
તને જાગ્યો સહી; દંત ધાવનને કરી અસ્નાન, આદ શકતીનુ ધરીયુ ધ્યાન. ૧૦૮ જુગત અં
બા કરૂણા કરે, બેહેવરબાનુ દ્રષ્ટે પડે; એવું મન વીચારયું સાર, પછી આવ્યો વાડી મોઝાર.
૧૦૯ સખી પ્રતે બોલો વાણ, બેહેવરબાનુને કરયુ જાણ; શખીએ કહયુ તેણી વાર, પડદેઆ
વીને બોલી નાર. ૧૧૦ બાહાર થકી છબી મોકલે, પડદે બેઠી નીરખણ કરે; ઘણો તમાસો દી
ઠો શાર, જોતાં મોહ પામી ઘણુ નાર. ૧૧૧ એક લીએ એક પાછુ દીએ, મનનુ હીર ચોરીને
લીએ; બચકો બાંધ્યો હુતો જેહ, તેમાંથી છબી દેખાડી તેહ. ૧૧૨ સખી બેહેવરબાનુની જેહ,
ફરીઆદ કરીને બોલી તેહ; સરવ તમાસો દેખાડયો સાર, એક પેટી રાખી બગલ મોજાર.૧૧૩
જતન કરી રાખી સરવથી, અમુલખ વસ્તુ દેખાડી નથી; ચીતારો કરે શખીને સાન, તેમ તેમ
નારી બોલે વાણ. ૧૧૪ એવે બેહેવરબાનુ બોલી વાણ, શુણ ચીતારા ચતુર સુજાણ; જતન ક
રીને રાખો જેહ, વેગે કરી દેખાડો તેહ. ૧૧૫ તારે ચીતારો બોલ્યો એમ, પારકી વસતુ દેખા
ડુ કેમ; હુંતો ગરીબ ધરમથી બીહું, તમ પાસેથી માગી લઉ. ૧૧૬ માફ કર તુ મુજને શતી,
હાથ જોડીને કરૂં વીનતી; ચીતારાનાં સુણી વચન, મોહો લાગો અબળાને મન.૧૧૭ તારે બોલી
શાહાની નાર, એવો તારો શોછે ખ્યાલ; અરે અરધ કોડીનો કાગળ સાર, તેનુ મુલ થયું નીરધા
ર. ૧૧૮ તેહેન રાખો બગલ મોઝાર, ઘણું કરીને વધારો ભાર; બેન વજીર ચીતારો જેહ, બે
હેવર બાનુગુ બોલે તેહ. ૧૧૯ તમે કહ્યુ તે સરવે ખરૂં, એની કીમત હું કેમજ કરૂ; બંગાળા
શેહેર તણો પાદશાહ એહ, તે તણી પુત્રી કેહેવાય.૧૨૦ તેનું મુજને પુરણ મન, ઘણા લાલ મોકલા
અનંત; તેને અરથે કીધુ કામ, હુંતો લઇ જાઉ તેને ગામ. ૧૨૧ બેહેવરબાનુ બોલી વાણ,

બેન વજીર ચીતારા ચતુર સુજાણ; તુ ગુણવંતો પાલે લાડ, એક વાર દ્રષ્ટે દેખાડ. ૧૨૨ તારે ગુણવંતો બોલો ખરૂ, કોઈનો વીસવાસ હું નવ કરૂં; તું સતવંતી દીસે ખરી, હાથો હાથ આપું શુંદરી. ૧૨૩ બેહેવર બાનું બોલી શખી સંગ, ઘણો વરધ્ધ પુરૂશ છે ગતી ભંગ ; હેવો શખી શુ કરયો વીચાર, તતક્ષાણ પડદા છોડયો તે નાર. ૧૨૪ વીજળી ઝબકી નીસરે બહાર, તે રીતે તે નીસરી નાર.૧૨૫ **દાહોરો**—પ્રાતુશ કાળે આભથી, નીસરેભાનુંની જોત; તેથી તેજ અધીકછે, થઇ રહો ઉદોત. ૧૨૬ જેમ આભ ફાટે ને વીજળી, કરે ઘણો ભટકાર; તેમ બેહેવર બાનુના તેજથી, ચીતારો પડયો ધરણી મોઝાર. ૧૨૭ પડયો તેમ બેઠો થયો, મનમાં રાખી ધીર; તસવીર લેઈ હાજર કરૂં, જેમાં ગુણછે ગંભીર. ૧૨૮ જાંહાંદારશાહ તણી છબી, જે રાખી હુતી પાસ; તે લેઇ કરી હાથે ધરી, પામે મન હુલાસ. ૧૨૮ મહા સવરૂપ શોભા ઘણી, કામતણો અવતાર; મોહ પાંમી મનડા વિશે, ધન ધન મુજ અવતાર.૧૩૦ **ચોપાઈ**—બેહેવરબાનુંએ એમજ કહયુ, વરધ પુરૂશ તુજને શું થયું; તારા મનનો કહે વીચાર, કેમ પડયો ધરણી મોઝાર. ૧૩૧ ચીતારો કહે શુંણરે નાર, મુજનેવાઈ તણો આઝાર; એમ કહી કર લાંબો કોધ, હાથો હાથ છબી તે દીધ. ૧૩૨ બેહેવરબાનું તે નીરખે સાર છબી પેઠી તે હઇયા મોઝાર;છબીમાં દીશે એવો ખીઆલ, જાણે ચુંબન દેછે ગાલ. ૧૩૩ નારી ચીતવે મન મોઝાર, એ પુરૂશને કેમ મોહ અપાર; માહારા ઉપર એ પડીયો જાણ, ઘણો સુઘડ દીસે નીરવાંણ. ૧૩૪ઘણું રૂપ તેહેનું સુંદર જોઇ, તે નારી ઘણું મનમાં મોહી; એવો નર મળે મુજને સાર, તો તો માહરો સફળ અવતાર. ૧૩૫ હેવું મનમાં વીચારી નાર, મધુરા વચન બોલી તે ઠાર; ચીતારાનાં કરી વખાંણ, મુખે નીરમલ બોલી વાંણ. ૧૩૬ એ કોણ પુરૂશ કયાંહાંનો રહેનાર, મુજ આગળ કહોને નીરધાર; બેન વજીર તવ બોલયો વાંણ, સાંભળ નારી ચતુર સુજાણ. ૧૩૭ હિંદુસતાનનો એ અધીપતી, તેહેની સોભા કહેવાતી નથી; તે તણો સાહાજાદો જાણ, જાંહાંદારશાહ નામેનો રવાંણ. ૧૩૮ રૂપ સુદર ઘણું શોભે કાય, જેવો ઇશુ પેગંબર કહેવાય; રણ સંગરામે ધીરોકાચે, તેજે બીજો રૂસતમ કહેવાએ. ૧૩૯ કાંહારૂન તણો ખજાનો સાર, ચાળીશ ઘર ભરીઓ નીરધાર; જાંહાંદારશા એવો ઉદાર, એક દીવસમાં આ૦યો નીરધાર. ૧૪૦ ચીતારાના શુણી વચન, નારીને મોહ લાગો મન; એ છબી અમને દીજીએ, મન ગમતુ માગી લીજીએ. ૧૪૧ બેન વજીર તવ બોલીઓ મુખ, રખે બાઇ મન ધરતાં દુખ; જેનુ ખાધુ લુણ અપાર, તે છબીનો તે માલદાર. ૧૪૨ બહેવરબાનુ માગે માન, જાણે દીધુ જીવતદાન; એમ કહી આવી મહેલ મોઝાર, ચાર લાલ લાવી તે ઠાર. ૧૪૩ કાગળ તણો બદલો દીજીએ, લાલ લઇ છબી દીજીએ; ઘણી વીનતી સુણી અપાર, આપી છબીને લીધો લાલ- ૧૪૪ ચીતારાનુ થયુ તાં કામ, નીરખી નારી તેણે ઠામ; સલામ કરી વળો તેણી વાર, ઉતારે આ૦યો નીરધાર. ૧૪૫ જેવી દ્રશ્ટે દીઠી નાર, તેવી ઊતારી પટ મોઝાર; પરમેશવરે કીધુ કામ, શાહાજાદો આપશે ઘણું ઇનામ. ૧૪૬ હઇઆમાં આદતછે ઘણી, વેગે આવો હસતીનાપુર ભણી; સભામાંહે બેઠો મહા ધીર, જાંદારશા જાણે બાવન વીર. ૧૪૭ બેહેન વજીરે કરી સલામ, શફળ મનોરથ પુરણ કામ; જેવી કાને શુણી હતી વાણ, તેવી દેખાડી પટમાં જાણ. ૧૪૮ સાહાજાદાને નવ રહી ધીર, વેગે લાવો મારા વીર; ચીતારો મન પામ્યો રળી, તતકાળ છબીમુખ આગળ ધરી.૧૪૯

**દોહરા**—ઝાંદારશાની દ્રષ્ટે પડી, બેહેવરબાનુ જોણી વાર; મોહ પામ્યો મુરછા વળી, પડયો ધરણી મોઝાર. ૧૫૦ હાહાકાર વરતી રહયો, ધાઇ રહયા સઘળા ધીર; ગુલાબ શરીરે છાંટીયો, તોએ ન બોલ્યો વીર. ૧૫૧ ભુવા ખાતરી તેડાવીઆ જે શાધ્રી જાણે વીર; દોરા બાંધા અતી ઘણા, મંત્રીને પાયાં નીર. ૧૫૨ વળી વઇદ તેડાવીઆ, જે ધનવંતરી કહેવાય; નાડી લીધી

હાથમાં, રોગ પારખ્યો નવ જાય. ૧૫૩ વળી જોશીને તેડાવીઆ, જે પાંચે વેદ જાણનાર; ગરે હુ બતાવ્યા અતી ઘણા, ન પામ્યા પાર નીરધાર.૧૫૪ સાત વજીર હુતા શહી, સાહે પુછ્યુ એમ; ઊપાય કાંઈ લાગીઓ નથી, અ.પણ કરીએ કેમ. ૧૫૫ તારે ચીતારો બોલીઓ, બેન વજીર તેનુ નામ; હેને તો રોગ કાંઇ નથી, વીનતી ધરજો કાન. ૧૫૬ મનુશાવાદ એક શહેરછે, તે બાદશાહ કેરી એક બાગ; બેહેવર બાનુ નામછે, તે શુ લાગો ખીઆલ. ૧૫૭ પાદશાહ એવુ સાંભળી, વજીર શુ બોલ્યો વાણ; લખી પત્ર વીવેકથી, તે નગર મોકલ્યો નીરવાણ. ૧૫૮ તે શાહાને લખવુ ઘટે, લખજો તેવો લેખ; ભેદ એવો રાખજો, નહી પામે મન ખેદ. ૧૫૯ એવો હુકમ પાદશાનો સુણી, લખ્યો પત્ર તેણી વાર; સાત વજીરે મીશલત કરી, લખોકાગળ તેણીવાર.

**ચોપાઈ**—મીનુશાવાદ નગરી શાર, છત્ર પતી મોટા શરદાર; સાત વીલાતમાં તુ સરદાર, તારી બુધી તણો નહી પાર. ૧૬૧ બુધી શીરોમણ ગુણ ભંડાર, તેહ તણો નવ પામુ પાર; હીંદુસતાન તણો નરપતી, તેહ તણી અરજ વીનતી. ૧૬૨ હમારે ઘેર શાહજાદો શાર, ઝાંદારશા નામે ઉદાર; તમારે ઘેર બેહેવર બાનુ દીકરી, વીધાત્રાએ પેદા કરી. ૧૬૩ મુજ મનમાંછે હરખ અપાર, જો તમો થાઓ કીરપાલ; શેવકને મોકલ્યો તેવાર, લખજો પત્ર આણી હુલાશ.૧૬૪ એવો લેખ લખાવ્યો સહી, કાશદને વદાય કીધો તહી; કાશદ આવ્યો વેગે કરી, આવ્યો જયાં મનસાવાદપુરી. ૧૬૫ તખત ઊપર બેઠો મહાવીર, કાશદે જઈને નામ્યુ શીશ; અરજ કરી બોલ્યો તેનીવાર, કાગળ આપીઓ કર મોઝાર. ૧૬૬ મોહોર સાથે કાગળ જેહ, ઉકેલીને વાંચ્યો સહી તેહ; વાંચી કાગળ સમજ્યો ધીર, પગની જુત્તાળ લાગી શીર; ૧૬૭ કાશદને કરયો તીરસકાર, કાગળ એક લખો તેણીવાર; હુતો જાણતો હતો મન મોઝાર, હીંદુસતાનનો મોટો સરદાર; ૧૬૮ નથી બુધી મનમાં લેશ, હજી દીશોછો બાળવેશ; તમ ઘેર વજીર હુશીઆર, તે થકી થાશો હુશીઆર. ૧૬૯ એવો કાગળ લખ્યો નીરધાર, કાશદને આપીઓ તેણીવાર; કાશદ તાંથી ચાલ્યો જાએ, આવ્યો જાં હીંદુપતી.કહેવાય૧૭૦ તખત ઊપર બેઠો તાંહાં, કાગળ લઇનેઆપીઓ કરમાંહ; કાગળ તણા તેણે કાપીઆ બંધ, વાંચતાં વારને થયો મન ભંગ ૧૭૧ ઉકેલી વાંચ્યો જેટલે, તખત ઊપરથી પડયો તેટલે; ઘણો સરમાયો તેણીવાર, કોણ વેલાનું પ્રગટયુ પાપ. ૧૭૨ એકતો હુ હલકો થયો, બીજુ પુત્ર દુનીઆંથી ગઓ; સાત વજીર સાંભળજો કાન, મેં તો હાથ ખંખેરા જાણ. ૧૭૩ હવે કરૂ હુ કોણ પ્રકાર, પુત્ર વીના સુનો સંસાર; શાત વજીર બેઠા એક ઠામ, આપણે કરવુ એકજ કામ. ૧૭૪ નારીસુ મોહ પામીઓ અપાર, તે ઉપર કરવો વીચાર; નારીને આપણે નીંદવી જાણ, તેથી મોહ ઉતરે નીરવાણ. ૧૭૫ પરથમ વજીર એમ બોલો વાણ, શાહજાદાજી સુણજો કાન. નારી નામે શીર પેંજાર, એથી કોઇ નવ પામ્યુ પાર. ૧૭૬ પુરૂશ જાણે મહારા પ્રાણ, અંતેતે દુખીઓ નીરવાણ; નારીથી મન કરવુ શાંત, તે ઉપર કહુ એક દ્રષ્ટાંત. ૧૭૭

**દોહરા**—સોદાગર એક શેહેરનો, દોલત બે સુમાર નારી ઉતમ તેહને, જાણે પુષ્પ અનાર. ૧૭૮ તનમન ધન સોપુ સહી, બાંધો કાચે હીર; આગ્ના પાળે તેહની, જાણે એક શરીર. ૧૭૯ લોક વખાણે અતી ઘણુ, ધનધન અસ્ત્રી ભરથાર; જોડુ બેઉનુ અતી ભલુ, તેની પ્રીત અપરમપાર. ૧૮૦ હેત પ્રીત કરે ઘણુ, કરે મન વાંછિત ભોગ; રાગ તાન કરે ઘણા, સુખ સાગર સંજોગ. ૧૮૧ પ્રીત બેઉને અતી ઘણી, સતી તણો અવતાર; શેવા કરે અતી ઘણી, કહેતાં ન આવે પાર. ૧૮૨ પરપુરૂશ સામુ જુવે નહી, નવ નીશરવુ બહાર; પતી વ્રતા પાળે સહી, ગુણ તણો ભંડાર. ૧૮૩ સ્વામી તણી શેવા કરે, ગણે પરમેસવર સમાન; બીજી વાતમાં સમજે નહી, ધરે પરમેસવરનુ ધ્યાન ૧૮૪

**ચોપાઈ**—તે નારીનાં ઘણા થાએ વખાણ, એક અમીરે સાંભળયુ કાન; મનમાં વીચારેછે

અપાર, એક વાર મોતીએ નાર. ૧૮૫ વીચાર્યુ મન સાથે તેહ, સોદાગરશુ કરીએ સ્નેહ કા
રમી પ્રીત દખાડી કરી, કપટ બુધી મનમાં ધરી. ૧૮૬ ખાય-પાએ તે સાથે જાણ, એક
પ્રીત થઇ નારવાણ; દહાડી આવે ઘરમાં જાર, એક વાર દીઠી તે નાર. ૧૮૭ જેવી કાને સુ
ણી હતી નાર, તેવુ રૂપ દીઠુ ઊદાર; મનમાં વીચારજ એવો કરે, એ નારી મજ કેમજ મળે.
૧૮૮ કુટણી એક હતી જે નાર, ભેદ પરપંચ કેરી કરનાર; અમીરે તેડી પોતા કને, પાસે બે
સાડી વાણી ભણે. ૧૮૯ એક છે તમ સરખુ કામ, કીધા પછી આપીશ ઇનામ; અમીર
કહે તુ કરે સર્વથી, તારી જોડ કોઇ બીજી નથી. ૧૯૦ કુટણી કહે સાભળો મહારાજ, શીધરે
કહો મુજ સરખુ કાજ; અમીર કહે કરો એકજ કામ, લોને અખોડ પસતાં બદામ. ૧૯૧
શોદાગરનુ મંદીર વીશાળ, તેની નારીને નાખો મોહની જાળ; ઉપાય કરસો એવો સાર, જેમ
તેમ આવે ફંદે નાર. ૧૯૨ તારે કુટણી બોલી વાણ, એ વાતતો નીશ્ચે થઇ જાણ; એમ કહી
ચાલી તેણી વાર, સોદાગરના મહેલ મોજાર. ૧૯૩ આવી પાસે ને બેડી સોએ, જેમ કોઇ
પોતાની હોય; મુખે બોલી મીઠાં બોલ, જાણે જળ અમરતની તોલ; ૧૯૪ મેવા લાવી હુતી
સાર, મુખ આગળ મુકયો તેણી વાર; આવ ભાવ કરે અપાર, દુતાપણુ જણાએ સાર. ૧૯૫
નીતે આવે ઘર મોજાર, નવી વસતુ લાવેછે અપાર; ઘણીં પ્રીત કીધી આકરી, તન મન ધન
લીધુ સહુ હરી. ૧૯૬ શખી વીના નવ ચાલે ઘડી, પરેમ પ્રીત બંનેને જડી; એક સમે દુતી
કહે વાણ, શુણો સામા તમે ચતુર સુજાણ, ૧૯૭ હુ કહુ તે ચીતમાં ધરે, તુજ માટે એક પુ
રૂશ મરે; ઘણો મોહ લાગીઓ તારો અપાર, નીત આવે છે તારા ઘર મોજાર. ૧૯૮ મોહ
તણા તેને વાગીઆ બાણ, વણ મોતે મરશે નીરવાણ. મોહ તણી વાતો છે સાર, ચતુર નારી
જાણે વીચાર ૧૯૯ પરપુરૂશ પર આણે પ્રીત, ચતુર નાર તણી એ રીત; એક લાડુએ પે
ટ નવ ભરાએ, બીજે ખાધે તરપત થાએ. ૨૦૦ તહારે મારે પ્રીત અપાર, તે માટે હુ કહુ
નીરધાર; દુતી કેરાં સુણી વચન, વીવલ થયુ વીનતાનુ મન. ૨૦૧ પોપટ કાગડાની પાસે
રહે, કાગકાગ મુખ વાણી કહે; ભુડી સોબત બગડે સરવથી, એ વાતમાં કાંઇ સંદેહ નથી. ૨૦૨
દુતીની વાણી સાંભળી સાર, તેથી વીવલ થઇ ઘણુ નાર; લજા તજીને બોલી વાણ, તે પુરૂસ
ને લાવો નીરવાણ. ૨૦૩ એવુ સાંભળી દુતી ગઇ, અમીરને વાત માંડીને કહી; શોદાગર ગ
યો શીકાર, અમીર આવ્યો ઘર મોજાર. ૨૦૪ જે સતી કહેવાતી સાર, તે જાહારશુ રમી
નીરધાર; ઘણા દીવસ રમ્યો તે જાર, લોકોએ જાણ્યો તે વહેવાર. ૨૦૫ લોક સરવે કરે એમ
વાત, આ નારીએ માંડ્યો ઉતપાત; ઘણી સાધવી હુતી સાર, અમીર શુ લાગી નીરધાર. ૨૦૬
પાંપનો ઘડો જે વારે પુરો થશે, વણ ખુટે એ મારી જસે; એવી વાત થાએ અપાર, તે ના
રીએ સુણી નીરધાર. ૨૦૭ પતી એવી સુણસે પેર, મારશે અથવા દસે જેહેર; સખી પ્ર
ત્યે બોલી વાણ, અમીરને કહે નીરવાણ. ૨૦૮ હવે કરો કાંઇ એક ઊપાય, મુજને ઇહાંથી
લેઇને જાય; જયારે હુ તેડાવુ સહી, અસ્વે બેશીને આવે અહી. ૨૦૯ લાગ જોઇને જાસુ
ખશી, પછે રહેશે શહુ હાથજ ઘશી, એવો શક કીધો તે નાર. કયારે સ્વામી જશે બહાર.
એક દીવસ સોદાગર જેહ, શીકાર અરથે નીકળયો તેહ; તુરી ઉપર થયો અશવાર, ધનુસ બા
ણ લીધાં અતી સાર. ૨૧૧ ચલાવ્યો તુરી અપરમપાર, શીકાર એક દીઠો નીરધાર; હરણ
એક દીઠુ વીશાળ, બાણ સાધી દોડયો તતકાળ. ૨૧૨ મ્રગ નાઠુ અતીશે જાણ, દુર પંથ
દીઠુ નીરવાણ; સંધ્યાકાળ થયો તેણીવાર. મ્રગ તણો કીધો શંહાર. ૨૧૩ થાકયો અસ્વ તે
પોતે સહી, ઘેર જવાની સુધ નવ રહી; સમીપ હતુ એકજ ગામ, સાસુ સસરો રહે તે ઠામ,
૨૧૪ તેહને ઘેર આવ્યો નીરધાર, સસરો હરખ્યો અપરમ પાર; ધન દીવસ આજનો જાણ,
ઘણી કરીને દીધાં માન. ૨૧૫ શીકાર પેલો હતો સાર, અડધો સસરાને આપ્યો નીરધાર; મ

નમાં એવી વીચારી વાત' અરધો ખાધું નારી સાથ. ૨૧૬ શશરો આવી આપ્યો વાણ, ભોજન
શમો થયો નીરવાણ; અમારા ઉપર કીરપા કરો, પાસે બેશીને ભોજન કરો. ૨૧૭ દોહરો—
શોદાગર વાણી વદે, નહી ભોજનનુ કામ; ઘેર નારી રહી એકલી, તેણે જલ તજ્યુ હશે તે ઠા
મ. ૨૧૮ મુજ વીના ખાશે નહી, દુખ ધરશે અપાર; તે વીના જો ભક્ષ કરૂ, તો ધીક ધીક
મુજ અવતાર. ૨૧૯ માહરૂ મુખ ન દીઠે ભોજન નવ કરે, મુજને પાએને પીએ નીર; આજ
માહરો વીજોગ થયો, માહા દુખ ધરતી હશે શરીર. ૨૨૦ હું તો શીકારે નીશરો, ચડાવો પ
તુરાને બાણ; દુર પંથે ગયો સહી, અહી આવી પોહોતો નીરવાણ. ૨૨૧ મુજ વીના રહેતી ન
થી, તે દુખ પામતી હશે તે ઠામ; હું તો થાકો અશ્વે શહી, આવ્યો આણે ગામ. ૨૨૨ શશરા
એ એવું સાંભળી, મન પાંમ્યો હુલાશ; પુત્રી જમાઇને જાન છે, પોહોતી મનની આશ. ૨૨૩
ચોપાઈ—એ વાત તો અહી આંથી રહી, પેલી નારીની શી ગત થઇ; શોદાગર ગયો શીકા
ર, નારી વીચારે હઇઆ મોઝાર. ૨૨૪ પોહોર એક તો રાતજ ગઈ, તોએ સ્વામી ઘેર આવ્યો ન
હી; પછે આશ મુકી જાણ, આજ સ્વામી રહ્યો નીરવાણ. ૨૨૫ અમીરને કહેવડાવ્યું જાણ,
શીઘરે તમો આવો નીરવાણ; ઘોડો લઇને આવો શહી, મોહોલની નીચે ઉભો તહી. ૨૨૬ ના
રીએ જોઉં તેણી વાર, ઘોડો લેઇને આવ્યો નીરધાર; નારીએ પછે વીચાર્યું શહી, કેઈ પ્રકારે
જાઉ તહી. ઘોડો લેઇ જાઊં આજ, તો તો મારો નહી રહેલાજ; કહેશે નારી કોઇશુ નીસરી ગઇ,
પર પુરશ પર નારી થઈ. ૨૩૮ વળી જાણસે માતને તાત, તેની હાંસી થાશે વીખ્યાત;
કુળને એબ લાગશે ઘણી, કહેશે પુત્રી નીકળી ગઇ તમ તણી. ૨૨૯ સ્વામી મારો ગઓ શી
કાર, શોધ કઢાવશે મારી નીરધાર; ચોખંડ પ્રથવી શોધશે જાણ, બંનેને મારશે નીરવાણ.
૨૩૦ એમ વીચાર કરે તે નાર, એક લાગ સુજે તે ઠાંર; તે નારીએ વીચારૂ તે જાગ, મો
હોલમાં લગાડી દઊં આગ. ૨૩૧ લોક જાણસે કે બળી ગઇ નાર, માહા શતી તણો હુતો
અવતાર; માત પીતાને લાંછન નવ થાએ, ઘણી સમજી રહેશે મન માંય. ૨૩૨ દુખ દાહાણી
માં રહેશે શહી, ત્રીજે ઠેકાણે વાત થાશે નહી; એમ વીચારી ઉઠી નાર, આગ લગાડી દીધી તે
ઠાર. ૨૩૩ પછે કીધુ ચરીત્ર અપાર, ધાઓ ધાઓ એમ કરે પોકાર; આગે કીધુ સબલુ જોર
થઇ રહયો તાં સોર બકોર. ૨૩૪ ઘર મધે ડોશીછે શાર, સાસુ હુતી વરધ અપાર; નીદરામાં
હુતી નીરધાર, લોકે જઇને કહાડી બહાર. ૨૩૫ બારણે થઇ ભીડ અપાર, જઇને અશ્વ એ
ઠી તે નાર; અમીરે મારી મુકયો તુરી, પવન વેગે ગઓ નીસરી. ૨૩૬ ત્રણ પહોર તે ચા
લ્યો જાણ, નગર એક આવ્યુ નીરવાણ; તાં જઇને ઉતરીઆ શાર, ભાડે ઘર લીધુ નીરધાર.
૨૩૭ એ વાત અહીઆંથી રહી, સોદાગરનો શી ગત ગઇ; પ્રાતુશકાળ થઓ જેટલે, સોદાગર
આવ્યો તેટલે. ૨૩૮ અપસુકન તેને થયા શહી, મંજારી મુખ આચળથી ગઇ; તેહ તણો મ
ન કરે વીચાર, રખે દુખ ઘેર પામે નાર. ૨૩૯ એમ કરતાં પછે આવ્યો તહી, મોહોલ વાટોસે
દીઠા નહી; રાખના ઢગલા દીઠા અપાર, ડોશી રૂદન કરેછે તે ઠાર. ૨૪૦ અશ્વ મુકીને પાળો
થયો, ડોશીની તે પાસે ગયો; તાં જઇને તે પુછી વાત, કેમ આગ લાગીરે માત. ૨૪૧ ઘર ત
ણી નારી શું કરે, તારે ડોશી અદકુ રૂવે; છાતી કુટીને બોલી વાણ, વહુ બળી ગઇ નીરવાણ.
૨૪૨ મોહોલ બળ્યો તે મળશે શહી, એવી નારી મળવાની નહી; એમ ઘણો કરે વીલાપ;
પછે વીચારયુ પોતે આપ. ૨૪૩ તેહ તણા બળ્યા જે હાડ, ધરતીને સોપુ નીરધાર; એવુ
મન વીચારી કરી, સઘળી રાખ તે ઉપર કરી. ૨૪૪ મહેનત કીધી અપરમપાર, અશતી નવ
દીઠુ તે સાર; બળી મુઇ તે માનુ સરવથી, અશતી એનુ કેમ જડતુ નથી. ૨૪૫ બળી મુઇ
એ જુઠી વાત, નારીએ કાંઇ કર્યો ઉતપાત; વીચાર કર્યો હઇડામાં બહુ, મીત્રની આગળ જ
ઇને વાતજ કહુ. ૨૪૬ એવુ વીચારી આવ્યો તહાં, અમીર કેરો મોહોલછે જાંહાં; તાં આવી

ને કીધો સાહ, આકર બોલ્યો મુખથી વાત. ૨૪૭ કાલ રાતના અમ્મા સરવથી, હજુ મોહોલ માં આવ્યા નથી; સોદાગરના ઠણક્યા કાન, એ નારી લઈ ગયો નીરવાણ. ૨૪૮ હવે કરૂં હુ ભેદ અપાર, સોધી કાઢુ હુ નીસ્ચે નાર; વસ્ત્ર કાઢી નાખ્યાં નીરધાર, જોગી વેશ લીધો તે સાર. ૨૪૯ ઘણા દેશ જોયા અપરમપાર, નારી સોધી ઠારોઠાર; એક ગામમાં આવ્યો સાર ઘોડો દીઠો તેણે ઠાર. ૨૫૦ પાણી પીવા છોડયો સાર, શોદાગરે ઓળખ્યો નીરધાર; એતો અ મીર અમીરનો સહી, નીસ્ચે નારી મળશે અહી. ૨૫૧ જાં ઘોડો જાસે નીરધાર, તે ઠામે ન કી મળસે નાર; એવી મનમાં રાખી ધીર, ઘોડા પાછળ ચાલ્યો વીર. ૨૫૨ ઘોડો ગયો જે ઘર મોઝાર; સોદાગર ઉભો તે ઠાર; સોદાગર વીચારે સહી, મુજને દખીને નાસસે અહી ૨૫૩

દોહરો—ડોશી એક તાંહાં નીસરી, ઘરમાંથી તેણી વાર; ફકીરે તેને પુછીયું, શું કરેછે ઘરમાં નાર. ૨૫૪ વરધ ડોશી બોલી, બેઠાં છે ઘર મોઝાર; પ્રીત કરીછે અતી ઘણી, બેઠાંછે નરને નાર ૨૫૫ તાંહાં ફકીર એમ બોલીયો, કરો માતા એટલુ કામ; તમો નારીને જઈ કહો, એક જોગી ને મળવાની હામ. ૨૫૬ ડોશીએ આવી કહ્યુ, બાઇ સુણો એક વચન; એક જોગી આવ્યો બારણે, તેને મળવાનુ મન. ૨૫૭ નારી એવું શાંભળી, આવી બારોએ સાર; દ્રષ્ટે દ્રષ્ટ મળી સહી, તારે બોલ્યો ભરથાર. ૨૫૮ હુતો જાણું છુ તને શાધવી, તારો નથી કાંઇ વાંક; અમીર લાવ્યો તને છેતરી, તુંતો દીસે ઘણી રાંક ૨૫૯ તુંતો સતી સોરોમણી, ગુણ તણો ભંડાર; મંદીર આવો આપણે, એતો રૂડો વેહેવાર. ૨૬૦ જેસી તારાને દ્રુપતી, સીતા સરખી તુ જાણ; અમીર લાવ્યો તને છેતરી, આપણે ઘેર ચાલો નીરવાણ. ૨૬૧ ચોપાઈ—બારણે ઊભો દીઠો ભરથાર, અમીર સાથે કરયો વીચાર; સંગમાં ભગ થયો રાતથી, દુશમન કેડો મુકતો નથી. ૨૬૨ એતો જોધ્ધો છે અપાર, હમ માણુસને મારે આ ઠાર; તે માટે કરવો પરપંચ, નાઠા ફેરો કરવો સંચ. ૨૬૩ હુ આગળથી જાઊં સાર, તું આવી મળજે નીરધાર; એવુ કહીને ઉઠી નાર, ઘોડા ઉપર થઈ અસવાર. ૨૬૪ મુખે મુરખો લીધો ધરી, પવન વતી ચાલી સુંદરી; જોગીએ વીચાર્યું સાર, રખે પાછલી વાટે જાય નાર. ૨૬૫ જોગી આવ્યો પાછલે બાર, અ બે બેશીને જાય છે નાર; સાથે શેવક બેઠે સાર, ડાબા જમણી રાખ્યા નીરધાર. ૨૬૬ શોદાગર હુતો માહા વીર, દાડતો ચાલ્યો જેવો તીર; લગાલગ પોહો તે જઈ પાસ, એક શેવક માર્યો નીરધાર ૨૬૭ બીજી ગુપતી મારી કટાર, શીર પડયુ ધરણી મોઝાર; બીજો શેવક પામ્યો ત્રાસ, ઘોડો મુકી ગયો નીરાશ. ૨૬૮ સોદાગરે કીધુ કામ, ઘોડો વાળયો પોતાને ગામ; મનમાં એવો કર્યો વીચાર, હવે જાવુ ગામ મોઝાર. ૨૬૯ દુરાચારી છે સંસાર, ચેષ્ટા મારી કરશે અપાર; એવું વીચાર્યુ મન સાથ, વક્ષ તળે બેઠો તે ઠાર. ૨૭૦ વક્ષ તળે છાંયો અપાર, શીતળ નીર છે ત્યાં વીશાળ; સોદાગર થાકયો અપાર, નીંદ્રાએ ઘેરયો તેણીવાર. ૨૭૧ ઘોડો બાંધ્યો વરક્ષની ડાળ, સુવા ફેરો કરયો વીચાર; અંદેશો નવ રાખ્યો મન મોઝાર, રખે દુશમન આવી કરે ઘાત. ૨૭૨ ઘડ્ડીકતે તે સુતો નીરધાર, ઊંઘ ઘેરયો અપરમપાર; અમીર પુંઠેથી આવ્યો સહી, નગન ખડક એક હાથમાં લઈ. ૨૭૩ સુતો દીઠો દુશમન સાર, કરોધ કરી દોડયો તેણી વાર; મનમાં એમ વીચારૂ સહી, હવે છુટતો મુક નહીં. ૨૭૪ જેવો શીરપર કરે છે ઘાત, અબળાએ જઈ શાહ્યો હાથ; અમીર ફેરો ગ્રહી પાણ, બોલે બેડી નીરવાણ. ૨૭૫ અમીર પ્રત્યે બોલી સહી, એને મારવો દુખ જઈ; તલવારે તમો મારશો શહી, તારે કાંઇ જણાશે નહી. ૨૭૬ એને દુખ દેવુ છે અપાર, તોબા તોબા કરે પુકાર; એવુ કહીને ઊઠી નાર, પગ તેના બાંધ્યા નીરધાર. ૨૭૭ વરક્ષ સાથે ખેંચી દોર, જેમ ઊંધે માથે બાંધે ચોર; ઉપરથી બહુ દીધા માર, શોદાગર જાગી ઓ તેણી વાર, ૨૭૮ તારે પસતાયો મન મોઝાર, મેં કાંઇ નવ કીધો વીચાર; મારૂ કીધુ મુજને નડ્યુ, પ્રીત મોહે આવીને પડ્યુ; ૨૭૯ મુજ નોતુ ઘટવુ મુજને જાટ, દુખને દસવો અરવી

વાત; તે નારીએ વીચાર્યું ખરૂં, પીઊ મરે તેવુ આદરૂં. ૨૮૦ અમીર ફેરે ગ્રહી પાણ, એ-છગે બેઠો નીરવાણ; હાશ વીનોદ કરે છે અપાર, પણ મદ પીએછે નર ને નાર. ૨૮૧ મદ કરી શરમ પરહરી, ભોગ વીલાસ કરે સુંદરી; આંખે કરતાં દીઠો વોહાર, કલેજુ દાઝુ તેણી વાર ૨૮૨ દુખ પામે ગણુ મન મોઝાર, ધીક છત્વુ મારો અવતાર; પેલાં ઉઠ્યાં ઠાડા કરો, વળી મદ પીધો પ્યાલો ભરી. ૨૮૩ બેહોશ તે થયાં નીરધાર; બેઉ પડયાં ધરણી મોઝાર; પરમેશવરનુ કરવું સાર, ભુંડુ નવ ગમે નીરધાર. ૨૮૪ બાવળ રોપે ત્યાં કાંટા બેહાય; આંબા રોપે તો કેરા ખાએ; વાએ પીહાઇ ઉડે આકાશ, પણ દોરીતો ધણીને હાથ. ૨૮૫ સોદાગર બાંધો વડ સંગ, તાંથી નીસરો એક ભોરીંગ; સોદાગરની વીટાયો કાય, જેમ બ્રાંહ્મણની કોટે જનોઇ કહેવાય. ૨૮૬ તે રીતે વીટાયો જાણ. મુખ સામુ મુખ કરૂં નીરવાણ; સોદાગરે વીચારયુ આપ, હવે પ્રગટયુ મારૂ પાપ. ૨૮૭ જીભ હલાવે અપરપાર, સોદાગર કહે ખાધો નીરધાર; પરમેસ્વર છે દીન દયાળ, શેવક તણી લેજો સંભાળ. ૨૮૮ ગરીબ નવાજ તમારૂ નામ, કાળથી મુકાવો આ ઠામ; એમ કીધી સ્તુતી અપાર, સાપ છુટયો તાંહાંથી નીરધાર. ૨૮૯ માંથે થકી હેઠો ઊતરયો, પેલાં સુતાં તાંહાં પરવર્યો; મદ હુતો પ્યાલા મોઝાર, તેમાં વીશ નાંખ્યુ નીરધાર. ૨૯૦ જે વાટેથી ઊતરો જાણ, તે વાટે ચડો નીરવાણ. સોદાગર ધુજો સરવથી, હજી ભોગ પુરો થયો નથી. ૨૯૧ પરમેશ્વરે કીધુ કામ, શરપ ગયો પોતાને ઠામ; ગડી બે ચાર વહીને ગઈ, અમાર સુતો તે જાગ્યો સહી. ૨૯૨ નારી સામુ જોયુ સાર, પુરણ હુંગમાં છે નીરધાર; હઇડામાં વીચારૂં સાર, કોણ શુતી જગાડે નાર. ૨૯૩ પેલે વીખે ભરીયો પ્યાલો જેહ, અમીરે જઇ પીધો તેહ; જીભે અડકયો જોણીવાર, જીવ ગયો તેનો જમને દુવાર. ૨૯૪ એ વાતતો અહીંથી રહી, નારી સુતી જાગી સહી; અમીર સામુ જોયુ તે વાર, તાબુત દીઠું દીઠુ તે સાર. ૨૯૫ તેણે મનમાં કરો વીચાર, એ પુરૂષ તણો કોણ મારનાર; દુશમનનો બાંધો વડ ડાળ, એને કેમ ચડાવુ આળ. ૨૯૬ મનમાં કરે અધીક વીચાર, મારો શો થાશે પ્રકાર; ધણી સાથે થયુ માહારે વેર, અમીરનીતો થઇઆ પેર. ૨૯૭ અમીર મુઓ તેનુ દુખ અપાર, પણ એને હુ મારૂ આ ઠાર; ક્રોધ આણો મન મોઝાર, લઈ ખડક ને દોડી નાર. ૨૯૮ સોદાઘરે વીચારૂ સહી, નારી છરતો મુકે નહીં; મધુરે વચનેથી બોલ્યો વાણ, વાત કહુ તે ધરજો કાન. ૨૯૯ તું સરખી નહીં સુંદર નાર, તારે મારે પ્રીત અપાર; હું મારા મનમાં જાણુ સહી, તાહરો વાંક મુદ્દલમાં નહીં. ૩૦૦ માહારે કરમે કીધું નીરધાર, તું સંગાથે શાનો ખાર; તુ ઊપરનવ રીસાવુ મન, તે વાતે પરમેશ્વર જામીન. ૩૦૧ જો તમારા ઉપર રીશ કરૂં જાણ, બ્રહ્મ હત્યા ભોગવું નીરવાણ; એમ સ્તુતી કીધી જાણ, તારે તેણીએ છોડયો નીરવાણ. ૩૦૨ સોદાગર આવ્યો પોતાને ગામ, શાપે નારીછે તેણે ઠામ; વચમાં જામીન રાખ્યા શ્રી રામ, તેથી, નવ લીધુ નારીનુ નામ. ૩૦૩ મનમાં વીચાર તે કીધો સહી, નારીનો ઇતબાર કરવો નહીં; એ માયા ખોટી સરવથી, તે વાતમાં કાંઇ સંદેહ નથી. ૩૦૪ એવુ વીચારૂ પોતીકે મન, જોગી થઇને ગયો તે વન; અહીંઆંથી વાત તે પુરી થઇ, શાહાજાદાને વજીરે કહી. ૩૦૫ નવ માન્યુ નવ સાભળ્યું કાન, બેહેવર બાનુએ લાગીયું ધ્યાન; પ્રથમ વાતને પુરી થઈ, બીજો વજીર હવે કહેશે સહી. ૩૦૬ મેહેતાજી કહે કરૂં વીસ્તાર, શાંભળ્જો સહુ નર ને નાર; પેહેલી વાત પુરી થઇ, સાહાજાદાને વજીરે કહી,

---

# વાત ૨.

**દોહેરો** બીજો વજીર બોલ્યો શહી, શાહાજાદા સુણજો સાર, એ નારી આળે ચડાવને, કાંઇ ન પામ્યું માર ૧ સાક્ષી રૂપે અવતરી, બાંધ્યો સહુ સંસારૂ; પ્રભુ પ્રભુ કીમા બોલે, છ

વતે વીશ્રેશો હાક. ૨ કોઇને વીખે મારે શાહી, કોઇને ખડગે નીરધાર; વીશવાશ કરે જે નારનો, તે પુરો ગુમાર. ૩ **ચોપાઈ**— બીજો વઝીર બોલ્યો તેણી વાર, શાહાજાદા તું સુણજે સાર; એક ચાર મીત્ર હુતા શાર, વાડીમાં બેઠા કરે વીચાર. ૪ અજાણ્યો પુરૂષ એક આવ્યો શાહી, જોયામાં કદી દીઠો નહીં; છેટે જઈ બેઠો નીરવાણ, તેને નવ દીધું આદર માન. ૫ એણે વાતમાં કીધી હાણ, ચારે મનમાં કરયો વીચાર; એ કયાંહાંથી આવ્યો આણે ઠાર; પેલો પુરૂષ આવ્યો જે, મુખથી વાણી બોલીઓ તેહ. ૬ ઘણું કરીને બોલીઓ શાર, તેના ડાહાપણનો નહીં પાર; ચારે મનમાં કરયો વીચાર, આપણે નવ કરયો આવકાર ૭ વીનઅ કરીને બોલ્યા વાણ, તું અન્યા શાંખે ગુણવાન; તુને નવ થઓ આવકાર, મનમાંહે નવ કરયો વીચાર. ૮ એમ વીનઅ કરયો અપાર, પછી પુછે એક વીચાર; ચારે જણા બોલ્યા મુખ વાણ, શાચુ કહેજો પુરૂશ નીરવાણ. ૯ તમે મુખે ડાહાછો સરવથી, તમારી બુધીનો પારજ નથી; કોણ સંગાથે થઈછે રાહાડ, તે અમ આગળ કહી દેખાડ; તવ તે પુરૂશ બોલ્યો સરવથી, એ વાત નો કહેવાની નથી. ૧૦ માં પુછશો મુજને વીર, કહેતાં વાત હઇડે નવ રહે ધીર; ભુંડી વાત તે કેમ વશાતરૂ, તમ આગળ કહીને શું કરૂ. ૧૧ ચારે જણાને લાગી રાહાડ, અમે માનીશું તાહારો પાહાડ; ભરાંત ન રાખો મન મોઝાર, મીત્રી તણો એ નહીં વહેવાર. ૧૨ તવ તે પુરૂશ બોલ્યો વાણ, કહુ વાત તે ધરજો ધ્યાન, એક દહાડાને શમે સાર, શીકારે ગયો હુતો વન મોઝાર ૧૩ તે વન બોહોલું અતીશે શાર, ખજુર ઝાહાડ હુતા નીરધાર, તે મધે ખજુરી સાર, ઊચી હુતી અપરમ પાર. ૧૪ તેહેની પેશી મોહોટી જાણ, માંહેથી રસ ચુવે નીરવાણ; સાથે સાથી હુતા સાર, ખજુર ખાવાનો કરયો વીચાર ૧૫ શરવે મીત્ર બોલ્યા તાંહાં વાણ, મુજને વચન કહે નીરવાણ; તું છે ઝાહાડ તણો ચઢનાર, તાહારી બુધી અપરમપાર; ૧૬ તે માટે કહુછુ અમો એના ફળ દેખાડો તમો; હુતો બોલ્યો મીત્રશું વાણ, એ ઝાહાડ ઉચું નીરવાણ ૧૭ મનોરા હાથે આવે નહીં, ઊડતાં જનાવર ખાએ શહી; એ બુલંદ છે ઝાહાડ અપાર, શાખા ગઈછે ગગન મોઝાર. ૧૮ બીજી ખજુરીછે અપાર, તેહેના ફળ ખાઓ નીરધાર. તેવખતે શાથી બોલ્યા વાણ, એની ગઢ લાગી નીરવાણ. ૧૯ તુજમાં બુદ્ધીછે અપાર; ચડતાં ક્ષણ નવ લાગે વાર; તારે હું થયો નાચાર, મીત્ર સરવે ચડાવ્યો ઝાહાડ ૨૦ કેડ બાંધી તેણીવાર, ચડવા કેરો કરયો વીચાર; ભરવાડો જેમ ચડે તાડ, તે રીતે ચડો નીરધાર. ૨૧ ખજુર ચુકું અપરમ પાર, મીત્રપર નાંખ્યું તેણી વાર; વળી ભગ્યું ગજવુ સાર, કેટલાએક ખાધા નીરધાર. ૨૨ તેવામાં પ્રગટયું મુજ પાપ, ઊપર દીઠો મોટો શાપ; લાંબો ચોડો અતીશે જાણ; મેં જાણ્યું ખાશે નીરવાણ. ૨૩ પડતુ મુકું સરવથી, તો તલ તલ સરીર જડવાનું નથી; એમ વીચાર કરે જેટલે, આવીને વળગો તેટલે. ૨૪ જેમ શીપાઇ કંઠે અમેલ ધરે, તે રીતે તે વળગ્યો ગળે; લીલી પીળી આંખ નીરધાર, જીભ કાહાડે મુખથી બાહાર. ૨૫ મુખ સામું મુખ કીધુ જાણ, તે તો હમણાં લેશે પ્રાણ; જેમ બ્રાહ્મણની કોટે જનોઈ, હેઠાં ઉભાં જુવે સહુ કોઇ. ૨૬ રૂધીર મારૂ ઉડી ગયું, ખોખું ઝાહાડે વળગી રહ્યું; હેઠળ સાથી કરે વીચાર, હાહાકાર થઓ અપરમ પાર, ૨૭ ભાઇ આવ્યું કુંટુબ પરીવાર. સહુ મળીને કરે હાહાકાર; હવે આ એવો એક અસવાર; તેના હાથમાં તુકાબાર. ૨૮ કમાન ભરાવી ખભા મોઝાર, તેણે આવી પુછી ભાલ; મળ્યા લોક તે શું છે ખ્યાલ, ઊંચુ જોઇ બોલ્યો તતકાળ. ૨૯ પેલાને શરપે ગળ્યો નીરવાણ, તીર નખાજે જોઉ તે શાર; લોકશું બોલ્યો તેણીવાર, કોઇ સગાં છે તેના વળી; મુજ કને તેને લાવો અહીં. ૩૦ હેવો તીર હું મારૂં શાર, સરપ પાડું ધરણી મોઝાર, એવો તુંકો મારૂ સાર, શીર છેદી નાખે ધરણી મોઝાર. ૩૧ કદીએ મુવો હોય નીરવાણ. એ વાતનો આપો જવાબ, કોઇ પુછે નો નામ ઝુઝ મન. ૩૨

**દોહરો**—કોઇ ખાંધો બાલણુ, કાળી રાતે સાર; નિશાની હું એવી કરૂં, ઉડાવી દઉં નીરધાર. ૩૩ કાળી રાતે કહાડીને, ખાંધે કાલે હાર; ટાંગ ઊરાકુ સરવથા, મારૂં એક નીરધાર. ૩૪ શાત વિલાતમાં સરવથી, નથી કોઈ માહરી તોલ; તીરંદાજ નાંમમાં, વાગે માહારા ઢોલ. ૩૫

**ચોપાઈ**—સરવ મળી વીચારે વાત, એતો મુવોછે સાક્ષાત; સાપ ખાએ કે તારે મરે, લખ્યું પાખું કેમ ઓસરે. ૩૬ તીરંદાજ શું બોલીયાવાણ, મરે જીવે હમારો જાંણ; તુજને થાસે જશ અપાર, પછે દોરી હાથ વિચાર. ૩૭ તીરંદાજે એવુ શુણી, કમાન લીધુ હાથજ ભણી; તુકો ઊપર મેલી સાર, પછી શુરત બાંધી નીરધાર. ૩૮ કમાનથી તુકો ચાલીઓ, ફણ લઇ હેઠળ આવીઓ; ચાર આંગળનુ ડોકુ સાર, તુકો લઇ આવ્યો નીરધાર. ૩૯ ડોકુ હતુ તુકામાં જાણ, હેઠળ આવી પડ્યુ નીરવાણ; તમાશગીરી ઉભાતા જાહાં, અચરત પામ્યા સઘળા તાંહાં. ૪૦ તીરંદાજ તકો લેવા ગઓ, કાળ આવી આગો રહો; તુકો લીધો તેણે સાર, આલમ જુવેછે નીરધાર. ૪૧ ડોકુ હતું તુકા મોજાર, ડંખ દીધો તેણે સાર; જીવ જતા નવ લાગોવાર. ૪૨ ઘણા લોક થયા પસેમાન, તોબા તોબા બોલે વાણ; ખજુરી ઉપર તેણે શું કરયુ, ખોખું કાડી નાખ્યુ પરૂ. ૪૩ હેઠો ઉતરો તેણી વાર, મનમાં કરયો ઘણો વીચાર; મુજ માટે મુવો નીરધાર, કરૂન આણી દીધુ જાણ, ધરતી મધે સોંપીઓ જાણ; એ વાતતો આટલેથી રહી; બીજી વાત હવે પછે શુ થઈ. ૪૫ **દોહરો**—એણે મનમાં વીચારીયુ, એ મુવો મુજ કાજ; ઘેર કોઈ જાણે નહી, ખબર કરૂ જઇ આજ. ૪૬ તેને ઘેર આસી ગઓ, ને બોલ્યો મુખે વાણ; તમ પુરૂષ પડ્યો સહી, શાપે ખાધો નીરવાણ. ૪૭ નારી એવુ સાંભળી, રૂદન કરે અપાર; ધરતી મધે ઢળી પડી, કુટી ભાગાં હાડ. ૪૮ અરે કંથ એ શુ કરૂ, વોજોગ પડયો અપાર; મરતાં મુખ દીઠૂ નહી, ધીક પડયો શંસાર. ૪૯ એમ વીલાપ કરે ઘણુ, દુખ ધરે અપાર; લોક વારી અતી ઘણી, સમજાવી તે નાર. ૫૦ પુત્રી તેની અભી નવા, રૂપ તણો અંબાર; દસ્ટે દીઠી નારને, રૂદન કરયુ તેણીવાર. ૫૧ મેં મન વીચારીયુ, હેને ઘેરછે શોક; દીન ચાળીશ થયા પછે, કરાવ્યુ મતી બોધ. ૫૨ દીન પુરા થયા પછે, હુ મળુ એહ નાર; હુ દીઓ મોકલું અતી ઘણો, સમજાવુ શરવ પ્રકાર. ૫૩ તે નારી તાં ગઈ સહી, મુખથી બોલી વાણ; ઘેર પુત્રી મોટી થઈ, કાં રાખસો જાણ. ૫૪ એક પુરૂશજે ભણી ભલો, દાસ તે જુંઝાર; વેહેવા કરો તેહશું, જો ગમે તુજ નાર. ૫૫ ખાશે પીશે આણંદશું, ભોગ કરે અપાર; ઘેર બેઠાં મોજો કરે, એ રૂડો વેહેવાર. ૫૬ હા કહેરાવી નારને, બોલી તેણે ઠામ; શીઘ્ર થઈ કરો સહી, વેહેવા કેરૂં કામ. ૫૭ રૂડો દીન જોઇ કરી, પરણુવી તે નાર, ખુશી પેદા થઇ ઘણી, વરતો જેજેકાર. ૫૮ પેહેરામણી કીધી શહી, વાજ્યાં ઢોલ નીશાન; પરણી મંદીરે આવીઆં, વાડીએ ગઆ જાણ. ૫૯ **ચોપઈ**—નારી ભાળ્યો રૂપ નીધાન, ઘણું કરીને દીધાં માન; દીન પરદીન તે વધે અપાર, મન ગમતો તે કરે વેહેવાર. ૬૦ એક દીવસ સુતાં સાર, નર નારી પાસે નીરધાર; હું નીદ્રાવશ જાગો સહી; નારી પાસે દીઠી નહી, મેં મનમાં કરયો વિચાર. ૬૧ પીશાબ પાણીએ ગઇ હશે નાર, હું ગફલત રહો તેણી વાર; આવી તે નવ જાણી નાર. ૬૨ વળી બીજે દીવશે સુતાં સહી, જાગ્યો તારે દીઠી નહી; તેતો દીન ગયો સર વથી; મુજ હઇયામાં કારણ નથી. ૬૩ તીજી રાત થઇ નીરધાર, તોએ દીઠી તે પરકાર; મેં વીચારયું મનમાં સહી. આજ હવે નીદ્રા કરવી નહી. ૬૪ જાગતો રહયો તેણી વાર, મધ્ય રાતરી ગઈ નીરધાર, નારી બોલી તેણે ઠાર; ઉઘ ક્યાંહાં ગઈ ભરથાર. ૬૫ ખાધુ તમને પચવાનું નથી; એ ચીંતા થાએ સરવથી; ઉજાગરો તે કરવો નહી, નારીએ એવી શીખામણ કહી. ૬૬ હું મનમાં સમજ્યો જાણ, વાત તણું કીધું મંડાણ; હુંતો મનમાં સમજ્યો શહી; માથે આદર ઓઢી નહી. ૬૭ પારવા માંડ્યું મેં અપાર, એવો ફંદ રચ્યો તેણીવાર; નારીએ જોયું તેણી વાર, મન

જોયો નીંદરા મોઝાર, ૬૮ પાછલી વારે નીકળી નાર, હુતો પાછળ ગયો સાર, ગામ થકી દેશ એક બાહાર, ત્યાં જઈ પોહોતી નાર. ૬૮ એક ઝુપડા હતા તે ઠાર, તે મધે ગઈ નીરવાણ; તાંહાં હતો ફકીર એક સાર, કુતકા તણો દીધો માર. ૭૦ મોઢે ગાળ દીધી અપાર, કેમ લગાડી આવડી વાર; કેશ ઝાલ્યા તેણી વાર. નારી મુખે કરે પોકાર. ૭૧ વળતી મુખે બોલી વાણ, વાત કહુ તે ધરજો કાન, મુજ ખાવીંદ જાગીઓ અપાર, તેને સુવાડો નીરધાર. ૭૨ તે થયો નીંદરા વશ જાણ; તારે હું આવી નીરવાણ; એમ વીનતી કરે અપાર, તારે ફકીર નીકળ્યો ઘર બાર ૭૩ ઝાડ પાછળ સંતાઈ જાણ, સઘળી વાત સુણી મેં કાન; પછી કીધુ જારનુ કામ નારી કેરી પોતી હામ. ૭૪ ફકીર આવ્યો પેશાબને બાહાર; મે લાગ દીઠો નીરધાર; કાઢી નમીચી મારો સાર, શીર પડ્યું પ્રથ્વી મોઝાર ૭૫ ઝાડ હતુ સમીપે શાર, તેપર હુ ચડો તેણી વાર;નારી કરતી મન વીચાર, પીશાબ કરતાં લાગી વાર.૭૬ બાર આવી જોયું શરવથીતો ધડ ઉપર માંથુ નથી; મનમાં કીધો અધીક વીચાર, ધરી આવી ઘર મોઝાર. ૭૭ એક હાથે ખડગ જાણ, બીજે મશાલ ગ્રહી નીરવાણ; મનમાં કીધો એ વીચાર, દુશમનને મારૂ નીરધાર૭૮ જેમ કોપે નાગણી વીખ ભરી, તલવાર લઈને દોડી ફરી; કદી દેવ મલે તે ઠાર, તો તેહને મારે નીરધાર,૭૮ એવો ક્રોધ ચડ્યો તે નાર, સોધતી ફરે વન મોઝાર; દુશમન હાથમાં આવ્યો નહિં પછી મન વીચારૂં શહી. ૮૦ પાછી ફરીને આવી સહી, ફકીર મુઓ હતો તહી; ચાદરમાં બંધ્યો તેણીવાર, શીરપર નાંખી ચાલી નાર. ૮૧ કોશ બે દુર નદી છે જાણ. તેમધે નાંખ્યો નીરવાણ; હું તાંહાંથી નાઠો નીરધાર, વેગે આવ્યો ઘર મોઝાર. ૮૨ ચાદર ઓઢી સુતો જઈ, વળી ઘોરવા માંડ્યુ સહી; પાછળથી પછી આવી નાર, મુજને દીઠો નીંદરા મોઝાર. ૮૩ પાસે આવી સુતી સહી, હું મુખથી બોલ્યો નહી; ઘણા દીવસ ગયા એમ વહી, મેં તે વાતને છેડી નહી. ૮૪ પીશાબ કરવા બેઠો એક વાર, નારી પાસે માગુ તેણી વાર; જળ ભાગે ઝારી છે જેહ, વેગે કરીને લાવો તેહ. ૮૫ નારી ઉઠી તેણી વાર, આતો ગુમારે અપરપાર; જલની ઝારી લીધી ખરી, હું કરીને હેઠે ધરી. ૮૬ મુખથી બોલી તેણી વાર, ઝારીમાં દીસે ઘણો ભાર; તારે મુજને નવ રહી ધીર, કમાનથી છુટે જેમ તીર. ૮૭ જબાંનથી મેં કહુ આંર, કેમ ફકીરનો ઉચક્યો ભાર; માથા ઉપર ચડાવી જાણ તે વાત જાણે નીરવાણ૮૮. એ વાત શું વીસરી ગઈ, ફકીરથી ઝારી ભારે થઈ: નારીને ક્રોધ ચડ્યો અપાર, ફકીરનો શાહી એ મારનાર. ૮૧ તલવાર હતી સહી પાસે જાણ, તાંહાંથી લઈ દોડી નીરવાણ; મારા હાથમાં નાકુ જાણ, મુખ ઉપર ઢાંક્યુ નીરવાણ. ૯૦ મેં વીચારૂ મન મોઝાર, નાકુ છુટુંછે નીરધાર; જો એને વળગીશુ સરવથી, હેઓજમો રેહેવાનો નથી. ૯૧ વલગા જુમી થશે અપાર; લોક આવશે ઘર મોઝાર; ઉઘાડુ થાશે નીરવાણ, એ હસવુ ને બીજી હાણ. ૯૬ એવો વીચાર મેં મનમાં ધરી, નાકુ બાંધ્યુ વેગે કરી, પછી અકલ કીધી અપાર. કર મરડી લીધી તલવાર. ૯૩ હાથ ઝાલ્યા વેગે કરી, થંભ સાથે બાંધી સુંદરી; મોહોકમ દીધો તેને માર, તેહ તણો હું કહુ વીસતાર. ૯૪ તેને હુતા બાંધવ સાત, દેવ જેવા હુતા વીખ્યાત; તે વાત કાંઈ જાણે નહીં, આવી મુજને મારશે સહી. ૯૫ એવુ વીચારી આવ્યો તાંહાં, શાત બાંધવ હુતા જાંહાં; માંડીને કહી સઘળી વાત, દોડીને આવ્યા માહરી સાથ. ૯૬ હઈઆમાં આવ્યો બહુ ખાર, મારી એહેનને તેણે ઠાર; એ વાત અહીઆંથી રહી જાંહાંદારસાહને વળી કહી. ૯૭ પથર ઉપર નીર સરવથી, દીલ લાગોયું તે છુટનાર નથી. ૯૮ છપે:— માન્યું જેણું મંન, તેને વાત બીજી નવ ભાવે; માન્યું જેણું મંન, ઇશ્વર તેને કહાવે. ૯૦ માન્યું જેણું મંન, વાત તેની મન ફુલાવે; બીજી વાત અનેક, એક ચીતમાં નહી આવે. ૧૦૦ માન્યું જેણું મંન, ભાવતાં ભોજન આપે, માન્યું જેણું મંન, વાત સાચો કરી થાપે. ૧૦૧ મન માન્યાનું કારણ કહુ, ડાહ્યા મા

નજે જે કર્યો, કવીજન કહે સુણ ઠાકરો, મન માન્યું તેથી બીજું કાંઇ નથી. ૧૦૨ છપો—નારી કેરી પ્રિત, નિરંતર નરકે નાખે અસ્ત્રી સાથે પ્રિત, કોઇ દીન વીખ કરી થાપે. ૧૦૩ અસ્ત્રી સાથે પ્રિત નિરંતર નુર ઉતારે; અસ્ત્રી સાથે પ્રિત, કોઇ દીન ઘાતજ આવે. ૧૦૪ અસ્ત્રાની જે પ્રિતછે. જો જો મન કારણ કર્યો; કવીજન કહે સુણ ઠાકરો, નારી જેવી કંચન એકે નથી. ૧૦૫ વાત બીજી પુરી થઇ, શાહાજાદાને વજીરે કહી.

---

# વાત ૩

**દોહરો—** વજીર ત્રીજો બોલીઓ, સુણજે શાહાના બાપ; વીશવાશ કરશે નારનો તેનો ખુટશે કાળ. ૧ નારી નંદે દુખ થશે, નંદે જાશે જીવ; જે ઉપર નારી રૂઠી; તે ઉપર રૂઠયો દેવ. ૨ વજીર વાણી બોલીઓ, સુણજે શાહાના તન; તે ઉપર એક વાતછે, વીનતી ધરજે મન. ૩ મુજ ઘેર નીત આવે શાહી, એક પુરૂશ શોભા માન; બહુ ગુણે રૂપે આગલો ખીલાવટ શોભા વાન. ૪ એક શમે બેઠો શાહી દીવાન ખાને સાર; પુના સમા દેખી કરી મેં પુછયો પ્રકાર. ૫ મુખ ઉપર ઘાહારાં કાંહાં થકી કોહો મુજને નીરધાર; તાજાં દીસે સરવથી, છે ઘુંકના સાર; ૬ જુધ કોણ સાથે થયું તે કહો સાચી વાત; એવો શતરૂ કોણ હતો, કે જેણ કીધી ઘાત. ૭ તવ તે પુરૂશ બોલીઓ, નહી પુછવાનું કામ. સરપ ઉપજે અતી ઘણી, રાખો માહરી મામ. ૮ ગોજી વાત હું કેમ કરૂં; ઉપડે નહી જીભ્યા શાર; એટલેયો માનો શાહી, હું માનું તમારો પાડ. ૯ તવ મુજને સંદેહ પડયો, શી છે એવી વાત; કહું જોઇએ સરવથી, ન રાખો છાની વાત. ૧૦ **છપો** વાત કહાથી જાણીએ, હોએ રૂડી કે ભુડી વાત કહાથી જાણીએ, હોએ સુધી કે કુડી ૧૧ વાત કહાથી જાણીએ, દગો દેવો કે હડે; વાત કહાથી જાણીએ; રોગ વાધ્યો કે પડે. ૧૨ વાત કહાથી જાણીએ; રંક હોએ કે રાણો. ૧૩ શીર શીર અકલ છે ઘણી, જેમ અનેરી જાતછે; કવીજન કહે સુણો ઠાકરો, વાતતો કરતા માતછે. ૧૪ **ચોપાઈ** તવ તે પુરૂશ બોલ્યો વાણ, કેહવા જેવુ નથી નીરવાણ; તમો લાડ લીધી સરવથી, હારે મારૂ ચાલતું નથી. ૧૫ એક વાર હું ગયો શીકાર, ઘોડે બેઠો અપરમપાર; શીકાર આગળ દીઠો સાર; મેં ઘોડો નાંખ્યો નીરધાર. ૧૬ હરણ દીઠું તેણી વાર; પુંઠે ઘોડો નાંખ્યો સાર; ઘોડાના બહુ વાગે નાલ, હરણ દાડે દેતુ ફાળ. ૧૭ માહરી સુરત શીકારપર શાહી, ઘોડો પડયો ખાડમાં જઈ; આગલા પગ ખાડામાં સાર, ખાડામાં પડયા નીરધાર. ૧૮ ગરદન નીચે થઇ જેટલે. હું નીકળી પડયો તેટલે; ઘોડાના ઉપરથી જાણ; મેં પછાડો ખાધો નીરવાણ. ૧૯ ઘણા દુખવા લાગીયાં હાડ, ઓચીંતો પડયો નીરધાર; આંખે તમર આવ્યા સાર, ઘડી બે પડયો નીરવાણ. ૨૦ ઉઠવાને મન કીધુ સાર, વળી ધરણી મોઝાર; ફરીને વળી થયો હુશીઆર, ઊઠી બેઠો હું નીરધાર. ૨૧ આંખે જોયું સામુ જેટલે ડોશી દીઠી એક આવતી તેટલે; ઘણી ઘરડીને માથે પળી, કેડમાંથી બેવડ વળી. ૨૨ ગ્રહેયોહાથ લાકડી સરવથી, ચાલીયા કેરી સકતી નથી; હળી પડેને બેઠી થાય ભરે ડગલાંને સાશ ભરાય ૨૩ મેં વીચારૂ મન મોઝાર, ડાકણ કોઇ આવી નાર; હવે જીવ્યાની આસા નથી ઘોડા સુધાં ખાશે સરવથી. ૨૪ ધ્રુજવા લાગ્યો અપરમપાર, પાશે આવી ઊભી નાર; ઊઠી કરી મેં કર્યો વીચાર, જઇ પગે લાગ્યો નીરધાર. ૨૫ ડોશી સામું જોડયા હાથ, પાસે બેસાડી પુછી વાત; કયાંથી આવ્યા કોણે ઠામ, નહી આવે મનીશનું નામ. ૨૬ તવ મેં કહો મહારો હાલ, ડોશીએ તવ કીધું વહાલ; ઘણી મધુરી બોલે વાણ; બેટા કરા બોલી નરવાણ. ૨૭ મુજ મંદીર તમો આવો બાલ. એમ કહી ઊઠી તતકાળ; હાથ ગ્રહીને ચાલી નાર, પવીત્ર જગા હુતી નીરધાર. ૨૮ વાંસ તણી ઝુંપડી આવાસ, થાપી લાપી હુતી સાર; રજઇ એક પાથરી ત્યાંહાં જાણું,

તાંહાં જઇ બેઠો નીરવાણ. ૨૯ સામી વાડી હુતી સાર, ઘણા પુષ્પ હતા નીરધાર; વનસ્પતી છે બાર અડાર, તળે નદી વહેછે કરાડ. ૩૦ ઘણી જમીન પવીત્રછે શાર, જાણે બીજુસ્વરગ દવાર; ઘણી ચાકરી કીધી તહી, મારૂ મનતો રીંજ્યુ સહી. ૩૧ દીવશ રહયો ઘટીકા ચાર ગાએ લઈ આવી એક નાર; વરસ શોળનીછે શરવથી, તે સમાન કોઇ બીજી નથી. ૩૨ જાણે ઊરવંશી અપછરા સાર, તેથી રૂપ ઘણું ઉદાર; આવી પાશે બેઠી નાર; હુતો પામ્યો મોહ અપાર. ૩૩ મેં મનસુ તવ કરયો વીચાર, પરમેસ્વરે આપી એ નાર; પછે મુખે હુ બોલ્યો વાણ, ડોસીના બહુ કરી વખાણ. ૩૪ ધન ભાગ્ય તમારાં સાર, સ્વરગ માંહે રહો નીરધાર; મુજ મનમાં હરખ અપાર, ચાકરી કરવા રહુ આ ઠાર; ૩૫ તમો અમારી માતાને ઠામ, રહેવાની હું કરૂ હામ; બીજી વીનતી છે મુજ તણી, તમ પુત્રી મોટીછે ઘણી. ૩૬ મુજ સાથે પરણાવો જાણ, હુ નહી જાઊ મહારે ગામ; તમો વરધ થયાં અપાર, શેવા કરૂ રહી આણે ઠાર. ૩૭ ડોસીએ સુણી તે વાત, ઘણી મન થઈ રળીઆત; સાહિત સારી જોઇ સાર, પરણાવી આપી તે નાર. ૩૮ ઘણુ પવીત્ર સુંદર નાર, શતી સીરોમણ ગુણ ભંડાર; પવીત્ર એ રૂડો વહેપાર, ઘણી શરમાએ તે નાર. ૩૯ સ્વામી સામુ નવ જુએ નાર, દ્રસ્ટી રાખે ભુમી મોજાર; ચાંદરાણી રાતે સરવથી, બહાર નારી નીસરતી નથી. ૪૦ ચાંદા માથે આવે જેણીવાર, સતીપણુ ભોગવે તે નાર; ચંદ્રમાની બુધી અપાર, તેણે વહેવલ થઇ ઘણુ નાર. ૪૧ એવુ મન વીચારી કરી, ચાંદરાણી રાતે આવે નહીં; ઘણો ભોગ કીધો તાંહાં રહી, ડોશી સ્વરગે પોતી સહી. ૪૨ નર નારી બે બેઠાં જાણ, મેં મુખેથી કહી વાણ; ડોશીસ્વરગે પોતી સાર; આપણે શો કરવો વીચાર. ૪૩ જંગલમાં રહેવુ આ દવાર, વરધ વીના કોનો આધાર; તે માટે તમને કહુ જાણ, મુજ મંદીર જઇએ નીરવાણ. ૪૪ નારીએ તે માનુ શાર, મુજ મંદીર આવી નીરધાર; ખાધુ પીધુ ને કીધો અહાર, આજ જોગ દીધો નીરધાર. ૪૫ એક વરધ ડોશી હતી સાર, તેને શોપ્યુ ઘર બહાર; ઘરમાં નારીછે હજી બાળ, તે તણી કરજે સંભાળ. ૪૬ હુ ચાકરી જાઊ શરવથી, મેં તમને એ સોપી સતી; ઘણી શીખામણ દીધી સાર ચાકરીએ ચાલ્યો નીરધાર. ૪૭ જઇ અમીરને કરા સલામ, પરગણાનુ મને શોપ્યુ કામ; તે સોલ કરૂ હુ ગામે સહી, સાતમે પાંચમે હુ ઘેર આવુ વહી. ૪૮ એક સમે ડોશી એવુ વદે, હવે રહેવુ મુજને નહી ઘટે; હુ નહી શમજ્યો તેણી વાર, વીને કરીને રાખી નાર. ૪૯ બીજી ખેપે આવ્યો જાહરે, ઘરડી ડોશી બોલી તાહરે; હુથી અહી રહેવાતુ નથી, અજાણ્યો નર આવે શરવથી. ૫૦ રહો કેડો એ નારી વહેવાર, ખાતર પડે તુજ ઘર મોજાર; કોઇ નહી હતુ પાશે જાણ, તે સમે કહુ નીરવાણ. ૫૧ એવુ કહીને ડોશી ગઇ, મહારી રાખી તે નવ રહી; ખાતરની જવ કહી વાણ, તારે મારા ઠાણકા કાન. ૫૨ નારી સાથે બોલ્યો વાણ, હુતો ગામ જાઉ નીરવાણ; બહાર જઇ બેઠો નીરધાર, હઇડામાંતે કરતો વીચાર. ૫૩ રાત ઘટીકા ગઇછે ચાર, હું પાછો આવ્યો તે ઠાર; બારણે આવી દીધા કાન, પુરૂષ બોલતો શુણ્યો નીરવાણ.૫૪ ઝાડ ઉપર ચડયો તેણીવાર, પછે ઉતરયો ઘર મોજાર; દીવાનખાનુ હતુ શાર, રંગે રમેછે નરને નાર. ૫૫ ખાવુ પીવુ મદ અપાર, જાહારશુ કરે વહેવાર; નારી ઊઠી કામે ગઇ, મને ધરૂજ છુટી સહી. ૫૬ હળવે હળવે ચાલ્યો જાણ, દીવાન ખાને આવ્યો નીરવાણ; તે તણી કીતાતલવાર, ખેંચી મારી શીર મોજાર. ૫૭ વરખથી ફળ પડે જેમ, ધડથી મસતક પડ્યુ તેમ; પાછો વરખે ચડયો જાણ. સંતાઇને બેઠો નીરવાણ. ૫૮ નારી આવી પાછી તેણીવાર, લોહી કેરી દીઠી ધાર; પાશે આવી ઉભી જાણ, માંહે નહી દીઠુ નીરવાણ. ૫૯ હાએ ઘણી માંડી તેણી વાર, પછે મનમાં કરયો વીચાર; એનો મારનારો છે વીર, તે તણુ પીઉં રૂધીર. ૬૦ એક હાથે સમશેર સાર, બીજે હાથે દીવો નીરધાર; ખોળી વળી તે ખુણા ચાર, કોઇ નવ દીઠો

મારનાર. ૬૧ પાછી ફરી આવી તે ઠાર, ઘણુ રૂદન કરે તેણી વાર; પછે તાં વીચારયું નાર, એનો શો કરવો પ્રકાર. ૬૨ ખુણે એક તે ખાડો જાણ, તે મધે નાખ્યો નીરવાણ; વરક્ષ ઉપરથી જોઈ તેણી વાર, પાછો ગામ ગઓ નીરધાર. ૬૩ થોડે દહાડે આવ્યો ફરી, તારે ર શોઇ નારીએ કરી; ખાધુ પીધુ બેઉએ જાણ, સેજાએ પોડયા નીરવાણ. ૬૪ બીજો દીવસ થયો જેણી વાર, નારી તરકારી કરતી હુતી શાર; હુ પાશે બેઠો હુતો જાણ, મુખે બોલ્યો વાણ. ૬૫ દોહરો—આજ રાતે સુતો શહી, નારી સુણજે કાન, સ્વપન લાગયું મુને; તે કહુ શુણજે વાણ. ૬૬ સ્વપનામાં દીઠુ શહી, જાણે ઘરમાં આવ્યો જાર, તેને કોઇએ મારયો સહી, ઘાલ્યો ખાડા મોઝાર. ૬૭ તુને ક્રોધ ચડયો સહી, હાથમાં ગ્રહી તલવાર; શોધી વળી શઘળે શહી, નહી કોઇ દીઠો મારનાર. ૬૮ એવુ સ્વપનુ દીઠુ શહી, મનમાં આવ્યો ક વીચાર; ભલુ ભુડુ નવ જાણીએ કરનારો કીરતાર. ૬૯ નારી એવુ સાંભળી, ક્રોધ ચડયો અપાર; સ્વપનુ જુઠુ કહે શહી, તેને હણ્યો નીરધાર. ૭૦ સુરાપણુ આવીયુ સહી, શી કહુ તમને વાત; હાથમાં છુરી લીધી શહી, મુખ ઊપર કીધી ઘાત. ૭૧ ઝડપ ઊઠીને ઝાલી સહી, નાખી ધરતી મોઝાર; છુરી લીધી હાથથી, ઝાહેર થઇ તે નાર. ૭૨ શાહાજાદા સુણજે શહી, તેણે કરી વીગતે વાત; વીસવાશ ન કરવો નારનો, એ ભુડીછે જાત. ૭૩ તીજો વજીર કહેછે શાહી, વીસતારીને વાત, હવે ચોથો વજીર બોલશે, ચરીત્ર કેરી ખ્યાત. ૭૪ વાત તીજી પુરી થઈ, શાહાજાદાને વજીરે કહી.

---

## વાત ૪.

**ચોપઈ**—ચોથો વજીર બોલ્યો સરવથી, જાંહાંદારશા સુણજો વીનતી; એક શોદાગર હું તો સાર, તેને દોલત અપરમપાર. ૧ ધરમી ઘણો ને જીવ ઉદાર, માગુ દાન આપુ તતકાળ, મીત્ર ઘણા હતા સુજાણ, મનગમતા કરે ખાનપાન. ૨ માગણ આવે અપરમપાર, નવ ગાળ દીએ નવ કરે નકાર; સ્ત્રી શું મન ઉદાશી કરે, પરણા કેરી વાત ન કહે. ૩ ઘણા દીવસ ગયા તેની વાર, એક મીત્ર બોલ્યો તે સાર; મળો તો કહુ એક વીનતી, પાણી ગ્રહણ કેમ કરતા નથી. ૪ પુરૂશ કાજે અશતરી અવતરી, પરમેશવરે એ પેદા કરી; તેથી દુર રહયો અપાર, તે કારણ કહો નીરધાર. ૫ તવ સોદાગર બોલ્યો વાણ, જીવતાં નરકે પરણવુ નીરવાણ; ઘણો તમાશો જોયો શાર, સ્ત્રીનાં ચરીત્રછે અપરમપાર. ૬ હાથે દુખ કરવુ અપાર, પછે પસતાવુ મન મોઝાર; તે પુછે તે કહો વીચાર, નારી નામે શીરપે જાર. ૭ તવ તે મીત્ર બોલ્યો વાણ, તમો કહો તે વાત અજાણ; સઘળી સતી નથી નાર, ધરમા કરમી છે શંસાર. ૮ એક કરેછે ભુડા કામ, બીજી જપે છે પ્રભુનુ નામ; એક કરેછે ફેલ અપાર, બીજી પટલાઈ કરેછે શાર. ૯ એક કરે છે પાપ અપાર, બીજી સત ચાલે સંસાર; એક કરેછે ઘાત અપાર, બીજી જીવાડે નીરધાર. ૧૦ એક કરેછે મહા ઊતપાત, બીજીને સતે વરશે વરસાત; સઘળી શરખી નહીરે જાણ, માટે મીત્ર કાંહાં થાઓ અજાણ. ૧૧ નારી કરવી એ નીરધાર, ગ્રહસ્તા ધરમનો માંડો વહેવાર; જાંયાં જાએ તાં પામે માન, ગ્રહસતા ધરમ માટે નીરવાણ. ૧૨ વંશ ચાલે ને પુઠે રહે નામ, મુવાપછી મુકતીનો ઠામ; જો શરવે વીચારે એમ, તો શરસ્ટી ચાલે પછી કેમ. ૧૩ મુવે ઘર ઉઘાડુ રહે, નહીતર ખેતર હાલી કરે; એ વાત કહાડી નાખો નીરધાર, ગ્રહસતા ધરમ માંડોની શાર. ૧૪ ઘણી શીખામણ દીધી તે શહી, શોદાગર સમજાવ્યો તહી; શોદાગરે વીચારયુ મન, પરણા કેરો કરયો નીમંગ. ૧૫ મોટી નાર તે કરવી નહી, સાત વરસની કરવી શહી; તેશુ વીવા કીધો શાર, જતને ઘરમાં રાખી નાર. ૧૬ પર નારીસુ મેળવે નહી, એ પરકારે તે રાખી શહી; વરધ ડોશી રાખીતે પાશ, રૂડો બોધ કરે પ્રકાશ. ૧૭ ઘણુ કેળવી ડોશીએ જાણ, સવામી લાએક થઈ

નીરવાણ; ઘણુ શીરોમાણ શાધવો સાર, સવામીની શેવા કરે અપાર. ૧૮ મનમાં માગ્રે એવુ જાણ, સ્વાંમી પરમેશવર શમાન; વાણજ વહેપાર તણુ નહી નામ, બેઠાં ખાધુ તેણે ઠામ. ૧૯ ખાતા કુવા ખુટે શાર, મનમાં અધીક કીધો વીચાર; ગનમાં વીચારયુ તેણી વાર, સફરે જાવુ નીરધાર. ૨૦ ડોશીને શોપીછે નાર, જે તણો હતો ઇતબાર; ઘણો માલ વહોરી શજ થયો, શો દાગર શફરે ગયો. ૨૧ બંદર બંદર ફરતો શહી, વેચે માલ પાણ વહોરે નહી; એ વાત અહી થી રહી. ઘર તણીહવે શી ગત થઇ. ૨૨ ધાબા ઉપર ચડી તે નાર, શેહેજ ભાવે ઉભી તે શાર મનમાં નથી બીજો વીચાર, એક પુરૂશે દીઠી નાર. ૨૩ તેને મોરછા થઇ નીરધાર, જયારે નજ રે નજર મળી જાણ; મોહ તણા તેને લાગીઆ બાણ. ૨૪ નારીને મન નથી વીચાર, હેઠે આ વી તેણી વાર; પેલો પુરૂસ વીચારે એમ, એ નારીને મળીએ કેમ. ૨૫ એક નારી હુતી દ લાલ, તતક્ષણ મોકલી તેણે નાર; તેણે કીધો ભેદ અપાર, શત થકી બોલાવી નાર. ૨૬ પુરૂશ આવે ઘર મોજાર, જાર તણો ચાલે વહેવાર; ખાએ પીએ જહારશુ સહી, ઘણા દીવસ એમ ગયા વહી. ૨૭ શોદાગર આવ્યો પછે જાણ, શફર કરી આવ્યો નીરવાણ; જુવાની ગઇને જરા થઇ, કટીકી વાંકો વળીઓ સહી. ૨૮ તડકો ઘણો વેઠયો છે કાય, બેઠા ઉઠયાની ભાંગી છે હાએ; સોદાગર આવ્યો ઘર મોજાર, જયારે આવ્યો ઘરમાં શાર. ૨૯ નારીએ મનમાં ક રયો વીચાર, કયાંથી જીવતો આવ્યો ભરતાર; પેલો લે બગલ મોજાર, નારી દુખ ધરે અ પાર. ૩૦ પાશે શુવુ નવ ગમે જાણ. શરીર ખુબ જબકે જાણ; કયાંથી જીવતો આવ્યો તુ જા ણ, શુખ તણાં એણે કીધી હાણ. ૩૧ પછે કીધો ફંદ અપાર, આજારે પડી તે નાર; અરેઅ રે તે કરે પોકાર, સ્ત્રી ચરીત્ર માંડયુ તેણી વાર. ૩૨ ખાવુ પોવુ તજતી જાએ, શોદાગર ઘણુ અટવાએ; કુટણી લાવે ખાવાનુ સાર, શુતી છાનુ ખાએ નાર. ૩૩ દલાલની સાથે કહાવુ જાણ પેલા પુરૂશને નીરવાણ; હુ મરતીયુ પામુરે નીરધાર, ખોદી ઘાલશે ભોમી મોજાર. ૩૪ ચાંચ વો પાવડો લઇને સાર, તુ છાંનો રહેજે તે ઠાર; લોક પાછા વળે જેણીવાર, તુ ખોદીને કહાડજે બહાર. ૩૫ શીતાણી કરજે તુ શરવથી, નહીતો જીવ રહેવાનો નથી; વેલો આવી કહાડજે જાણ નહીતર મારા જાશે પરાણ. ૩૬ એવો પરપંચ તે કીધો નાર, સવામી સાથે બોલી વાણ; એ ક વીનતી ધરજો કાન, ૩૭ મહારી અવધ તો પુરી થઇ, એ વાતમાં તો શંદેહ નહી; ઘડી બે ની પરોણી જાણ, એક વચન આપો નીરવાણ. ૩૮ જનમથી તે આજ શુધી જાણ, હુ સતી છુ પરમ નીધાન; એવો વીચાર મેં કીધો સહી, મુવા પછે કોઇ અડકે નહી. ૩૯ હુ નારી ને તુ ભરથાર, જનાનામાં મુકે નીરધાર; દરગાએ જાએ જેણી વાર, પર પુરૂશ નવ કહાડે બહાર. ૪૦ તમે બેઉ મળીને જાણ, કબરમાં મુકો નીરવાણ; એટલુ કહુ કરો નીરધાર, તો સતીપ ણુપુરણ સાર. ૪૧ નારી કેરી શુણી વાણ, ભરથારે કોલ આપીઓ જાણ; મનમાં હરખ પા મ્યા અપાર, ધન નારી તારો અવતાર. ૪૨ પછે સાસ થયો અપાર, એક દંડો થાઓ નીરધાર; એક હડકી બીજી આવી તેણી વાર, શબ થઇ પડી તે નાર. ૪૩ સોદાગર કરે આકરંદ, ઘણુ કરીને કરૂ રૂદન; નારી કેરે કરયો બોલ, કહયા માફક પાળ્યો કોલ. ૪૪ દરગાએ ગયા તેણી વાર, કહયા પ્રમાણે કીધો વહેવાર; ઘણી ખેરાત કીધી તે ઠામ, સરવ ગયા પોતાને ગામ. ૪૫ પેલાએ જાણ્યુ તેનીવાર. કોઇએ નવ દીઠુ તે ઠાર; શીઆણી આવે તે શાર, કબર ખોદીને કહાડી બહાર. ૪૬ લેહેજા એકમાં કહાડી નીરવાન, બેહુ જણે કીધુ પરીઆન; વેગે બંને તાં થી ગયાં, કોઇએક ગામમાં જઇને રહયા. ૪૭ એ વાત અહીઆંથી રહી, શોદાગરે શુ કીધુ સહી; આલીશુ કીધુ તે તણુ, ફકીરને ખવરાવ્યુ ઘણું. ૪૮ ઘર તણો જે હતો માળ, લુટાવી દીધો તતકાળ; મુજાવર થઓ તેણી વાર, કબરે જઇ બેઠા નીરધાર. ૪૯ હાથે પીછી મોર ની ધરે, કબર ઉપર ઝાડુ કરે; પોતે તાં શુવે જાણ, કબર ધુવેછે નીરવાણ. ૫૦ ઘણુ રૂદન

કરે અપાર, આંખેથી ચાલે લોહીની ધાર, ખાવુ પીવુ નહી જાન, નારી નારી મુખે વદે વાન. ૫૧ જાંદારશા તમે શુનજો કાન, એવી નારી ભુડી જાન; પછી આગળ તે શું થયું; તમ આગલ માંડીને કહુ. ૫૨ સોદાગરના દેશની એક નાર, બંગડી ફેરો તે કરે વહેપાર; ફરતી ફરે તે ગામોગામ, શોદા વેચે રોકડે દામ. ૫૩ ફરતી ફરતી આવી તાં, પેલા બેઊ છાનાંછે જાં; શેરીએ સેરીએ ફરે શાર, લો બંગડી એમ કરે પોકાર. ૫૪ પેલા બેઉ બેઠાંછે જાન, શબ્દ પોતો છે તેને કાન; બીજુ મુખથી બોલી શાર, ડોશી પ્રતે એક તેનીવાર. ૫૫ બંગડીવાળીને બોલાવો જાન, તેને લાવો અહી નીરવાન; ડોસી આવી તેની વાર, ઘર મધે તેડી ગઇ નાર. ૫૬ આંખે આંખ મળી તેણીવાર, મન મધે કરયો વીચાર; ઘણી વાર તે જોઉ શાહી, પછી મુખથી વાણી કહી. ૫૭ આ વાત હુ કોને કહુ, આતો અચરત દીઠુ નવુ; મોઇ ફરીને જીવી નાર, એતો કારણ દીઠુ નીરધાર. ૫૮ તારો ધણી ઘરછે બહુ શોક, તુતો બેઠી કરેછે મોજ; એ અસંભવ દીઠુ સાર, બીજો અવતાર પામી તુ નાર. ૫૯ તે વારે તે બોલી વાણ, કોણ દીવાની છે તુ અજાણ; મુવુ માણસ જીવતુ નથી, કહેતાં તુ સરમાતી નથી. ૬૦ કાને સુણ્યું કોઇ એક વાર, મુવુ માણસ જીવ્યુ નીરધાર; ઘેલી ઘેલી બોલે વાણ, ઘરમાંથી બહાર કાઢો નીરવાણ. ૬૧ હડસેલા મારયા અપાર, તેને દુખ છે હઇઆ મોજાર; જુઠુ બોલી કીધો કહેર, બંગડી વાળીએ રાખ્યુ જેહેર. ૬૨ હણતા જનને હણીએ શાર, તે કહીએ રૂડો વહેવાર; એવુ વીચારી આવી તાંહાં, કબરે મુજાવર બેઠો છે જયાં. ૬૩ **દોહરો**—બંગડીવાળી એમ કહે, સુણ સોદાગર સાર; તુ રૂદન શીદ કરે, જીવે છે તુજ નાર. ૬૪ એક ગામમાં રહેછે શાહી, પર પુરૂશશુ જાણ; ખાએ પીએ આણંદશું, તુ કયાં કરેછે જીવની હાણ. ૬૫ મેં દીઠી તે નારને, સાથે પુરૂશછે સાર; રાગ રંગ કરે ઘણો, અતી ઘણો વહેવાર. ૬૬ તવ તે શોદાગર બોલીઓ, એ શુ બોલો વાણ; મુવાને જુઠુ કહો, કાહાં છુટસો નીરવાણ. ૬૭ મહા સતી તે શુંદરી, પોતી તે સ્વરગ મોજાર; તેને તુ ભુડી કહે, પડીશ નરક મોજાર. ૬૮ ચુડી વાળી એમ કહે, શુણ હો મુરખ વાત; કહુ નવ માને માહરૂ, તો આવો મારી સાથ. ૬૯ નજરે દખાડુ તે નારને, દુરથી ફેલ અપાર; તુ જાણે તે સાધવી, વ્યભીચારીછે નાર. ૭૦ વળતો શોદાગર બોલીઓ, હુ નવ જાણુ વાત; મરણ હવુ જીવતુ નથી, અચરત સરખી વાત. ૭૧ ચુડીવાળી ઊઠી કરી, આવી શાયો હાથ; મુરખ તુ માને નહી, આવ દખાડુ સાથ. ૭૨ શીઘ્રહેપણે તે લઇ ગઇ, ગયા તેને ગામ; ઘર મધે તે લઇ ગઇ, પેલાં બે બેઠાં તેણે ઠામ. ૭૩ નજરે દખી નારને, સાથે બેઠો જાર; મન વીશમે થયો ઘણો, એ તે શુ કીધુ નાર. ૭૪ વળતી સોદાગર બોલીઓ, સાચુ કહેજે નાર; મુઇ જીવી કેમે કરી, હુતી ભોમી મોજાર. ૭૫ કાંને શુણ્યુ નહી હતુ, તે નજરે દીઠુ શાર; મુઇ જીવી સરવથી, થયો બીજો અવતાર. ૭૬ તવ નારી એમ કહે, દીવાનો ફકીર જાણ; મરણ થયુ જીવતુ નથી, તુને કોઇએ વાહો જાણ. ૭૭ હાહાકાર થઓ તહી, થયો વાદ અપાર; લોક મળ્યાં તાં અતીઘણા, કઉતક જોવા શાર. ૭૮ લોક સરવે એમ કહે, ફકીરની ખોટી વાત; શોર બકોર થયો ઘણો, ગઇ દરબારે વાત. ૭૯ મોહોશલ છુટયાં તાંહાં થકી, આવી ઝાલ્યો હાથ; જારે નાઠો તાં થકી, પેલાં બેહુ ગયાં સાથ. ૮૦ શોદાગરને તેડી કરી, પુછી સઘળી વાત; શ્વર થકી માંડી કહી, જે વીતી હતી પોતીકે ઘેર. ૮૧ સાચુ માનુ તે સહી, નારીને બાંધી નીરધાર; અસ્ત્રી જુઠી જાણી કરી, દીધો સબળો માર. ૮૨ તોબાં તોબાં કરે શાહી, માન્યો સરવે પ્રકાર; અડધી ડાટી ભોંયમાં તીરે કીધો માર. ૮૩ જાંદારશાને કહી સહી, અસ્ત્રી ચરીત્રનો ઠાઠ; જે પાણીએ મગ ચડે નહી, શોમણ બાળો કાસ્ટ. ૮૪ વાત ચોથી પુરી થઇ, શાહાજાદાને વજીરે કહી.

---

# વાત ૫

**ચોપાઈ**—પાંચમો વજીર બોલ્યો સરવથી, જાંહાંગીરશાહ સુણજો વીનતી; કોઇ તણી એ નવ થઈ નાર; તે ઊપર કહુ એક વીચાર. ૧ એક મુલકનો હુતો રાય, બેહેનવજીર તેને કેહેવાય; ડાબા જમણા બેશે સાર, બહુ રાખે માંહો માંહે પ્યાર. ૨ એ સમે તાંહાં શું થયુ જાણ, અમીર એક આવ્યો નીરવાણ; તેણે મુલક પાસે જાણ, શાહા તણાં ઉડાડયાં ઠામ. ૩ હલકારો કરી આવે સલામ, અમીર શાહાને તે ઠામ; ઘણો કરોધ ચડયો અપાર, વજીર શું બોલ્યો તેણી વાર.૪ એક વજીરને થયુ ફરમાન, લ્યો લશકર ચડો નીરવાણ; ઘણા અમીર શોંપ્યા સાર, આવી દેહેરા કીધા બાહાર. ૫ પાસે દારૂ ગોળા બાણ અતી સાર, હથીઆર લીધાં અપરમપાર;ઊંટ ઉપર જંબુરા સાર, સુગલા ઘાણ જરાક સાર, ૬ તુરી તણી તાંહાં ચાલી લહાર, ઊપર બેઠા મહા જુંઝાર; શેલાં બખતર શોભે સાર, તરકસ ફરશી ને તલવાર. ૭ સંખ ચક્ર ને ભીડી માલ, ચતુર ગદા લીધી વીશાળ; વજીર સોભે એ સુરો સાર, ગજ ઊપર થયો અસવાર. ૮ અશંખ દળ ચાલુ શરવથી, ધરતી ભાર જીલતી નથી; વજીરે કરયુ પરીઆણ, એ વાત અહીંઆંથી રહી જાણ. ૮ વજીર ગયો જુધે સાર, ઘરમાં નારી જુરે અપાર; સોળે સાણગાર સજા સરવથી, પીઉ વીના શોહાતુ નથી. ૧૦ ભંરજોબન મદ પુરાણ દેહ, હાથે થાન મરદન કરે તેહ; સખીનો હાથ ગ્રહી બેશાર, શેજા ઉપર નાંખે નીરધાર. ૧૧ વલગો જુમે બહુ અપાર, એમ દાહલુ વેઠે નાર; એક સમે સખી કહે જાણ, વાત કહુ તે સુણજો કાન. ૧૨ એ જુવાની જશે શાર, પછે કોઇ નહીં પુછે નાર; આંબા ઉપર પાકી સાખ, તેને કરે સઉ ચાખા ચાખ. ૧૩ ઉતરી ગઈતો ફીકી જાણ, તેનુ કોઈ નવ લીએ નામ; એ જુવાનીતો એવી સાર, શોંઘી મોંઘી પુછે નહી. ૧૪ ચાર દીવસનુ ચાદરણું સાર, પછે અંધારૂં ઘોર તે ઠાર; રખે મનમાં રાખો લાજ, હું કહુછુ મનમાં કાજ. ૧૫ એક સોની દાઠો જાણ, તેનુ શું કરૂ વખાણ; રૂપ કેરૂ પુતળુ સાર, મૃગના સરખી આંખ નીરધાર. ૧૬ ચંદરમા સરખુ મુખ છે જાણ, પરમેશ્વરે ઘડયોની રવાણ; જો તુજને ગમેરે નાર, તો હું લાવુ મોહોલ મોજાર. ૧૭ તવ એ નારી બોલી એમ, દીઠા વીના મનાએ કેમ; એક વાર જોઊં નીરધાર, પછે તેડી કરીએ વેહેવાર. ૧૮ મુખપર બુરખો નાંખ્યો સાર, મોહોલ થકી તે નીસરી બાહાર; દરવાને જાણ્યુ સરવથી, મનમાં કાંઇ વીચાર રાખ્યો નથી. ૧૯ નીશાનીએ ચાલી જાય, શોનીને ઘેર આવી નાર; સોની બેઠો ઘડે છે ઘાટ, નારી આવી તેની વાટ, પાસે આવી બેઠી જાણ; મુખથી બુરખો કાહાડયો નીરવાણ. ૨૧

**દોહરો**—બુરખો કાહાડયો જે સમે, જાણે ચમકી વીજ; સોનીએ મુખ દીઠુ સહી, નવ રહી મનમાં ધીર. ૨૨ હથોડો મેલો હેઠો સહી, ઘડવા કેરો સાર; તે તણી શુધ નવ રહી, પડયો ધરાણી મોઝાર. ૨૩ ચીત્રામણ વત થયો સહી, જુવે એકી પલ; વીધાતરાએ સરજાવી સહી, પુરૂષ જીવનો કાળ. ૨૪ તવ શોની મુખ બોલીઓ, કયાંથી આવી નાર; કોણે કામે આવી સહી, કોણ તમારો ઠાર. ૨૫ કંચુકીથી કાહાડીઆં, દાહાડેમ પત્ર જે સાર; પાણી કુડીમાં નાંખીઆં, બેઠો જુવે સોનાર. ૨૬ બગલથી કાહાડી આરશી, તેની પુંઠે શાહી જાણ; પરથમ તે દેખાડીયું, પછી કાચ નીરવાણ. ૨૭ મુખથી કાંઇ બોલી નહી, ઉઠી તેણી વાર; જેમ વીજળી ચાલે જોરશું, તેમ ઝડપ નીશરી બાર. ૨૮ પવન ગતી ચાલી સહી, આવી મોહોલ મોજાર; દરવાન કાંઇ સમજયો નહીં, ગઇ તેવી આવી નાર. ૨૯ **ચોપાઈ**—એ વાતતો અહીંઆંથી રહી, સોની તણી તાંહાં શી ગત થઈ; નારી ચાલી તેણી વાર, સોની લોટે ધરણી મોજાર. ૩૦ દીવાનો થયો સરવથી, બીજી વાતની સુધી નથી; શોની કેરી હુતી નાર, ધણીને દીઠો તેણી વાર. ૩૧ ઘણુ વીચીક્ષણ શુંદર નાર, બુધી તણી હુતી ભંડાર; મનમાં સમજી ગઇ તે નાર, એને ઇશક લાગ્યો નીરધાર. ૩૨ પાસે આવી બેઠી નાર, ધણીને પુછે તે વાર; કોણ આ

વીતી આણે ઠાર, સાચુ કહો મુજને ભરથાર. ૩૩ કોણ સાથે લગન લાગીયુ સહી, હુ આણી મેળવુ અહીં; તવ તે સોનીએ કોધુ સાર, તે વેગા સમજી તે નાર. ૩૪ તે વેગાએ સમજી તેહ, ધણી પ્રત્યે વાણી વદએહ; એ નારી મળશે સહી જાણ, શમશાનુ કહુ પ્રમાણ.૩૫ તેથીતું થા જે હોંશીઆર, જળમાં પત્ર નાંખ્યો જે શાર; તેને બારણે હોજ વીશાળ, તે ઊપર દાડેમનુ ઝાડ૩૬ જઈને જુઓ આખે નીરધાર, આરશી કેરો કહુ વીચાર; હઈડે તું ધરજે ભરથાર. ૩૭ કાળો કોટ છે સોભાય માન, તે સાચુ છે ઘર નીરવાણ; કાચ તણુ કહુ એંધાણ, ચાંદરણે જાવું નીરવાણ. ૩૮ દીવસે જોઈ આવો ભરથાર, પછે રાતે જજો નીરધાર; શોની ચાલ્યો તેણી વાર, એંધાણીએ ખોળી કાહાડયો ઠાર. ૩૯ દીઠો વજીર કેરો ઠામ, મનમાં બીનો મુકી હામ; એતો વજીર કેરો દરબાર, વણ મોતે મારે નીરધાર. ૪૦ એવું મન વીચારૂં શહી, નારીને આવી વાતજ કહી; એ કહીએ વજીરનો ધામ જીવ ગયા કેરો છે ઠામ. ૪૧ નારી ધીરજ આપે અપાર, નીરભે થઈને જાવુ નીરધાર; જો કાંઈ વીઘન થાએ જાણ, તો વેગે મુજને કરજો જાણ. ૪૨ મધ રાત ગઈ નીરવાન, સોનીએ કીધુ પીઆન; સામે ઓટલે બેઠો જઇ,નારી બારીએ આવી શહી. ૪૩ શોની બેઠો દીઠો સાર, દરવાન જાગે છે નીરધાર; દરવાન ઢુગીયો જેની વાર, નારી મોહોલથી આવી બાહાર. ૪૪ સોની દીઠો નીદરામાં સાર,અખોડ મુકયાં ગજવા મોજાર; ચાર અખોડ તેમાં મુકયાં સહી, નીરાશ થઇને નારી ગઈ.૪૫ અખોડ ઘાલ્યાનું કહુ પ્રમાણ, હજી તું બાલક છે નીરવાણ; લખોટીએ રમ્યો સરવથી, ઇશક તુજને ફાવ્યો નથી. ૪૬ એવું કહી ગઇ મોહોલ મોજાર, વરહેની જવાળા લાગી અપાર; પ્રાતુસ કાળ થયો તેણીવાર, સોની તાંહાં જાગીઓ નીરધાર. ૪૭ મનમાં પસ્તાયો તેણે ઠામ, ઊઘે ન વ સરયુ મારૂ કામ; પાછો આવ્યો ઘર મોજાર, નારીને કહો સમાચાર. ૪૮ જામો ઉતારો જે ણીવાર, અખોડ પડયો ધરણી મોજાર; નારી સમજી તેણીવાર, સ્વામીને કહો પરકાર. ૪૯ ઘણુ સરમાયો તેણીવાર, દ્રષ્ટી કીધી ભોમી મોજાર; વળી તે શું બોલ્યો સાર, હવે તું રહેજે હોંશીઆર. ૫૦ આવી ઓટલે બેઠો જાણ, નારીએ દીઠો નીરવાણ; દરવાન ઢુંગતો દીઠો સરા તેડી ગઇ તે મોહોલ મોઝાર. ૫૧ વેહે વ્યાકુળ થઇ અપાર, દરવાજા નવ દીધા સાર; ભીડવા કેરી નવ રહી સુધ, વરહે વ્યાકુળ થઇ અદભુત. ૫૨ તેને લઈ ગઈ મોહોલ મોજાર, જાર તણો કીધો વહેવાર; ખાધુ પીધુ ભોગ અપાર, નીંદરા વશ થયો તેણીવાર. ૫૩ રાત પાછલી ગઇ તેણી વાર, કોટવાળ ફરતો આવ્યો તે ઠાર, વજીર તણે આવ્યો દરબાર; મન મધે પડયો વીચાર. ૫૪ દરવાન ઉંઘેછે સરવથી, દરવાજા કેમ દીધા નથી; મન મધે કરયો છે વીચાર, ચોર પેઠો છે નીરધાર. ૫૫ ચોર ચોરી જાસે અપાર, શાને શો દઉ જવાપ; એવુ મન વીચારી સાર, પછી પેઠો મોહોલ મોજાર. ૫૬ એક દવડી બીજી જાણ, તીજીએ ગયો નીરવાણ; નારી ગફલત રહી અપાર, એકુએ નવ દીધુ દવાર. ૫૭ પેલા નીંદરાએ પુરાં સહી, કોટવાળ આવી ઉભો તહી, સામુ દીવા બળેછે શાર, શોની દીઠો શોડ મોજાર. ૫૮ સોની રૂપનો હુતો શાર, કોટવાળ રાખતો હુતો બહુ ખાર; આ સુખમાં કયાં પડયો અપાર, શોની ગાણુ તો મન પેજાર. ૫૯ વેર સંભારયુ સાર, ઉડાડયાં બેહુ નરને નાર; નારી મનમાં પસતાઇ અપાર, હુ ગફલત રહી નીરધાર.૬૦ કોટવાળ બોલ્યો તેણે ઠામ, તમે આવાં કરોછો કામ; મનમાં નહો વીચારયું આપ, શહાને સો દેશો જવાબ. ૬૧ નારીએ વીચારયુ શહી, એને લોભમાં નાખુ અહીં; સખીને શમજાવી જાણ, એ કોથળી લાવી નીરવાણ. ૬૨ કોટવાળ આગળ મુકી સાર, આ તમને નજરાણુ આ ઠાર; ઘણો વીનય કરો અપાર, આબરૂરાખ તું આણી વાર. ૬૩ કોટવાળે નવ લીધું જાણુ, બેઊને બાહાર કાહાડયા નીરવાણ; વાત કીધી સખીને શહી, જાણ કરો સોનીને ઘેર જઇ. ૬૪ સખી દાડી તેણી વાર, આવી જાંહાં

સોનીની નાર હાથમાં ચારણી ભરેલી થાળ, તેણુ જે મારી તતકાળ. ૬૫ સોનારણે ઉઘાડયાં બાર, થાળી તણી સુણી જાણકાર; ભાગી દીઠી થાળી જાણ, સોનારણના ઠણકયા કાન. ૬૬ તરત પોતે સમજી નાર, સ્વામી પકડાયો નીરધાર; સખી પ્રત્યે પુછીયુ તહી, કોણ ઠેકાણે ઘાલ્યાં તહી. ૬૭ સખી બોલી તેણી વાર, કોટવાળે ઘેરયાં બેઉ નર નાર; સોનારણે વીચારૂ સાર, કેમ છોડાવુ મુજ ભરથાર. ૬૮ થાળી ભરી મીઠાઇએ જાણ, પંડીતખાને આવી નીરવાણ; ચોકીદારશુ બોલી વાણ, મારે બાધા અધરી જાણ. ૬૯ માહારો ગયો હતો ભરથાર, તે તણી નવ હુતી ભાળ; મેં માન્યુ હતું મન મોજાર, જો ઘેર આવે ભરથાર. ૭૦ બધાવાનને માંન્યું સાર મીઠાઈ ખવડાવુ આવતાં વાર; તે આશા માહારી પુરી થઈ, ધણી ઘેર આવ્યો સહી. ૭૧ એટલી બાધા મુકવી શહી, પછી સ્વામીને મળવું તહી; તે માટે કરો ફરમાન, એવી બાધા છે નીરવાણ. ૭૨ શીપાઇએ વીચારૂં શાર, તરત ઉઘાડી મુકયાં બાર અડધી શીપાઇને આપી જાણ, પંડીત ખાનામાં પેઠી નીરવાણ. ૭૪ બધીવાન બેઠા હતા જેહ, મીઠાઈ શરવેને આપી તેહ; પછી આવી તે સાર, જાંહાં પેલાં હુતાં નીંરધાર, ૭૪ માંહો માંહે વસતર બદલાં સાર, પોતે બેઠી તેણે ઠાર, હાથમાં આપી ખાલી થાળ; વજીર નારી કાહાડી તતકાળ. ૭૫ એવો પરપંચ કીધો વીશાળ, પછી થયો તાંહાં પ્રાતસકાળ; કોટવાળ વીચારે મન મોજાર, હવે શો કરવો વીચાર. ૭૬ વજીરને છે માંહો માંહે વેર, વડો વજીર કરેછે જેહેર; તેને જઇને કરૂ જાણ, તે દેશે બહુ માન. ૭૭ કોટવાળે આવી કોધુ જાણ, વજીરને સરવે પરમાણ; પછી મુખથી બોલો વાણ, એ વાત જુઠી નીરવાણ. ૭૮ તે નહીં કરે એવુ કામ; જા બેશી રહેતારે ઠામ; કોટવાળ કહેસાંભળો સરવથી, જુઠી વાત હુ કહેતો નથી, ૭૯ મુદો પકડયો છે નીરવાણ, પંડીતખાને ઘાલ્યાછે જાણ; વજીર એવુ શાંભળી શાર, શાપાસે ગયો નીરધાર. ૮૦ કોટવાળ કેરૂ લઇ નામ, સઘળી અરજ કરી તે ઠામ; તવ શાહા મુખે બોલ્યો વાણ, બેહુને તેડી લાવો જાણ. ૮૧ પંડીતખાંનેથી કહાડયા જાણ, શાપાસે લાવ્યા નીરવાણ; ફરીઆદ કરીને બોલી નાર, શા અરજ સુણો નીરધાર. નરનારી ઝાલે સરવથી, હવે શેહેર વશાવાનુ નથી; નરનારીઓ લખીઆં જાણ, કોટવાળ તણુ ઉતારયુ માન. ૮૩ શાહે વસ્ત્ર પેહેરાવ્યાં શાર, આબરૂએ વળાવ્યાં નરનાર; પાંચમી વાત તે પુરી થઇ, જહાંદારશાને વજીરે કહી. ૮૪ તેણે નવ ધારૂ મન વીર, જાણે પથર ઉપર નીર; વાત પાંચમી પુરી થઇ, શાહાજાદાને વજીરે કહી. ૮૫

---

## વાત ૬.

**ચોપાઈ**—છઠો વજીર બોલ્યોરે વાંણ, જાંહાંદારશાહાજી સુણજો કાંન; બંગાલા દેશછે જે વીસાલ, છતર પતી મોહોટો મહારાજ. ૧ સોદાગરની કોઠી સાર, વણજ કરેછે વરણ અઢાર; વાંહાંણ આવે તેણે ઠામ, કોઇ કોઇનું નવ લે નામ. ૨ વેપારી વેપારજ કરે, જોડ જગાત કોઈ ન નવ અડે; તાંહાં નીપજે નવી નવી ભાત; દેશ દેશમાં તેની ખ્યાત ૩ પાદશા કામાદીક નામ, રઇયત પાળે પુત્રને ઠાર; શાહા તણી જે હુતી નાર, જાદુગરની જાણે વીદાએ. ૪ વજીર તણીધણીઆણી જેહ, તે સાથે બહુ હુતા સ્નેહ, તે પણ જાણે તે વીદીઆએ, બેહુને સ્નેહ હતો અપરમપાર. ૫ એક રાતરીને સમે જાણ, શાહા શુતાછે નીરવાંણ; શેજ ઊપર સુતો સાર, જીવ થકીહુતા હોંશીઆર ૬ બેગમ પાશે બેઠી જાણ, બીજા કોઇ નથી નીરવાંણ; કકડાટ કરીને બોલું વરખ શાહા ઊભો જુવે પરતક્ષ- ૭ ભોયેથી વરખ નીકળીયું બાહાર; શાહા મુલે વલગીયો નીરધાર શાહા મુલે વલગીયો સરવથી, પેલી બન્યો કાંઇ જાણતી નથી. ૮ તરણસેં ફરગાં ઉડું ઝાહાડ, વાયુ વેગે ચાલ્યું નીરધાર; જાંહાં સખીનું હુતુ ગામ, આવી ચોટ્યુ તેણે ઠામ. ૯ તરણસેં કોસના ફરસંગ જાણ; તેવા તરણસેં ઉડું નીરવાંણ; પાદરે ચોહોટ્યું નીરવાંણ, શાહા બેશી રહેતેણે

ઠામ. ૧૦ પેલી બીલાડી હુતી જેહ, રૂપ થયાં અસ્ત્રીનાં તેહ; પછી પેઠાં ગામ મોજાર, શાહા પુઠે ગઓ નીરધાર. ૧૧ સઈયર બારણે આવી ઠાર. થઇ રહયો તાંહાં થે થે કાર; અપછરા નાચે સર વથી મંડપ શોભા કહેવાતી નથી. ૧૨ ચંદરવા બાંધ્યા તે સાર, મીનાકારી કામ અપાર, ગુલાબ છાંટા શેરીએ સાર ભાટ ચારણ કરે વખાંણ. ૧૩ ઘણી મીજલસ બેઠી શરવથી, તે શોભા કહે વાતી નથી; ગધરફ નટવા નાચે શાર, રાગ રંગ થયો અપાર. ૧૪ નારી બેઠી ઘરમાં જાણ શાહા બેઠો બાહાર નીરવાંણ; મીજલસ બેઠી હુતી સાર, એક ખુણે બેઠો તેણી વાર. ૧૫ પેલી ઘરમાં ગઇ નાર, સહીઆણી મળી તેણે ઠાર; આવ ભાવ થયો અપાર, હલીમલી તાં બેઠી ના ર. ૧૬ બીલાડી આવી શાક્ષાત, કામવતી હુતી જાણ, શાહા સુતો જુવે નીરવાંણ. ૧૭ બીછાનુ પાથરયુંતું સાર, બીલાડી લોટી તેણી વાર આલોટી ઊઠી જેણીવાર, પુરૂસ થઈ બોલ્યો નીરધા ર; ૧૮ શમીપે તેડયો બેગમે સરવથી, શાહા થકી કાંઇ બીહીતી નથી, પાસે બેસાડી પુછે સ માચાર, કેમ આવવું પડયું આણે ઠાર. ૧૯ તવ તે મુખથી બોલી વાણ, તાહારી સહીયર તે ડે નીરવાણ, તેહેની પુતરી પરણે જાણ, ઘણી સખી મળી નીરવાણ. ૨૦ ઘણું કરીને કહુ શ રવથી, આવ્યા વના કાંઇ છુટકો નથી; વજીર તણી નારીછે જેહ; સાથે તેડી લાવજો તેહ. ૨૧ તવ બોલી શાહાની નાર, સાથે ચાલી આવુ નીરધાર; તમો પધારો આગળથી જાઓ, અમો પાછળથી આવું નીરવાણ. ૨૨ વળી પેલો લોટયો જાણ, બીલાડી થઇ ચાલ્યો નીરવાણ. વજીર નારીને તેડાવી સહી, પાસે બેસાડીને વાતજ કહી. ૨૩ આપણે જાવું તેણે ઠામ. નહો તો સ્નેહ તુટે નીરવાણ, બેહુ સહીએર બીલાડી થઇ, ઘરથી બાહાર નીસરીઆં સહી. ૨૪ પાદસા પુઠે ચા લ્યો સહી, જોઉ એ શું કરેછે તહીં; આગળ પાછળ ચાલ્યાં જાણ; ગામ બાહાર આવ્યાં ની રવાણ, ૨૫ આંબલી ઊપર ચડયા જાણ. શાહા થડે ઉભો નીરવાણ, ઝાહાડને કહુ તેણીવાર; ઊઠું ઝાહાડ સહીએર જે ઠાર; ૨૬ ભેટા ભેટ થઇ તેણીવાર. તાંહાં તેનો આવ્યો તો જાહાર; તે આવી મળીઓ તે ઠાર, વર લજામણો હુતો અપાર. ૨૭ તેહનો તાત કરે વીચાર, કંનયા ગુલાબનું ફુલછે સાર, વરતો બાયલો ખોડ નીરધાર, હાંસી થાએ અપરમપાર. ૨૮ તેનો શો કરવો વીચાર, શાહાને દીઠો સોભા માંન, અજાણ્યો દીઠો નીરવાણ, પેલા વીચારે મન મોજાર; એને પરણાવીએ આ ઠાર. ૨૯ લોક નહી કુરે ચકચાર, પછી કાહાડી મુકીએ બાહાર, વસતર પેહેરાવ્યાં તેણીવાર, દોરો બાંધયો લાવી સાર. ૪૦ ઘણો સણગારયો શાહાને જાણ, લેઇ આ વ્યા નીરવાણ, ચોરીએ બેસારાં સાર; કંનાને લાવ્યા તે ઠાર. ૪૧ મોડ બાંધયો તેણે ઠામ, નારી સરવની પોહોતી હામ, જેવી કંના રૂપ નીધાન. તેવો વર મળીઓ તે ઠામ, ૩૨ પેલો સ ખીશું બેઠી નાર, પાસે બેઠો હતો જાર, બગલ મધે લીધી જાણ; બેઉને ચુંબન કીધાં નીર વાણ, ૩૩ શાહા બેઠા જુવે નીરધાર; ઊઠી આવી તેણે ઠાર, જાણે શાહા દીશે સરવથી, એ વગર કોઇ બીજો નથી. ૩૪ તવ બોલી વજીરની નાર: એ જુઠો કરવો વીચાર; માનવી કોઈ જાઓ નથી, નવશે કોશ કોઇ ચાલતું નથી; ૩૫ ચેહેરો મળેછે તેનો જાણ, એ વાતનું નવ રાખવું ભાંન; શાહે કીધુ એકજ કામ, જાહેર તેણે લખ્યું પોતાનું નામ; ૩૬ સાંકુરનું પ યાલું રંગે ભરૂ; પોતીકુ નામ તેમાં લખ્યું ખરૂ; ગામ ઠામ લખ્યું અતીસાર; પરણીને ઉઠયાં ની રધાર. ૩૭ શરબત પીઓ તેણે ઠામ, પાદશાહ આવ્યા ઘરથી બહાર; લઇ ગયા અગોચર ઠા ર, વશતર કહાડી લીધાં જાણ; હતો તેવો કીધો નીરવાણ. ૩૮ શાહા મનમાં કરે વીચાર, ર ખે જતી રહે ઘરની નાર; નવશે કોશે હું આવ્યો સહી, ફરી હુંથી જવાશે નહી. ૩૯ પાછો આવી બેઠા તે ઠાર, ઘર સામુ દ્રસ્ટ કરી નીરધાર; પેલી બન્યો ઉઠી નાર; સખી સાથે મળી નીરધાર. ૪૦ વીદાયગરી માગી તેણે ઠાર, અગાડી થઇ ચાલી બે નાર; શાહાપુંઠ થયો નીર ધાર; વરખ ઊપર ચડી તે નાર, ૪૧

**દાહરો**—વરક્ષ ઉપર ચડી કરી, સુએ બોલી નાર; વરક્ષ જા ઈડાં થકી, જ્યાં બં-
ગાલુ સાર. ૪૨ ઝાડ એવું સાંભળી. ઊડ્યુ તેણી વાર. તાંહા ગઓ મુનીએ, દેખી નથી જાણુ
તી નાર. ૪૩ બંગાલે આવ્યા સાહી, થઈ પાછલી રાત; ઝાડ પોતુ પાદરે, હવે કહુ શાહાની વાત
૪૪ ઝાડ ચોટયુ સુનીએ શાહા નાઠો તેની વાર; જઈ સુતો સેજાએ સહી, નારી આરી તે
ણે ઠાર. ૪૬ જીવ હેઠો બેઠો સહી, ઊંઘતો દીઠો ભરથાર; પાસે આવી મેનદા, બેઠી સુતો જ્યાં
નાથ. ૪૭ મોતી લટ કંઠે પડી, જે બાંધી વર હાથ; નીશાની મલી સહી; મનમાં ઊપન્યો
પ્યાર. ૪૧ ભરોંસો કરવો નહીં એ મારે નીરધાર; આડઠ લીધા હાથમાં છાંટવાં જેની વાર.
૪૯ મોર કીધો તેણી સમે, પછી હરખા ઘણુ નાર: ઘણા દીવસ ગયા સહી,નહી શાહાની કાંઈખા
સ. ૫૦ વજીર વચારે અતી ઘણુ, કીધો મન વીચાર; નારી મારા ઘર તણી, બેગમસુ રાખે પ્રી
ત. ૫૧ જાદુગર જાણે ઘણુ, બેઠીનાંછે એક ચીત,તેને જઈ પુછુ સહી, શાંભળીરે તું નાર.પર એક
વાત પુછુ સહી, રખે પાડતી ભાર: તુ ગુણવંતી સાધવી. સતી શીરોમણ સાર. ૫૩ આજ્ઞા
પાળે માહરી, ધન ધન તુજ અવતાર; ૫૪ તવ નારી બોલી સહી, ક્યાં ચડાવોછો પાડ; હું તો
નારીસુ તમ તણી, તમો મુજા લડાવો લાડ. ૫૫ શું પુછોછો કંથજી, બોલો આણીવાર; શીર લ
ઈ આગળ ધરૂ, ખાણુ નહી લગાડુ વાર. ૫૬ **ચોપાઈ**—તવ વજીર સુએ બોલ્યો વા
ણ, સુણજે નારી ચતુર સુજાણ; આપણો પાદશાહછે સરવથી, ઘણા દહાડાથી બાહ્યા નથી,૫૭
મેં સખીને પુછ્યુ જાણ, તેને કાહેલી કહી નીરવાણ; એ તો બારે શો આજાર, ગોહોલ થકી ન
વ આવે બહાર. ૫૮ ઓસડ વેસડ કરતા નથી. તે હુમ મુજનેછે સરવથી; મેં દોલત મેળવી અ
પાર, મુજપર શાહા ઘણો કીરપાલ. ૫૯ ઘણુ માન રાખેછે માન,લોક સરવે કરે વખાણ; જો પા
દશાહપર થાએ કેર, બીજો રાખે મજપર મહેર. ૬૦ કાગળ પત્ર જોણે નાર, તો જીવાનો નથી
ઠાર; જો આપણુ વીચારો સાર, તો શાહાની ખબર કહાડો નીરધાર. ૬૧ એવુ સુણીને નારી
ગઈ, બેગમને મળી તે શાહી; અતિ ભાવ કીધો અપાર, પછે બેઠાં ગોઠે નીરધાર. ૬૨ મોર દી
ઠો સોહોત ઓજાર, વજીર નારી બોલી તેની વાર; આ મોર ઘણો શોભે સાંખે, કોણે નજર ક
રી તુજને આપ્યો. ૬૩ તવ બેગમ સુએ બોલી વાણ, સઉકીમત સાટે કહુ નીરવાણ; રખે વાત ક
હાડે એ બહાર, તુજ આગળ એક કહુ વીચાર. ૬૪ તુજ મુજમાં કાંઈ અંતર નથી, તે માટે
કહુછુ સરવથી; મોર કીધો શાહાનો જાણ, એનો પગણો સહી નીરવાણ; ૬૫ નીશાની મે
દીઠી શાર, મીઠલ તેનાકર ઓજાર: મેં વીચારૂ એહેણુ કામ, વીસંગ કીધા કેરૂ નહી કામ.૬૬ શા
હા સુરોછે અપરમપાર, માનહુંછો મારે નીરધાર; આડઠ બંની કાધો દોર,તતક્ષન કીધો અને આ
ર. ૬૭ વજીર નારી ઘણુ થઈ વહાલ, હસીને કરવાં દાખી તાલ; વાચ્કુ રૂડુ કીધુ કામ, સુખેસા
જ કરો એ ઠામ.૬૮ મળીં બેઠીને ચાલી સહી, આવીને વાતવજીરને કહી; વજીર વીચારે આણે
ઠાર, હવે શો કરવો પરકાર. ૬૯ એક મોર મગાવ્યો સહી, મુસ ખરચીને લીધો તહી; પાસે રા
ખીઓ છાનો તહી, વજીર ગયો દરબારે સહી. ૭૦ કચેરીમાં બેઠા જાણ, કોઈ નહી હતુ નીરવા
ણ; સાહેલી પાસે તેડી ગઈ, અરજ કરો બેગમને જઈ. ૭૧ પહેલી પુજન કરો અપાર, પછી
અરજ કરોને સાર; હુ અરજ દેઉ સરવથી, સાહા વગર કાંઈ સુજતુ નથી. ૭૨ ઘણા દીન થયા
આઠામ, સાહાને નથી થતી સલામ; મેં સાંભળ્યુ એવુ તહી, શાહાના દુશમનને દુખે સહી. ૭૩
તમારી નેકી અપરમપાર, તે બદલો સાને ચસો નીરધાર; તમો કરોછો રૂડાં કામ, તવી શાને થમે
આરામ. ૭૪ એક વીનતીછે સરવથી, શાહા વીના કાંઈ સુજતુ નથી; શાના મોરછે અહી શાર,
જોતે આવે આણે ઠાર; સલામ તેને કરીએ સહી, ન્યા અનયાય ચુકાવીએ અહી; રઈઅત
દુખ પામે અપાર, તે તાણી નથી થાતી વાર. ૭૬ મેહેરબાની કરીએ સાર, મોર મોકલો આણે
ઠાર; એવી અરજ કરાવી જાણુ,સખીએ આવી કરી નીરવાણ.૭૭ ઘણી ખંદી બેગમ હતી જા

ણ, પાપે તેને ઘેરી નીરવાણ; મોર મોકલ્યો સભા મોજાર, વજીરે ઉઠી કરયો જુહાર. ૭૮ આગળ પાછળ જોઉ જાણ, વજીરે મોર બદલ્યો નીરવાણ; તેવો દોરો બાંધ્યો સાર, પછે મોકલ્યો મોહોલ મોજાર. ૭૯ વજીરે કરૂ ભેદનુ કામ, પછી આવ્યો પોતીકે ઠામ; એકાંત મોહોલમાં આવ્યો તહી, પગથી દોરો છોડયો સહી.૮૦ **દોહરો**—શાહ વીચારે તાં શહી, એ શું કરૂ કહેવાય; હુ આવ્યો અહી કયાં થકી, મન વીમાંશણ થાય. ૮૧ વજીરે વીનતી કરી, રહયો બે જોડી હાથ; શાહા હુ કહુ તે સાંભળો, ધરજો હઇડા સાથ.૮૨ થરથર કાયા શાહની થઇ, વજીરે દીધી ધીર; મુજ ઘરમાં એ હાલછે, સાંસતા થાઓ વીર. ૮૩ એવુ કહી આવ્યો મહોલમાં, જાં નારી બેઠી છે જાણ, આવી ખડગ મારૂ શહી, તતક્ષણ છાંડયા પ્રાણ. ૮૪ શાહ પ્રત્યે બોલ્યો શહી, વજીર તેણી વાર; તમ નારી મુકે નહી, હમણે આવશે આ ઠાર. ૮૫ જાદુગરણ ચાલે નહી, કાલે ફેરવો ઠામ; હમણે ચાલો અહી થકી, રહયાનુ નહી કામ. ૮૬ શાહા વજીર નાઠા સહી, કીધો મજલ અપાર; ઠેકાણે પોતા શહી, જાં પરણી પેલી નાર.

**ચોપાઈ**—તેના ઘરની સામે જાણ, ભાડે ઘર લીધુ નીરવાણ, પેલી પરણી હુતી સહી, એક દીને શાશરે ગઇ. ૮૮ પાશે આવ્યો સવામી જાણ, હબશી રૂપ દીઠુ નીરવાણ; કુબડો કાળો ને ખુધો વળી, વાંકુ મુખને માથે પળી. ૮૯ સુવાને આવ્યો જેનીવાર, ઉરાડી નાખયો નીરધાર; સાસુ પાશે આવી જાણ,પછી મુખથી બોલી વાણ.૯૦ તમો કરોછો કુડા કામ, વાણ મોતે મરશો નીરવાણ; કહાં મારો પતી હુતો છેતરી, મુજને લાવ્યા કપટે કરી. ૯૧ એવુ કહીને ચાલી જાણ, મા પાશે આવી નીરવાણ; સઘળી વાત માંડીને કહી, પુત્રીને તાં રાખી સહી. ૯૨ એક દીવસ શુ થયુ નીરવાણ, શાહા બારીએ બેઠો જાણ; નારીએ તાં દીઠા સહી, પાતાને આવી વાતજ કહી. ૯૩ હુ પરણી હતી જેને માય, તે સરખો પુરૂશ દેખાય; વાત તમને દેખાડુ જાણ, બારીએ બેઠા છે નીરવાણ. ૯૪ ચકે આવી બેઠી નાર, પછે દ્રષ્ટી કીધી મહોલ મોજાર; મન મધે કીધો વીચાર, પરણો પુરૂશછે એ નીરધાર. ૯૫ ઓઢણી ઓઢી હુતી જેહ, પરણતી વેળા હતી તેહ; તે ઉપર લખ્યુ હુતુ નાંમ, દસ્ટી ગઇ તેને ઠામ. ૯૬ નામ ગામ તે વાંચી શહી પછે શેવક મોકલ્યો તહી; કોણ નામ તમારૂ સાર, કોણ મુલક તણો રહેનાર. ૯૭ પછી સાહા એ કહયુ નામ, બતાવ્યુ બંગાળા ગામ; નામ ગામ મળયુ તે સાર, પછે હવાલે કીધી નાર. ૯૮ નરનારી મળ્યાં તે ઠામ, બેઉની પુરણ પોતી હામ; એક શમે તે બેઠાં સાર, અગાશીમાં બેઉં નીરધાર. ૯૯ ચોસાર તાં રમેછે જાણ, વજીર પાસે છે નીરવાણ; બંગાળેથી આવી નાર, સમળી રૂપે આકાશ મોજાર. ૧૦૦ માથા ઉપર ભમે જાણ, જાં પેલાં રમે નીરવાણ; પાશે નારી રમતી ખરી, તેણે દ્રષ્ટી ઊંચી કરી. ૧૦૧ સમળી રૂપે દીઠી નાર, સ્વામી શુ બોલી તેણી વાર.

**દોહરા**—નારી વાણી એમ વદે, શુણજે સ્વામી શાર; ઉચુ જુઓ સાહેબા, કરો મન વીચાર. ૧૦૩ પંખીણી રૂપે કોણછે, આવી આણે ઠાર; ગફલતે રહેવુ નહી, એ શહી કરે સંહાર. ૧૦૪ શાહા ઉચુ જોઈ કરી, મુખે બોલ્યો વાણ; સમળી રૂપે પંખણી, તુ નારી નોસયે જાણ. ૧૦૫ તવ નારી બોલી શહી, તમે નથી જાણતા મન; તમ નારી આવી શહી, કરવાને જતન. ૧૦૬ એ કાળી થઈ આવી શહી, હુ ધોળી થઊ જાણ; પેલી ધોળી નારી તમ કને, પછે કાળીને મારો નીરવાણ. ૧૦૭ એ કાળી હુ ધોળી શહી, રખે ભુલો એ ઠામ; એ કાળીને મારો શહી, પછે જાએ બંગાળા ગામ. ૧૦૮ એવુ કહી ઉડી શહી, આકાશે આવી જાણ; આંટી ભરાવી પગ તણી, નાખી હેઠે નીરવાણ. ૧૦૯ કાળી ધોળી આવી પડી, તે ધરણી મોજાર; વજીર વાણી બોલીઓ, બેઉના કરો સંહાર. ૧૧૦ નડે એ જાદુગરી, અંતે નહી કલ્યાણ; સમો નકી આવે વળી, બેહુ મારો નીરવાણ. ૧૧૧ શાહે એવું સાંભળી, કીધો કઉતકનો માર; પાંએ પાંખ જુદી કરી, બેહુને મારી તે ઠાર. ૧૧૨ રૂઊની પેરે પીજી શહી, કીધુ ઊતમ કામ; શા

હા વજીર મળી કરી, આવ્યા બંગાળા ગામ. ૧૨૩ છઠે વજીરે કહી શહી, થઇ પુરી એ વાત; હવે સાતમો વજીર બોલશે, પાંચમો વેદ વીખ્યાત. ૧૨૪ વાત છઠી પુરી થઇ, શાહાજાદાને વજીરે કહી.

# વાત ૭

**ચોપાઈ**—સાતમા વજીરે કરી સલામ, પછી વાત માંડી તે ઠામ; જાંહાંદારશાજી સુણીએ કાન, વાત તણુ માંડુ મંડાણ. ૧ એક બ્રાહ્મણની હુતી નાર, સતી પણ જણાવે સાર; પર પુરૂષ તણી રમનાર, અસ્ત્રી ચરીતરછે અપરમપાર, ૨ સ્વામી હુતો મુરખજ સહી,ક્રમ અક્ષર આવડે નહીં; ભીક્ષા અરથે ન જાએ કહી, ઘરમાં બેશી રહેતો સહી. ૩ નારી નવ જવાએ બાહાર, જાર ન આવે ઘર મોઝાર; દુખાણી તે થઇ અપાર, નારી મનમાં કરે વીચાર. ૪ જો સ્વામી જાય પરગામ, તો સફળ મનોરથ પોચે હામ;પછી ચરીત્ર કીધુ તહી,ઘરમાં રડવા માંડયું સહી.૫ સ્વામી પુછે તેણી વાર, કાં રૂદન કરે અપાર; શું દુખ પડયુ તુજને આ દીન, સા માટે તુ કરે રૂદન. ૬ તવ નારી તે બોલી મુખ, તારૂ સ્વામી અતીશે સુખ; પાંણી ભરવા ગઇતી જાણ, સઇએરે હસવુ કરયું નીરવાણ.૭ સ્વામી આપણો વખાણે સહી, તુજને મુરખ કરી કાહાડયો તહી; બ્રાહ્મણ કેરો પુત્રજ સાર, મન નહી જાણે કાંઇ વીચાર. ૮ નારી તેને પાલવે પડી, રતન કાગને હાથે ચડી; એણે હાંસી કરી અપાર, ધીક પડયો મારો અવતાર. ૯ મેં પાપ કરયાં અપાર. તો તમે શીર ભાગા ભરથાર, જીવ્યામાં હું જીવી નથી, સહી પાસે બેસાતુ નથી. ૧૦ એવુ કરીને રોઇ નાર, છાતી કુટી તેણીવાર; બ્રામણે તે માન્યુ સહી, સ્ત્રી તણો કાંઇ વાંકજ નહીં. ૧૧ ધીક જીવવુ વીદ્યા ન આવડી, મન મધે લીધી આખડી; જો સરશવતી કીરપા કરશે સાર, તો પાછો આવુ ઘર મોઝાર. ૧૩ નહીતર નહીં આવુ આ ગામ, સરસ્વતી પુરજો મારી હામ; એવુ કહીને બ્રાહ્મણ ગયો, નારીને મન ઊલટ થયો. ૧૩ બ્રાહ્મણ ચાલ્યો જેની વાર, જાર આવ્યો પછેઘર મોઝાર; એ વાતતો અહીંથી રહી;ભરામણની તાંહાં શી ગત થઇ. ૧૪ ભરામણે કીધુ પરીઆણ, ઘણા દેશ ગઓ નીરવાણ; એક બરામણ હુતો સાર, વીદયા તણો હુતો ભંડાર. ૧૫ તેને જઇને નામ્યું શીશ, તમે ગુરૂ કીરપા કરો આ દીશ; હું ભણવા આવ્યો તમ કને, એવુ કહીને ચરણે નમે. ૧૬ બ્રામણે રાખ્યો તે પાસ, ઘણુ કરાવે મુખે અભ્યાસ; ચાર વેદ ભણાવ્યો જાણ; તેમાં ઓછુ નહીં નીરવાણ.૧૭ જોશી વીદ્યા તે અપરંમપાર, તે ભણતાં નવ લાગી વાર; ગુરૂ પાસે માગી શીખ, સ્વામી મુજને દો આશીસ. ૧૮ આગના માગી ગુરૂની શાર, પાછો આવ્યો પોતીકે ઠાર; આવી મળો નારીને જાણ, શકળ વીદયા ભણ્યો નીરવાણ. ૧૯ નારી એ ઓળખો શહી જાણ, ભણ્યો તેમાં સંદેહ નહી સાર, રાત ગઇ જેણીવાર, દલાલ આવી તેને ઠાર, ભટાણીને કહો સમાચાર. ૨૦ તવ બોલી બામણની નાર, કેમ કરૂ ઘર આવ્યો ભરથાર; મારી અરજ કરો તે ઠાર, આવ્યા કેરો નથી પરકાર. ૨૧ તે માટે હું કહુછુ નીરવાણ, આજમાફ કરો સરવથી; અરજ કરી કહેજો વીનતા, તમારૂ તેડુ કેમ પાછુ ફેરવું, જીવહા મારી છેદન કરૂ. ૨૨ વીપત આવી મારેપડી, ઘણે દીવસે આવ્યો ઘરધણી; એટલોમાનુ તમારો પાડ,તુ ગુણવંતો પાલે લાડ. ૨૩ દલાલ ચાલી તાંહાંથી સહો, જાહારને આવી વાતજ કહી; પછી જાહારે કહેવડાવ્યુ તે ઠાર, તુજને એ ઘટે નહી નાર. ૨૪ મનમાં ઉમેદછે અપરમપાર, આવી આલીંઘન દેતુ નાર; મોહોલ સણગારયો અપરમપાર, આવી શોભાવે તુ નાર. ૨૫ જો ન આવે તુ આણે ઠાર, તો મુજ દુખ થશે અપરમપાર; દલાલ પાછી આવી તે ઠાર, ભરામણીને કહો સમાચાર. ૨૬ જારે જેકેહેવડાવ્યુ સહી, વીસતારીને સઘળી કહી; તવ બરામણી બોલી નહી, જાઓ હું પાછળ આવુંછુ સહી. ૨૭ દલાલને વળાવી તેની વાર, પછી વીચાર કરયો તે નાર; હવે

શો કરવો પ્રકાર, સ્વામી શું બોલો તેણી વાર. ૨૮ ચારે વેદ તે ભણ્યો શહી, અસ્ત્રી ચરીત્ર ભણ્યો કે નહી; રાજાએ જોશીને મેગાવ્યા અપાર, અસ્ત્રી ચરીત્ર પુછવાને કાજ. ૨૯ તમે ભણીઆવ્યા તે સુણસે કાન, તેડાવી પુછશે રાજન; જે કહેશો તે ઉગરશો શહી, બીજાને પીલશે ઘાણીમાં લઇ ૩૦ એતો વેદ પાંચમો જાણ, ચતુર પુરૂષ જાણો નીરવાણ; તવ તે બામણ બોલ્યો શહી, પાંચમો વેદ મેં જાણ્યો નહી. ૩૧ તવ તે અસ્ત્રી બોલી વાણ, મીથ્યા શરમ કીધા નીરવાણ; પાંચમો વેદ તેં જાણ્યો નહી, શુ સુખ લઇ આવ્યો અહીં. ૩૨ તમે આવ્યા ઘર મોઝાર, લોક નથી કોઈ જાણતુ બાહાર; પાછા જાઓ પરદેશે સહી, પાંચમો વેદ ભણી આવો અહી. ૩૩ હું કહીશ તે રાજાને સાર, માહારો ઘેર નથી આવ્યો ભરથાર; પ્રાતુશકાળ થશે જેણી વાર, ઘાણીએ પીલાસે નીરધાર. ૩૪ એ વાતમાં સંદેહ નહી, માટે પરદેશે જવું સહી. ૩૫

દોહરો—બ્રામણ તાંથી ચાલીઓ, રાહામાં થાક્યો અપાર; હવે હું ક્યાં જાઉ સહી, મનમાં કરયો વીચાર. ૩૬ ગામ એક આવ્યુ સહી, પાદરે કુવો સાર; લોક વશે તાંહાં અતી ઘણા, જળ ભરતી દીઠી નાર. ૩૭ નીસાસો નાંખીઓ ઘણો, નારીએ ઓળખ્યો તે સાર; દુખ પામે છે અતી ઘણો, નારીએ પુછ્યા સમાચાર. ૩૮ જલ ભરતી નારી એમ કહે, તુજને શુ દુખ છે અપાર; કાંહાંથી તું આવ્યો સહી, કાંહાં તણો રેહેનાર. ૩૯ તવ તે બ્રામણ બોલીઓ, તુજને કહે શું થાય; માહારૂ દુખ ભાંજે નહી, મીથ્યા ભાગણ કેહેવાય. ૪૦ તવ તે નારી એમ વદે, કહે ભાગીશ તારૂ દુખ; સાચુ કેહેશો અહી સહી, તો નીશ્ચે થાશે સુખ, ૪૧ તવ તે બ્રામણ બોલીઓ, ભણ્યો સકળ પુરાણ; ચારે વેદ ભણ્યો સહી, પાંચમો બોલું નીરવાણ. ૪૨ તવ તે નારી સમજી સહી, અસ્ત્રી ચરીત્રની વાત; ભણેલો બામણ વેદીઓ, શું જાણે અસ્ત્રી ચરીત્રની વાત. ૪૩ માંહે માંહે અસ્ત્રી એમ કહે, ભણાવીએ પાંચમો સાર; પર ઉપકારનો ધરમ છે, વાહો ઘરની નાર. ૪૪ પેહેલી વીપ્રની સુંદરી, બીજી શોનીની નાર; તીજી એક ખેડુત તણી. ચોથી વાણીકની સાર. ૪૫ એ ચારે સાહીઅર હુતી સહી; કરે મન વીચાર; એક એક એક દીન રાખીએ, થાશે એહનુ કામ. ૪૬ ચાર દીન પુરા થશે, થશે પાંચમો વેદ નીરવાણ; બ્રામણની અસ્ત્રી બોલી સહી, આજ માહારો વારો જાણ. ૪૭ પાસે તેડી વીપ્રને, કહેવા લાગી વાણ હું કહુ તે કરવુ સહી, જો વેદ ભણવો હોય સાર. ૪૮ માહારી સાથે આવ શહી, પધારો ઘર મોજાર; તેડી લાવી વીપ્રને, ઘરમાં તેણી વાર. ૪૯ સાશુ સસરો ઘણી સહી, સમજાવ્યો તેસાર; ભાઇ મારો એ સહી, મોસાળભાઇ કહેવાય. ૫૦ ઘણે દીવસે આવ્યો સહી, વળી રૂઠો જાયછે નાર; સરવ સહીને એમ કહે, એ અઘટતુ કહેવાય. ૫૧ આસના વાસના દઇ કરી, પાછો વળાવીશ ગામ; બ્રામણ રાખીઓ ઘર વીસે, એકાંત સ્થળે સાર. ૫૨ ઘરનાં સહુ સુતાં સહી, પછી પાસે આવી નાર; પુંવા દુધ લાવી સહી, પાણી શીતળ જાણ. ૫૩ શેજાએ આવી બેઠી સહી, ચુબન દઇને બોલી વાણ; પાંચમો વેદ એતો સઈ, ક્રીડા કરો મુજ સાથ. ૫૪ તવ તે બ્રાંમણ બોલીઓ, એ શુ બોલી તુ નાર; ભાઇ કરી બોલા સહી, તે વીચારો તમે આપ. ૫૫ વીભીચાર કરવુ સહી, તેનુ મોટુ પાપ, વેદ પુરાણ કહ્યુ સહી, પર અસ્ત્રી માત સમાન; તે ઉપર ચાલે સહી, અંતે નરક નીરવાણ. ૫૬

ચોપાઈ—તવ તે નારી બોલી વાણ, તુ જીવ ખોશે નીરવાણ; પાપ પુંન વીચારવુ નહીં શોભત કરે છુટાશે શહી. ૫૭ નારીએ શોર પાડ્યો અપાર, વલગો વલગો કરે પોકાર; પેલું દુધ પુવાં હતા જેહ, ભોમી ઉપર નાખ્યુ તેહ. ૫૮ નહી કરોતો મરશો સરવથી, મુરખ કહ્યું કયાં કરતો નથી, બ્રામણ વેદ તણો ભણનાર, નવ કરે તે વીભીચાર. ૫૯ તે વારે શોર થયો અપાર, ધાઇ આવ્યો કુટંબ પરીવાર; શું છે શું છે બોલે વાણ, નારી કહે સુણો શઉ નીરવાણ ૬૦ પુંવો વળગ્યો ગાલે સહી, ઘટીકા એક બે રહી તહી; પેલા પુંવા દુધ પખ્યાલા જેહ

સઉએ નજરે દીઠું તેહ. ૬૧ હવે એને છે આરામ, સરવ ગયા પોતીકે ઠામ, પછી બ્રામણુ બોલી વાણ, મેં કેવો ઉગારયો નીરવાણ. ૬૨ મારૂ કહ્યું કરો આ ઠાર, નહીતો મારયા જશો નીરધાર; એક વાર બચાવ્યો સહી, હવે મારે તેમાં સદે નહી, ૬૩ એવુ મન વીચારયુ સહી, રંગે ભેજે રમતા તહી; ચાર પોહોર કીધો વહેવાર, પછે થયોતાં પ્રાંતકાળ. ૬૫ નારી મુખ થી બોલી વાણ, એ પાંચમો વેદ થયો પરમાણ; તણુ સહીઅર તેડી જશો, તારે વેદ એ પુરો થશે. ૬૬ તન નારીએ કહાડયા બહાર, તે તણા છે એ વહેવાર; ભાણ ઉગ્યો જેનીવાર, પછે ઘર થકી કહાડયો બહાર. ૬૭ હવે આવી બેઠો જાણ, ચાર સઈઅર મળી નીરવાણ. ૬૮

દોહરો-બ્રામણુની અસ્ત્રી એમ કહે, સાંભળો સઈઅર વાત; ચરીત્ર જે કરયુ હતુ, તે કરી પોતાની ખ્યાત. ૬૯ શાબાશ શાબાશ સઈઅર કહે, તારી બુધી અપરમપાર, ચરીત્ર કાધુ અતી ઘણુ, કોઈ ન પામે પાર. ૭૦ ચોપાઈ—વાણીક તણી તવ બોલી નાર, સોવા કરૂહુ અપરમપાર; ભટજી આવ્યો મારે ઠામ, એ પ્રમાણે કરજો કામ. ૭૧ સઘળો ભેદ સમજાવ્યો સહી, તે બામણી ઘરમાં ગઈ; વાણી ભેંશ હવે છે તહી, સીંહારને મરચુ ઘાલુ સહી. ૭૨ ભેંશ કુદી અતી અપાર, દોનારને લાત મારી બેચાર; વાણી પડયો તેણી વાર, વહુ દોડી આવી તેની પાસ. ૭૩ ખમાખમા કરી બોલી નાર, વાણીને ઉઠાડે તેની વાર; અરે સ્વામી એ સું થયું, નીરવાણ, એતો અચરત દીઠુ એ ઠામ. ૭૪ ગરીબ ભેંશ એ હુતી સાર, કોઈએ ચોટ મારી નીરધાર; એક ગુણી દીઠો અતી સાર, કહેતો તેને લાવુ ઘર મોઝાર. ૭૫ પુછવા વાટ જુવેછે કેમ, બેઠે પોતા કેરો ધામ; વીલંબ કીધાનુ નથી કામ. ૭૬ પેલો હતો બારણા બહાર, વેગે લઇ ગઈ ઘર મોઝાર; વાણીકે દીધા બહુ માન, ભટજી આપો જીવતદાન. ૭૭ એ અમારી રોજી સહી, તમારો ગુણ વીશરીએ નહી; ભટજી બોલ્યા તેણીવાર, એને ફરી બેઠી અપરમપાર. ૭૮ ગાયનુ ઘી લાવો સાર, ગુગલ લાવો આણે ઠાર; ધુપ કીધો તેનો સહી, પછી શેઠસુ વાણી કહી. ૮૦ આંખે પાટો બાંધો સાર, પછે ભેંસ દુવો નીરધાર; એટલો ટુચકો કરવો સહી, પછે નજર કાંઈ નડશે નહી. ૮૦ શેઠે પાટા બાંધ્યા શાર, પછે દોવા બેઠો નીરધાર; વાણીક નારી ઉઠી સહી, મરચુ કાઢી લીધુ તહી ૮૧ ઘી ચોપડયુ તેણી વાર, ભેંશ કુદતી રહી તે ઠાર; વાણીક નારી ઊઠી તહી, ભેંશને ટહાડક થઈ છે ઘણી. ૮૨ ભેંશ દુવેછે ઘરનો ધણી, નારી હુવે ભટજીને તહી; નારી કાનમાં બોલી વાણ, પાંચમો વેદ એ જાણો નીરવાણ. ૮૩ બ્રામણ ગાંડો થયો અપાર, જાર તણો કીધો વહેવાર; શેઠ દુવે ભેંશને શાર, શેઠાણી ભટને નીરધાર. ૮૪ પછે કાનમાં કહી વાણ, અરધો વેદ થયો નીરવાણ; હવે બે સઈઅર તેડી જશો, પાચમો વેદ તે પુરો થશે, ૮૫ શેઠે પાટા છોડયા શહી, ઘણી ખુશાલી તેને થઈ; ભટને શીધુ આપીયુ શાર, ઉપર થ ખાણા આપી નીરધાર; નમસકાર કીધો અપરમપાર. ૮૬ ભટ હુવે આવ્યા નીરધાર, ચાર સઈઅર તેડી તેવાર; પાટા તણો કહો વીચાર. ૮૭ તરણે શઈઅર બોલી વાણ, ધનધન તુ ચતુર સુજાણ; તવ સોનારણ બોલી વાણ, આજનો વારો મારો જાણ. ૮૮ ઘર દેખાડયુ તેણી વાર, વઈદ થઈ આવ્યો નીરધાર, ચરીતર કરયુ હતુ જેહ, આગળથી ભણાવ્યુ તેહ. ૮૯ પાણી ભરીને આવી નાર, બેહેડુ નાખ્યુ ઉમરા બહાર; પોતે પડી ભુમી મોઝાર, શાસોસવાશ બાંધયો નીરધાર. ૯૦ હાહાકાંર થયો તેનીવાર, ઘરના માણસ સઉ આવ્યા બહાર; ઘણુ બોલાવે તેને ઠાર; ઊતર ન આપે તે નાર. ૯૧ દાંત બાંધયા તેને તહી, બોલવા કેરી વાતજ નહી; પેલો બામણ હતો જેહ, ફરતો ફરતો આવ્યો તેહ. ૯૨ પોટલી બાંધી બગલ મોઝાર, કરતો આવ્યો મુખ પોકાર; નાટક ચેટક જાણુ સાર, ભુત વંતરીને કહાડુ બહાર. ૯૩ વાઈ સુળને હેડકી જાણુ, સકળ રોગ હણુ નીરવાણ; એમ કરતો આવ્યો તહી, જયાં પેલી પડીછે શહી. ૯૪ સાસુ સસરો બોલ્યા વાણ, પરમેશવરે મોકલ્યો નીરવાણ; વઈદ દીસે છે નવો જાણ, એથી

આરામ થશે નીરવાણ. ૯૫ આવો ધન વંતરી જુઓ સહી, તમો વીના કોઇ દુખ ભાજે નહીં; બ્રામણે નાડો જોયાં હાથ, મુખથી વાણી બોલ્યો સટી શાથ. ૯૬ ડોકી હુણાવા બોલ્યો વાણ, ઝાંપડો વળગો છે નીરવાણ; મહારોગ કઠણ છે સહી, પરમેશ્વર બચાવે અહીં. ૯૭ એનો ભોગ જો આપો તમો, તો ઇલાજ કરીએ અમો; એક ડોલી લાવો આ ઠાર, તે મધે શુવાડો નાર. ૯૮ સસરો દીએર જેઠ ધણી સાર, ચાર જાણા ડોલી ઉચકે નીરધાર; સાજન આગ ચાલે નીરધાર; વાજીંત્ર વજડાવો અપરમપાર. ૯૯ વડાં બાકળા લાડુ ખીર, ડોલીમાં સરવે મુકો ધીર; ચકલે ચકલે આપો ભોગ, તારે એનો જાશે રોગ. ૧૦૦ ઉપર પડદો નાખ્યો જાણ,ચારે જણે ડોલી ઊચકી નીરવાણ; આગળ સાજન ચાલ્યુ સાર, વાજાં વાજે વીધવીધ પરકાર. ૧૦૧ જેટલુ બ્રામણે કહયું સહી, તેટલી વીધી કીધી તહી; ડોલીમાં સુવાડી નાર, ભટ પાસે બેઠા નીરધાર. ૧૦૨ સુતીછે તે બોલી નાર, ભટજી વેદ ભણો આ ઠાર; સોનારાણ એવુ બોલી તહી, બામણ ઝાંપડો વળગયો સહી. ૧૦૩ ડોલીએ હીચકા આવે જાણ, બ્રામણ તહારો બોલે વાણ; ઘણો ઇલિમ ચલાવુ જાણ, ઝાપડો જોર કરે નીરવાણ. ૧૦૪ જોતાં જોર કરસે અપરમપાર, તમો ડોલીથી રહો હુશીઆર; માંહેથી ભટજી કેરે જાણ, એમ વેદ ભણે નીરવાણ. ૧૦૫ પેલા ચારે ઊચકી અપાર, ખાધ શુણી તેની વાર; ડોલી લઇ આવ્યા છે દવાર, ચાલી ઘરમાં ગઈ તે નાર. ૧૦૬ પછે બોલી તેની વાર, લોક કેમ મળયા અપરમપાર; વાજાં શુ વાજેછે સહી, સાચુ મને કહોની અહી. ૧૦૭ તવ સાસુ બોલી તહી, આ બ્રામણે જીવાડી સહીં, ઝાંપડો વળગયો હતો સહી, તુતો બે હાલ થઇતી અહી. ૧૦૮ સાશુની એવી સુણી વાણ, બ્રામણને પગે લાગી નીરવાણ; બ્રામણને વસ્ત્ર પહેરાવ્યાં શાહી, સીધુ દખાણા આપી તહી. ૧૦૯ સરવ મળીને લાગીઆ પાય, તમારો ઊપકાર કહયો નવ જાય; જાઝાં વખાણ સું કરીએ અમો, જીવતદાન દીધુજી તમો. ૧૧૦ નારી ફરીને ચરણે નમે, વળી કીરપા કરજો કોઇ સમે; ભટજી તાંથી ચાલયા સહી, કુવા કાંઠે બેઠા જઈ. ૧૧૧

**દોહરો**—ભટ કુવે બેઠા શાહી, સહીઅર મળી તે ઠાર; સોનારાણ બોલી શાહી કહો શરવે પરકાર. ૧૧૨ ત્રણે સઇયર જોઇ રહી, કીધું ચરીત્ર અપાર, ધન ધનરે તુ કામની, તારી બુધ અપરમ પાર. ૧૧૩ તારે ખેડુત તાણી બોલી શાહી, જેહાલી કેરી નાર, ભટજી તમો જાઓ શાહી; પેલી વાડી મોઝાર. ૧૧૪ પોણો વેદ ભણ્યા સહી, હું પુરો કરૂ નીરધાર; આગે જઇ બેશો સહી, હું પુંઠળથી આવું જાણ. ૧૧૫ બ્રામણ તાંહાં બેઠો જઇ, નારીએ દખાડયો જે ઠાર, પટલેણ આવી હાલીશું વાડીને મોઝાર. ૧૧૬ નારી આવી વાડીમાં, ધણી પ્રત્યે બોલી વાણ; ખજુર પાકયાં અતી ઘણાં, સ્વામી ખવડાવો નીરવાણ.૧૧૭ **ચોપાઈ**—હાલી ખજુરીએ ચડયો શાહી, પટલેણ હેઠી ઉભી રહી; પેલો ઉચો ચડયો અપાર, ભટ ને તેડયો તેણે ઠાર. ૧૧૮ પટલેણ બોલી તેણી વાર, પુરો વેદ કરોની સાર; ભટજી રીઠા થયા અપાર. ઘોડો દોડાવ્યો તાણી વાર, ૧૧૯ હાલીએ નીચુ જોયુ સહી, રાંડ રાંડ કરી બોલ્યો તહી; એ શુ કામ કરેછે અહી. ૧૨૦ અઘટતુ કરે સરવથી, કોઈ ભાગીતુ બીતી નથી; નારી બોલી તેણી વાર, સો શોર કરે અપાર. ૧૨૧ શું દીઠુ તેં આણે ઠાર, હાલી જાતના પુરા ગમાર; હાલીએ વીચારયુ તહી, જાર શાથે રમેછે સહી. ૧૨૨ મુજને કહે છે એ ગુમાર; બેઊને મારૂ આણે ઠાર, હાલી નીચે ઊતરયો શાહી, બ્રામણને નસાડયો તહી. ૧૨૩ પેલો હેઠો ઊતરયો જેની વાર, જાહારને નવ દીઠો તે ઠાર; નારી તે શું બોલી વાણ, હમણે આપુ તુજને પ્રાણ. ૧૨૪ જુઠુ આળ ચડાવુ અહી, હવે મારે મરવુ સહી; તે મનમાં કરે વીચાર, એ ઝાડ તણો ગુણછે અપરમપાર. ૧૨૫ હુ ઝાડે ચડુ નીરધાર, તમે બેશો આણે ઠાર; જેવુ દખો તેવુ કહેજો નીરધાર. મનનો સંદ જાસે સાર. ૧૨૬ હાલી બેઠો હેઠો જઇ, નારી ચડવા તતપર થ

ઈ; ઉપર ચડી જેની વાર, પછે મુખ પાડી પોકાર. ૧૨૭ અરે અરે કહી બોલી વાણ,હુ
વે કેમ ઉગરશે બ્રાણ; પુરૂશ એવુ કરેછે કામ, આપ દરાર મરાવે ઠામ. ૧૨૮ તેં કહ્યુતે
માન્યુ શહી, પાદસા વલી દેખે તહી, તે વાતમાં સંદેહ નહી. ૧૩૦ વળી સરવ સઈઅર
મળી તાંહાં, કુવા કાંઠે બ્રામણ છે જાંહા; હાલીની નારી બોલી શહી, ચરીત્ર જે કીધુ હુ
તુ તહી. ૧૩૧ દાંતે જીભ કરડી તેનીવાર, તારી જોડ નહી કોઈ નાર; ચારે મલીને બો
લી તહી, પુરો વેદ એ થયો શહી. ૧૩૨ તમને કહ્યો એ કુલો સાર, પાંચમો વેદ એ પુ
રો થાય; હવે ઘેર તે જાઓ શહી. શાવધાન થઈને રેહેજો તહી. ૧૩૩

**દોહરો** પાંચમો વેદ પુરો થઓ, બ્રામણ ભણ્યો શહી જાણ; પાછો આવ્યો તે શહી;
જ્યાં પોતાનો ઠામ. ૧૩૪ નારીને મળીયો શહી, મુખે બોલ્યો વાણ; પાંચમો વેદ ભણ્યો
શહી, કે પાછો આવ્યો નીરવાણ. ૧૩૫ બ્રામણ કહે નારી સુણો, કે મુખે બોલો વાણ
પાંચમો વેદ ભણ્યો શહી; તું માને સાચી વાત. ૧૩૬ પુછવું હોય તે પુછજે, તુજને બતાવું
નાર, અસ્ત્રી સનજી ગન વીશે, એ જાણી આવ્યો જાણ. ૧૩૭ નીરભે થઇ રેહેવું નહીં કો
ઇ દીન થાશે હાણ. ૧૩૮ **ચોપાઈ** ભટાણીનો જે હુતો જાહાર, દલાલ મોકલી
તેણે ઠાર; તેડું મોકલું વેગે શહી, વેગે તેડી લાવો અહી. ૧૩૯ દલાલ આવી તેણા વાર, સ
માચાર કહ્યા તે ઠાર; દલાલે કહ્યું તે ધરયું કાંન, પછી ભટાણી બોલી વાણ. ૧૪૦ અરજ કરો
તાંહાં માહારી જઈ, આજ હુંથી અવાશે નહીં ઘણે દીને આવીઓ ભરથાર, કેમઅવાએ એણે
ઠાર. ૧૪૧ માફ કરો તમો ગુણવાન, વળી આપણે મળીશું જાણ; દલાલ તાંહાંથી પાછી ગઈ
જઈ જાહારને વાતજ કહી. ૧૪૨ જાહારે કાહાવીયુ તેણે ઠાર. આવ્યા વીના નવ ચાલે નાર;
મેં મોહોલ શણગારયો શાર; આવી શોભાવે તું નાર. ૧૪૩ ફુલે શેજ બીછાવી જાણ, તુ વીના
કોણ આપે માન; જો નહી દેખાડુ આવી મુખ, તો હુંમે ધરીશુ દુખ. ૧૪૪ પ્રીત તોડોછો
આંણે ઠાર, ચતુર નાર તણો નહી વેહેવાર; ઘણુ કહે કાંઇ શોભા નથી, આવે પ્રીત રહેશે સ
રવથી. ૧૪૫ દલાલ પાછી આવી તહી, સરવ વાત માંડીને કહી; તવ બોલી બ્રામણની નાર, હ
વે શો કરવો વીચાર. ૧૪૬ તુ કરે જો એક કામ, મુજ ઠેકાણે સુવે આ ઠામ; મુન ધરીને સુ
વું સહી, મુખે કાંઈ બોલવું નહી. ૧૪૭ હુ જઇ આવુ તેણે ઠાર, તહાં લગે તુ સુજે નાર, બ્રા
મણ સુતો હુતો જહાં દલાલ આવી સુતી તહાં. ૧૪૮ હલવે બાર ઉઘાડુ તહીં, બ્રામણી જાર
ને ઠામે ગઈ; દલાલ આવી સુતી તહી, ભટ નીંદરાથી જાગીઓ સહી. ૧૪૯ હાથને ચડાવ્યો
પાડ, મરદન કીધુ અપરમપાર; પાંચમો વેદ ભણ્યો તો જાણ, તણે ઉપર કીધું નીરવાણ.૧૫૦
ઘણું બોલાવી તેણે નાર, દલાલ મુખથી બોલી નહી; ઘણો વીને કરયો અપાર, તોએ મુખ
નવ બોલી નાર. ૧૫૧ બ્રામણે વીચારયું સરવથી, હું આવ્યોતે ગમતુ નથી; મોકલે માહા
લીતી અપાર, આજ ફંદમાં રહી એ નાર. ૧૫૨ ઘણા દીને હુ આવ્યો સહી, હાસ વીનોદ
ની વાતજ નહી; એ વીચારે મનમાં એમ, ધણી મલીઓ મને એવો કેમ. ૧૫૩ એ વીચારે
ભુંડુ અહી, એને શીખશા આપીએ શહી; બ્રામણ ઊઠયો તેની વાર, છુરી લઈ કર [illegible] જાર.
૧૫૪ નાક કાપીયું તેણી વાર, થડ થકી કાપી નાખ્યુ નીરધાર; જે કરશે એવાં કામ, તેવો
બદલો પામશે નીરવાણ. ૧૫૫ દલાલે વીચારયુ શહીં, બોલવા કેરૂ કામજ નહી; ભટે કીધુ જો
ર અપાર. લઈ થાંભલાસુ બાંધી નાર. ૧૫૬ એ વાત અહીઆંથી રહી, ભટાણી જારશુ ર
મીઆ શહી; તેણે ખુશી કરી અપાર, પાછી ફરીને આવી નાર. ૧૫૭ હળવે કરી ઊઘાડયુ
બાર, પછે તે આવે ઘર મોજાર; હળવે હળવે ચાલી જાણ, તારે કુટણી બોલી વાણ. ૧૫૮
તારો ધણીતો ભુંડો અપાર, મહારૂ નાક કાપ્યુ નીરધાર; મુજને બાંધી થંભે જાણ. વગર
મોતે મુઈ નીરવાણ. ૧૫૯ ભટાણી હઇડે ચોકી તહી, અસ્ત્રી ચરીત્ર જાણાવુ શહી; દલાલને

# વાત ૮

**ચોપાઈ**–એતો સાતે વજીરે કહી સરવથી, જાંહાંદારશાહ ચીત ધરતો નથી; ખાવું પીવુંને સુવુ નહી, આંખે નીર બહુ ચાલે વહી. ૧ ધરણી લોટે તેણી વાર, વસ્ત્ર ફાડી નાંખ્યાં નીરધ. ૨; કફની, પહેરી તેણે ઠામ, રાખ ચોળી ચાલ્યો ગામ. ૨. પાદસા શોક ધરે અપાર, મેહેલમાં પડયો પોકાર; હાહાકાર થઓ તાંહાં સહી, કહયુ કોઇનું માનુ નહી. ૩ ઊઠી ચાલ્યો તેણી વાર, શોર બકોર થઓ અપાર, નવ રાખ્યું કોઈ પાસે તહી, ફકીર વેશ ધરીચાલ્યો સહી. ૪ હાએ હાએ બોલે શઊ લોક, સાત વજીર ધરેછે શોક; પાદશાહતો બેહોશ થઓ સહી. તખત ઉપરથી પડીયો તહીં. ૫ આકરંદ કરૂં તેણે અપાર, તે કહેતા નવઆવે પાર; શાહાજાદો ચાલ્યો સરવથી, રાખ્યો કોઇનો રહેતો નથી.૬ ઉદાશી થયો અપાર, તેણે તો તાગ કરયો સંસાર; મનમધેધરયો વઇરાગ, રાજધાની સઉ કીધી તાગ. ૭ ન જાણે મારગ રસતો નહીં, કુમારગે તે ચાલ્યો શહી; દસ ખવાસ વજીરના બાગ, તે ચાલ્યા પુંઠે તતકાળ. ૮ તેણે વીચારૂ મનમાં તહી, નીમખ એનું ખાધું શહી, એને પડયુંછે દુખ અપાર; નવ જઇએ તો ધીક અવતાર. ૯ એવું મન વીચારૂં તહી, શેના લઇને દોડા શહી, શાહાજાદો તવ બોલ્યો વાણ, તમો પાછા ફરો નીરવાણ. ૧૦ હુંતો ફકીર થયો સરવથી, તમને આવવાનું ઘટતું નથી; છોકરાં છઇઆંની છયો બાલાશ, હુંતો દુનીઆથી થયો નીરાશ. ૧૧ માટે જોગ લીધો નીરવાણ, તમો કાંએ થાઓ હેરાન; તારે શેવક બોલ્યો તહી, જાંહાં જાશો તાંહાં આવીશું શહી. ૧૨ તમે આદરયું એવું કામ, અમે સંસાર તજ્યે તે ઠામ, એમ કહીને ચાલીઆ શહી, રાહ મારગ કાંઇ સુજે નહી. ૧૩ અઘોર વનમાં ચાલ્યા જાણ, ઘણા કોશ કાપીયા નીરવાણ; શાહાજાદાને સુધી નથી. આંખે રૂધીર ચાલે સરવથી. ૧૪ ચઢે ટીંબલા અપરમપાર, વળી ખોઓમાં ઉતરે નીરધાર વેલા વીંટાએ ઘણા પાએ, પડે હેઠા ને વળી બેઠા થાએ. ૧૫ દુવાગાથા કરે અપાર; તુતીનું પીંજરૂં કર મોજાર; બેહેવરબાનુનું લાગયું ધીયાન, પરમેશ્વર મેળવશે નીરવાણ. ૧૬ ઘણા દીવસ વિતીયા શહી, સમુદ્રને કાંઠે પોહોતા તહીં; સામો દરીઓ આવ્યો જાણ, સરવ ઉભા રહા નીરવાણ ૧૭ હવે શો કરવો ઉપાયે, કેમ ઉતરીએ પેલે પાર; ચાક માગ કાંઇ હુતો નહીં, હોંડી ફરતી દીસતી નથી. ૧૮ શાહાજાદાને શોક અપાર, તુતી બોલી તેણી વાર, મધુરાં વચનથી બોલી નાર, તેના પ્રાક્રમનો નહીં પાર. ૧૯ **દોહરો** તુતી વાણી એમ વદે, શુણ શાહાજાદા શાર; મેતો લુણ ખાધું તમ તણું, હલા હલ કરૂં આ ઠાર. ૨૦ ઘણા દીવસ થઆ શહી ઘાલી પીંજરા મોજાર; આજ બહાર કાહાડો શહી, જોઇ આવું હું પાર. ૨૧ કાંઠો હોંડી જોઈ સહી; રસતો મારગ જાણ; હું શેવકછુ તમ તણી, જોઈ આવુ નીરવાણ. ૨૨ તવ શાજાદો બોલીઓ, સાંભળ પક્ષણી સાર; એક દુખ બેહેવરબાનુ તણુ, વલી તુ જાય નીરધાર. ૨૩ તુ પક્ષણી ઉડી જાએ સહી, નહી ચાલે મારૂ જોર; હાથે મુકુ તુજને સહી, પછી થાઊ હું ચોર.૨૪ તવ પક્ષણી બોલી સહી, એ તુતી નામે જાણ; બોલુ વચને ચાલુ નહી, તો કાગમાં અંતર શો જાણ. ૨૫ મુકી દ મને શહી, માંકર મન વીચાર; પાછી ન આવુ તમ કને, તો ધીક પડયો મુજ અવતાર. ૨૬ શેહા પોતે એવુ સાંભળી, મુકી તુતી તેણી વાર; તુતો જાને પક્ષણી, તમે કરો મન તણો વીચાર. ૨૭ તુતી તાંથી ઉડી સહી, મનમાં મોટી આશ; વરખ ઊપર બેઠી સહી, નજર કરી ચોપાસ. ૨૮ સમુદ્રને કાંઠે સહી, મહુલી દીઠી તે ઠામ; વરશ્ર પુરૂશ દીઠો સહી. રૂપ તણો છે ધામ. ૨૯ સ્વેત દહાડી તેને સહી, સ્વેત વસ્ત્ર વીધાન; દરશની સાદરી પાથરી. તાંહાં બેઠો નીરવાણ. ૩૦ તુતી તાંથી ઊડી સહી, ગઈ તેણે ઠાર; મરદને હાથે બેઠી સહી, પછે બોલી તે નાર. ૩૧ વરણન કીધુ તાં શહી, શાહાજાદાનુ શાર; પુરૂશ એવો દીઠો નહી નવખંડ મધ્યની મોજાર. ૩૨ પણ દુખ તેને પડયુ શહી, કોણ કરે તેની શાય; પરમેસવરૂ

કીરપા કરે, તો સમુદ્ર ઉતારે પાર. ૩૩ વરધ્ધ પુરૂશ તવ બોલીઓ, સુણ પક્ષાણી સાર; વરણ
વ કીધુ જેહનું, તે મેં ઓળખ્યો સાર. ૩૪ હસતનાપુરનો ધાણી શાહી, જાંદારશા એવુ નામ;
દુખ પામે તે અતી ઘણુ, તેને તેડી લાવો આ ઠામ. ૩૫ પક્ષાણી એવુ સાંભળી, હરખ પા
મી તાં અપાર; વેગે આવી તાં શાહી, વધામણી ખાધી નીરધાર. ૩૬ જાંદારશા શુણજો સ
હી, થયુ તમારૂ કામ; વરધ્ધ પુરૂશ એક છે શાહી, તમને તેડે તે ઠામ. ૩૭ સીધ્ધ સરખો દી
શે સહી, અથવા સમુદર સાર; વરધ્ધવયછે તેહની, રૂપ તણો ભંડાર. ૩૮ શાહાજાદા એવુ શુ
ણી, ચાલ્યો તેણી વાર; તુતી લીધી હાથમાં તાં ચાલ્યો નીરધાર. ૩૯ વેગે આવ્યો તાં શાહી,
જાં બેઠાછે ઠામ; સ્તુતી કીધી તે તાણી, ચરણે નમયો તે ઠામ. ૪૦ માન દીધુ અતી ઘણુ,
શાજાદાને તેણીવાર, પાશે બેસાડયો તેને સહી, અરજ આપી નીરધાર. ૪૧ તારે શાજાદા એ
મ વદે, એ અમારી આશ, શીઘ્ર રૂપ મળયા શાહી, કરવાને મારી બરદાસ. ૪૨ તમને અજા
ણ્યુ છે નહી, જાણુ મારી વાત, શીઘ્ર રૂપે આવીમળ્યા, સમુદ્રનો સાક્ષાત. ૪૩ વીપતી પડીછે
અતી ઘણી, તમ શરણ આવ્યો સાર; કીરપા કરો હુ રંકને, ઊતારો મુજને પાર. ૪૪ વળતો
શીઘ્ર વાણી વદે, આ સઊનુ સુ કામ; એને અહીથી વીદાય કરો, તમો પામો પેલે ઠામ. ૪૫
સહાજાદા એમ કહે વજીર પ્રતે વાણ; તમો શઊ પાછા ફરો, જાવ ઘેર નીરવાણ. ૪૬ મુજનેબો
ગ લાગીઓ શહી, તે પુરો કરવો જાણ; મેં મરવુ ધારયુ સહી, તમો કયા ખુવો પ્રાણ. ૪૭
ઘણુ કરી સમજાવ્યા સહી, વીદાય કરયા તે ઠામ; પુરૂશ પછે બોલીઓ, હવે આંખો મીચો નો
રધાર. ૪૮ નેત્ર તાં મીચાં સહી, ક્ષણ ન લાગીવાર; નેત્રઉઘાડી જોયુ સહી,તોપામીયોપેલોપાર.

**ચોપાઈ**—શાહાજાદા વીચારે તહી, હવે હું તે જાઊં કહી; ચાર દીશા જોયુ સરવથી મ
નીશ નામ કોઈ દીસતુ નથી. ૫૦ મુજને ઇસક લાગીઓ જાણ, જીવ ગએ છુટે નીરવાણ;
ઘણુ રૂદન કરે તે ઠાર, કોણ કરે તેની સંભાળ. ૫૧ તુતી બોલી મુખથી વાણ, એમ કાયર
નવ કીજીએ પરાણ; જુલીખા નામે હુતી નાર, ઇશા નામે પેગબર શાર. ૫૨ તેને દુખ
પડયુ તે જાગ, તારૂ દુખ લેશમો ભાગ; ઇશક પુરો કીધો તહીં, પરમેશવરે મેળવી અહી. ૫૩
ભલુ નામ મજલે જાણ, ઘણુ પામીઓ નીરવાણ; ઇશક નવ મુકયો તલ માત્ર. તેને થઇછે જુ
ગમાં પાત્ર. ૫૪ ઘણુ શુ કહીએ તમને કથી, ધીરજ મુકે સીધી નથી; એમ શીખામણ દીધી
ઘણી, વળી ચાલ્યા મારગ ભણી. ૫૫ ઘણી દુવા કહે છે શાહી, આંખે રૂદીર ચાલે છે વહી; ઘ
ણી મજલ કાપી સહી; એક ફકીરને દીઠો તહી. ૫૬ હશીર એક પાથરી સહી, તે ઉપર બેઠો
તહી; શાહાજાદાએ બેઠા સહી, ઘણી ખુશાલી મનમાં થઈ, ૫૭ માહા અરણવમાં મળીઓ અહી
ભાલ પુછુ નારીની સહી; શાહાજાદા તેની પાસે ગયો, સલામ કરીને ઊભો રહો. ૫૮ ફકીરે કી
ધો આવકાર, પાસે બેસાડો તેણી વાર; તવ સાહાજાદા બોલ્યો વાંણ, હું ઘણો દુખીયો છુ ની
રવાંણ. ૫૯ ઓથ પકડો તમારી સાર, કેમ પામુ બેહેવરબાનું નાર; બાંહ ઝાલો માહરી અહી,
સરણે આવે તેને પાળો સહી. ૬૦ તારે ફકીર બોલ્યો તહીં, મેંતો દુનીયાં મુકી સહી; ઘણો ત
માશો જોઓ જાણ, દુનીયાંથી હું થયો હેરાન. ૬૧ ગુસ્સો પકડયો આણે ઠામ, દુનીયાંનું નવ
લેશો નામ; ફકીરે નવ ઘાલી હામ, તુતી બોલી તેણે ઠામ. ૬૨ જાંહાંદારશાં તમે બેસો અહી,હું
શાહા મારગ જોઇ આવું શાહી; તુતી બોલી તેણીવાર, શાહાજાદાને શોક અપાર. ૬૩ વહે વાયો
છે તેહને સહી, રૂદન કરે તે ઘાડે રહી; ફકીર પાસે મેંનાં સાર, પાંજરેથી બોલી તેણી વાર.૬૪
એવડું દુખતુ તુ શાને ધરે; એવો ઇશક તુ શાને કરે; તારૂં કામ થશે સરવથી, એમાં કાંઇ તો
સંધે નથી. ૬૫ બેહેવરબાનું મળશે જાણ. એવું સત કરી માંનો વાંણ; થોડે દીવશે મળશે સ
હી, ધીરજ તમે રાખો અહીં. ૬૬ તરણ વાત કહું છું વીર, તેથી દુર રહેજોરે વીર;મારે કામ હો
યે અપાર, તરત નહીં કરવું નીરધાર ૬૭ મનમધે કરવો વીચાર, વળી પુછવું કુટંબ પરીવાર;

સહુના મનમાં ગોઠે સહી, તાર પછે કામ કરવું તહીં. ૬૮ બીજી વાતનો કહું વીચાર, દુશમન થી બીહીવું નીરધાર; ગરીબ દુશમન હોએ સહી, તેથી પણ બીહીતા રહેવું તહી. ૬૯ ત્રીજી વાત કહું છું અહી, નાગીનો વીસવાસ કરવો નહી; મનની વાત નવ કહીયે તહી, અસ્રી બહાર પાડે તે સહી. ૭૦ જો તું પુરો હોએ સુર, તો ત્રણે વાતથી રહેજે દુર; એક સોદાગરની હુતી બાલ, વગર વીંચારૂ કીધું નીરધાર. ૭૧ તેને દુખ પડયું અપાર, પછે પસતાઇ મન મોઝાર; તવ શાહા જાદા બોલ્યો વાંણ,તમે વાત કહો નીરવાંણ. ૭૨ સુ કામ કરયું તે નાર, કેમ દુખ પામી અપાર; તે સરવે માંડી કહો વાત, એકે મને સાંભળુ સાક્ષાત ૭૩ **દોહરો**—એક પુરૂશ હુતો સહી, કરમ હીણ અપાર; ગામ ભાગલે રેહે સહીં, ફરતો ફરે બહાર. ૬૪ એમ દીન પુરા કરે, દુખ પામે અપાર; સાજું વસ્ત્ર મળે નહી, નહી પેટે પુરાણ આહાર. ૬૫

**ચોપાઈ**—એક ભાડભુંજો હુતો શાહી, દયા તેને આવી તહી; તેણે તેડયો પોતા કને, પછે મુખથી વાણી ભણે. ૭૬ તુને ભાડભુજાવું સહી, રોટલા તુને આપું અહી; ભાડભુંજાનું શોં પિયું કામ, ઘણા દીવસ ગયા તે ઠામ. ૭૭ ભાડભુંજે વીચારયું અહી, જુનો ચાકરએ થયોસહી, એને અખતીયાર આપું હાર, ઘણો વળી વધારૂં ભાર. પેહેડીએ બેસાડો જાણ, મહીનો તાંહાં કિધો નીરવાંણ; વસ્ત્ર કરાવી આપયાં સાર, ઘણો કરી વધારો ભાર.૭૯ શોદા લાવે વેચે જાણ,વેપારીમાં પામીયો માન; જે વારે દીશા ફરી તહી, તારે આબરૂ પામીયો સહી. ૮૦ જે વારે દસા ભુડીથઇ, તે વારે ચોર બુધી સુજી તહી; પટેલ હતો ભાડભુંજા તણો, તે શું આથડો અતિ ઘણો ૮૧ હું તો જોડ નહી આપું તને, તુ નહિ ઓળખતો મને; તુ ખાઇ જાએ સરવથી, હું કાંઇ સમજતો નથી. ૮૨ હું તો સહુ જાણું સહી, તુજના ખાવા દઊં નહીં; એના શેઠને કહ્યું જઇ,પટેલે વીચારયું નહીં. ૮૩ પટેલ આવ્યો ભાડભુજા પાસ, મુખથી વાણી બોલ્યો પ્રકાશ; તારો ગુમાસ્તો વડે અપાર, નથી રાખતો માહરો ભાર. ૮૪ તારી શરમ રાખું છું શાહી.મારયા વના મુકવાનો નહીં; ભાડભુંજો કહે પટેલજી સુણો એતો બેવકુફછે ઘણો. ૮૫ હું શીખામણ દઇશ સહી,તમારી સાથે બોલશે નહી; મેહેનત કીધી અપરમ.પાર, પટેલને વળાવ્યો સાર. ૮૬ ગુમાસતા સુ બોલ્યો વાંણ, હજુ તુને નહી આવી સાન; એ પાપી પટેલ સહી, એ સાથે કાંઇ બોલવું નહી. ૮૭ સરકારની જોડ આવે જેણી વાર. ત્યારે તેને કહાડે બહાર; હડશેલા મારે અપાર, વળી ગાળ ખાએ નીરધાર. ૮૮ એનું પેટ માગે કે નહી, એજ હવે જાએ કહી; તવ ગુમાસતો બોલયો હું તેને માનુ નહી. ૮૯ તમે માનશો એને સહી, હું તમારો ચાકર નહી; હીસાબ કરો તમારો સરવથી, મારે ચાકરી કરવી નથી, ૯૦ હીસાબ કરયો તેણી વાર મહીનો ચુકાવી લીધો સાર; જયારે દશા વાંકી થઇ, તારે એવુ સુજુ તહીં. ૯૧ ઘણા દીવશ તે બેશી રહયો, મહીનો મુશારો ખાઇ ગયો; વસ્ત્ર ફાટી ગયાં તહી, પાશે ખાવા રહયુ નહી કાંઈ. ૯૨ પછી થયો ઘણો બેહાલ, તેની તે લે કોણ શંભાળ; ટુકડા માગવા માંડયા સહી, પેટનો ખાડો પુરાએ નહી. ૯૩ સોદાગર વડો હતો સાર, નીત માગે તેણે ઠાર; વારો કીધો ગામોગામ, સુવા કેરો મશીતમાં ઠામ. ૯૪.એક સોદાગરની હુતી બાલ, તેના મનસુ લાગીઓ ખોઅ,લ; માગવા આવે મોહોલ મોઝાર, એક વાર દીઠો તેણે ઠાર. ૯૫ ફકીર ડાહો દીશે શાર, રૂપ જોઇને વ્યાકુળ થઇ; નાર રૂપતણો દીઠો ભંડાર, પરણા કેરો કરયો વીચાર. ૯૬ મા બાપને પુછુતહી તેને ના ધશીને કહી, એ ફકીર મુસાફર શહી; ગામ ઠામ કાંઇ જાણીએ નહી. ૯૭ રૂડુ ઠેકાણું જોઇ કરી, તુજને પરણાવીશું દીકરી; મા બાપનું નવ રાખ્યું મન. બુધીએ પરણી તે દીન, ૯૮ વીહવા કીધો રૂડો સાર, પરણાવી રાખ્યો ઘરમોઝાર; ઘણા દીવશ ગયા વહી, નારી સાથે બોલીયો શહી. ૯૯ હું ઘરનો સુખીયો અપાર, તું તો નથી જાણતીરે નાર; રેહેવા કેરૂં મોટું ધામ; સોદાગરમાં મોટું નામ. ૧૦૦ ઘણો ખજાનો અપરમપાર, હીરા માણેક આભરણ સાર; ઘણી પેઢીઓ

ભરી સરવથી, દોલત કેરો પારજ નથી. ૧૦૧ વાડી મોલ બગીચા સાર, મેવા પાકે અપરંમપાર
પણ હુંછુ દુખીઓરે નાર, તે તણો તુંને કહુ વીચાર. ૧૦૧ ઘણો માલ પોતે ભરી, સફરે ચાલ્યો
સુંદરી; કાફલો બધો ટુટયો શાહી, ખાવા પીવા કાંઇ રહયું નહીં. ૧૦૩ ચાકર શહુ મુકીને ગ
યા. પછી તેને શેની દયા; ઘેરતો દોલતનો નહીં પાર; તને ગમેતો જઇએ નાર, ૧૦૪ ઘરડાં
મા બાપ છે અપરંમપાર, કદી મરશે તેણે ઠાર; દોલત કાંઇ રેહેવાની નથી, લોક લુટી જાશે સર
વથી. ૧૦૫ તે ચીંતા મુજને થાય અપાર, તું આવેતો જઇએ નાર; એવો ફંદ તેણે નાંખ્યો શ
હી; નારી ચાલવા તતપર થઇ. ૧૦૬ ઘણું ઘરેણું પેહેરૂં જઇ, કપટ વાત કાંઇ જાણી નહીં;
માની પાસે આવી શહી, સઘળી વાત માંડીને કહી. ૧૦૭ તારે માતા બોલી વાણ, કાંએ દીકરી
થઇ અજાણ, તારે શી કમી અહી; કે પરદેશ તું જાએ સહી. ૧૦૮ ઠામ ઠેકાણું જાણું નથી,
જાવું તે અ ઘટતું સરવથી, મોંથી તેને હા કહી નહીં, ધણી પાશે પાછી ગઇ ૧૦૯ માહારા
મા બાપતો મોકલે નહીં, આપણે અહીંથી જાવું સહી; રાત ગઇછે જોણી વાર, જવાને થયાં
તઇઆર. ૧૧૦ મારગ પકડયો તેણે તહી; સુતાં મુકી ચાલ્યાં શહી; ઘણી કાશીદી કીધી અપા
ર, પછી ચાલતાં થાકિ નાર. ૧૧૧ પાણી નવ પાંમી રસતે તે, ચરણે હીંડવું તડકો છે; ઘણી
રેત તપે અપાર, રાણ તણો નવ લાગે પાર. ૧૧૨ ધણી પરતે બોલી નાર, હવે હું થાકી અ
પાર, ચરણે સુજ્યા છે સરવથી, ધરણી ઉપર પગ મુકાતા નથી. ૧૧૩ હજુ કેટલુ જાવું છે
દુર, કયારે આવશે તમારૂ પુર, તવ તે પુરૂષ બોલ્યો વાણ, ચાર કોશ અહીંથી નીરવાણ.૧૧૪
હવે પાશે આવ્યું શહી, હું કહુ તેમાં સંદેહ નહીં; આવી વાણી સાંભળી તહી, વળી મારગે
ચાલ્યાં વહી. ૧૧૫ કોશ બે કીધું પરઆણ, સામુ ગામ આવ્યું નીરવાણ.૧૧૬ **દોહરો**
છાપરાં દીઠાં શહી, કોશથી તેણી વાર; અરવાણ દીઠું અતી ઘણું વરખ તાડ તે ઠાર. ૧૧૭
ખાડી કોતર અતી ઘણા, ટીંબા ટેકરા અપાર; તે દેખી વીસમે થઇ, મુખે બોલી નાર.૧૧૮
તમે કહું તે કાંઇ છે નહી, ઉજડ દીશે ચારે પાસ; મેહેલ મેડી કહાં ગઇ, એમ પુછે થઇ
નીરાસ. ૧૧૯ તવ તે પુરૂશ એમ વદે, એ પાછળ છે ગામ; તળેડી છે પહાડની, તે હેઠ છે રૂ
ડાં ધામ. ૧૨૦ એ છાપરાં દીસે સહી, ઢેઠ તણાં છે જાણ; મેં કહું તેથી અધીક છે, સત બોલુંછુ
નીરવાંણ. ૧૨૧ હવે કામ કરવું સહી, તુ બેશ આણે ઠાર; હું વેહેલો જાઉં સહી, જાણ કરૂં ની
રધાર. ૧૨૨ માને બાપ માહરાં વળી, વળી કુટુંબને પરીવાર; સાજન સામુ આવે સહી, પછે જ
ઇએ નગર મોજાર. ૧૨૩ નારી હરખી અતી ઘણું. વેગે જાઓ ભરથાર; અહી આવો વેગે ફરી
હું બેસું આણે ઠાર. ૧૨૪ પેલો તાંહાંથી આઘો ગયો, ઘડી બે થઈ જાણ; ઢોલવાગતાં સાંભળી
નારી હરખી નીરવાંણ. ૧૨૫ પછીઅસ્રીઓ દીઠી સહી, વળી પુરૂશ સાથે નીરવાંણ; સામાં દીઠાંઆ
વતાં, ઘણુ મન થઇ રળીઆત. ૧૨૬ પાસે આવ્યાં તાંહાં સહી, કારમાં દીઠાં જાણ; કારમાં જરા
બીહામણાં, અનેક રૂપછે નિરવાંણ. ૧૨૭ પાસે આવ્યાં સહી, ઝાલી હાથે જાણ; વસ્ત્ર કહાડીલી,
ધાં સહી, નારી પ્રત્યે નિરવાંણ. ૧૨૮ ઉંઘે મસ્તકે બાંધી સહી, મસ્તક મુકાવ્યુ સાર; ચામડીક
હાડી સરીરની, માંસકહાડયાં નિરવાંણ ૧૨૯ માંડવો કીધો સહી; ઉપર સુવાડી જાણ; તોબા તોબા
કરે સહી, બે હોસ નારી થઈ નિરવાણ. ૧૩૦ **ચોપાઈ**—હેવું નારને કીધુ તહીં, તારેસં
દેહ ભાગીઓ સહી; સંધેહ સરખી છેરે વાત, વિસતારીને કહીચે સાક્ષાત. ૧૩૧ તે જંગલમાં પં
ખી જાણ, લીલ માણી મુખમાં નિરવાંણ; આઠ આંગળ ચોરશ જાણ, તેના મુખમાં છે નીરવાણ,
૧૩૨ તે આવે ચરવાને કામ, લોભે આવે તેણે ઠામ; તેને ખાવા મુકી નાર, પછે પંખી મારેઠાર.
૧૩૩ લીલમાણીની ગતી અતી સાર, મુખથી કહાડી લીએ બહાર; એમ ઘણાં જનાવર મારયાં
તહી, તેમાં એનબાંધે સહી. ૧૩૪ સરવે પાળ ગયા નીરધાર, બે છાનાં રહાં તે ઠાર; હાથમાં લી
ધી તીર કમાન, જેરી તીર છે નીરવાંણ, ૧૩૫ સંતાઇને બેઠાં સહી, એટલે તે જનાવર આવ્યું

તહી; ઝાહાડ જેવુ મોહોડું જાણ, પાંખ જેવી ડાળ પરમાણ. ૧૩૬ હસ્તીના સરખી સુંઢ છે જાણ, ભક્ષ ભણી આવ્યું નિરવાંણ; ચાંચમાં લીધી તે નાર, પછી તીર મારયો તે ઠાર. ૧૩૭ એહુ પાંખમાં વાગીઓ જઇ, જનાવર તાંહા ઊડયું સહી; તીર છસ્તો વાગીયો જાણ, સો ફરંગ ઉડયું નીરવાંણ. ૧૩૮ જેરી તીર તેહતો, પાહાડ ઉપર તે પડયોજઇ; જેર ચડી ગયું તેણી વાર ચાંચથી કહાડી નાંખી નાર. ૧૩૯ લાલમણીની ગતી જે, મુખથી કહાડી નાખું તે; જનાવરના ગયા પ્રાંણ, નારી જીવેછે નીરવાંણ. ૧૪૦ ઘટીકા ચાર થઇ તેણી વાર, અંદર ઉઘાડી જોઊ નાર; જનાવર દીઠું મુવેલુ તહી, લીલમાણી તાં દીઠો સહી. ૧૪૧ લીલમણીને લીધુ સાર, પછી તાંથી ચાલી નાર; હળવે હળવે ચાલેનાર, શરીરે પીંડા થાય અપાર. ૧૪૨ પહાડ પરવત ચડે નાર, માહા ખોઓરાં ઉતરે સાર. તડકે દાઝે સરીરે તહી, રૂધીર વહેછે તેમાંથી સહી. ૧૪૩ શરીર લોહીઆળુછે સરવથી, હીંડયા કેરી શકતી નથીં; પાણી પીવા મળે નહી, કંઠે કાંચકીબાધી તહીં. ૧૪૪ ક્ષુધા પામે અપરંમપાર, તેની કોણ કરે સંભાળ; વ્યાકુળતામેં પામી તે, ચરણે હીડવુ તડકે દેહ. ૧૪૫ સુરજ અસત થયો જેનીવાર, જઈ કોતરમાં પેઠી નાર; મનમાં બીહે તેનીવાર, હમણે વાઘ ખાશે નીરધાર. ૧૪૬ નીંદરા તેને આવે નહી, પ્રાતહકાળ થયો તાં શહી સુરજ ઊદાત થયો જેની વાર, વળી ચાલવા માંડયુ નાર. ૧૪૭ ઘણા પંથે ચાલી નાર, નદી કીનારે આવી નીરધાર; ઓવારો ન દીઠો તહી, આવી કાંઠે ઊભી રહી. ૧૪૮ ચોપાશે ચાલે તે નાર, હવે કરવો કોણ પરકાર; એવુ જનાવર આવ્યુ સહી, પાહાડ સરખુ દેખુ તહી. ૧૪૯ પાણીમાં ઊતરયુ તેની વાર, નારીએ કીધો મન વીચાર; એના ઊપર બેસુ જઇ, મોતમારી મુઠીમાં સહી; ૧૫૦ ખાએ અથવા પામુ તીર, હેવી મનમાં આણી ધીર; મુંડ ઉપર બેઠી જઈ, જનાવર કોઇ જાણે નહી. ૧૫૧ ફુલ બરાબર તેનો ભાર, જનાવર નીકળયુ પેલે પાર; નારીએ વીચારયુ તહી, દેખસે તો ખાંસે સહી. ૧૫૨ પછી બેશી ગઇ તેણે ઠાર, જનાવર ચાલ્યુ વનમોજાર; દેખાતુ રહયુ તે ઠાર, વળી તાંથી ચાલી નાર. ૧૫૩ ઘણુ દુખ તે પામી સહી, એક વાડી દીઠી તહી; લોહીઘણુ ચાલેછે કાએ, વનસપતી ભાર છે અઢાર. ૧૫૪ ઘણા ફુલ છે સરવથી, જોવા કેરો પારજ નથી નારી મનમાં હરખો અપાર, પરમેશવરે લીધી શંભાળ. ૧૫૫ મેવો ખાધો તેણે તહી, વળી પાણી પીધુ શહી; ઘણા દીવશે પામી અહાર, લગાર જીવ થયો તે ઠાર. ૧૫૬ જીવ તાં ઠરયો સરવથી, પણ દવ દેખી શકતો નથી; વાંદર સનયા આવી, સહી, ગાણામાં તે આવે નહી. ૧૫૭ હુક હુક કરે અપાર, ઠામ ઠામથી આવ્યાં શાર; અશોકવાડી ભાજી સહી, હનુમાને કાંઈ હરખુ નહી. ૧૫૮ પલ માત્રમાં તે ભાજયુ શહી, નારી બીહીવા લાગી તહી; વરખ ઉપર ચડી તે જાણ, તાં જઇ બેઠી નીરવાણ. ૧૫૯ વાંદરાં કેરો હતો સરદાર, વરખ થડે વળગો તેણી વાર; ઉચી દરસ્ટી કીધી તહી, બેઠી નારી દીઠી સહી. ૧૬૦ ઘણી ફુટડી દીઠી નાર, વસ્ત્ર વીનાની દીઠી સાર; એવી વનચરે દીઠી તહી. એને વાંદર તેડયા સહી- ૧૬૨ પેલી ઊપર છે જે નાર, તેને લાવો આણે ઠાર; વનચર ઉચે ચડી ગયા, નારીને હેઠાં લાવીઆ. ૧૬૨ સીરદાર પાશે આવે સહી, એ ઇંગે બેસાડી તહી; સરીરે કર ફરવો શાર, સરવ વાંદરાને કાડયા બહાર. ૧૬૩ સરવને આજ્ઞા આપી જાણ, વાંદરેકરયુ પરીઆણ; ગફા હતી પોતાની જયાં, નારીને લઇ આવ્યો તહાં. ૧૬૪ ગફા મધે રાખી તહી, નીતે ભોગ કરે તાં રહી; ઘણુ દખ પામે તે નાર, તોબા તોબા કરે પોકાર. ૧૬૫ જડી લાવ્યો વનમાં જઇ, સરીર ઉપર ચોપડી સહી; શરીર આળુ હતુ જે, નવી ચામડી આવી તેહ. ૧૬૬ દશ વરશ તાં રાખી જાર, બે બચાં થયાં નીરવાણ; મનીશપેરે બોલે શાર, વાંદર સરખુ રૂપ નીરધાર. ૧૬૭ દીન દીન બચા મોટાં થાય, પછે વાંદર ચરવાને જાએ; વીશ્રી મુકતો ઘડી નથી, પછે દઈત બની આવ્યો સહી. ૧૬૮ હવે મસત થઇ એ નાર; બચ્ચાં મુકી નહી જાએ નાર; વીશવાશ આવ્યો તેને

સહી, બોહોલા વનમાં જાએ તહી. ૧૬૯ ચારો ચરે તે વનમાં શાર, વળી આવે ગફા મોજા ર; નારીએ ભોગલમાં નાખ્યો સહી, ગફામાંથી બહાર નીશરે નહી. ૧૭૦ વાંદરે વીચારયુ સહી, હવે નાર જવાની નહી; એને માયા થઇછે અપાર, બચાંમુકી નવજાયનાર. ૧૭૧ ઘણો વીસવાસ તેને આવ્યો સહી, વાંદર ઘેર પછે આવે નહી; બોહોળો વનમા જાએ શહી, પછે ગફામાંઆ વે નહી ૧૭૨ નીતે મારગ જુવે જાણ, દરીઆ કાઠે આવે નીરવાણ; સમુદર દીઠો તેણે ઠામ,વ હાણ તણો રસતો નીરધાર. ૧૭૩ રોજ આવે તેને ઠાર, જાતુ આવતુ ભાલે નાર; ઘણા દિવ સ ગયા વહી, વહાણ એક તાં આવ્યુ સહી. ૧૭૪

**દોહરો**—વાહાણ એક આવ્યુ શહી, માલ ભરીને અપાર; લંગર વાર કીધુ તહી , જાહાં હુતી પેલી નાર. ૧૭૫ નારી વાણી એમ કહે, શુણ વાહાણ બેડતા વીર; હુ અબળા દુખી ઘ ણી, કહે નઇણે ભરીને નીર· ૧૭૬ મહા દુખ ભોગવુ શહી, રહીને આણે ઠાર, વીપત સમેના વીરછો. ૯યો મને વાહાણ મોજાર. ૧૭૭ વાંદર દુખ દછે ઘણુ, થયા શવશાર જાણુ; પરમેશવ રે તમને મોકલ્યા, લેઇને વાહાણ. ૧૭૮ વીલંબ કરતાં વણસે સહી, વાંદર આવે આણે ઠામ; તો મુજને લેઇ જશે, પછે હુ મુઇ નીરવાણ. ૧૭૯ ખારવા ખલાશીઆ કહે, તુ ઘેલી દીશે નાર વાહાણમાં માલ ભરયો ઘણો, નહી બેઠાનો ઠાર ૧૮૦ પછે નારીએ દખાડયુ, લલમણી તે ની વાર શા; જો મુજને લો શહી, તો આખુ આપુ નીરધાર. ૧૮૧ સાત વીલાત છે શહી, એનુ મુલ તુ જાણ; શફરે જાવુ નહી પડે, બેઠા ખાશો નીરવાણ. ૧૮૨ તાલુકદારે દીઠુ સહી, લીલમણી તે ઠાર; મછવો મુકયોતાંહાં શહી, વેગે લીધી નાર ૧૮૩ ખુણે એક બેઠી જઇ, લી લમણી લીધુ જાણ; લંગર ઉપાડુ શહી, વાંદર આવ્યો નીરવાણ. ૧૮૪ કાંઠે આવી ઉભો રહો, અગણીત તેણી વાર; ઇશારત કીધી ઘણી, આવ આવરે નાર, ૧૮૫ તુજને ઘટે નહી, મુકી ફ રજન શાર; માયા તરછોડી તે શહી, અઘટતુ કીધુ અપાર. ૧૮૫ કોણ ભાલાશ રાખશે બાળની હજુ નાનાછે બાળ, માળ રાખો માતુની, ૯યો તેની સંભાળ. ૧૮૭ પાણીશુ ચાલે નહી, વાંદ રનુ તે જાણ; પવન આવ્યો અતી ઘણો, વાહાણ ચાલ્યુ નીરવાણ‘ ૧૮૮ વાઉ વેગે ચાલે શહી, જેવુ ચાલે તીર; વાદર સો પાછા વળા, નેતરે ભરીને નીર ૧૮૯ **ચોપાઈ**—ઘ ણોદરીઓ બેડો શહી, વાહાણ વમલમાં પડુ તહી; ચકરી તેણે ખાધી શહી, પછે જલમાં બુ ડયુ તહી ૧૯૦ જેટલાં વાહાણે સહી જાણ, સફરપુરી થઇ નીરવાણ; કોઈ નવ ઉગરયુ નીરધાર જલે સઉનો કરયો સંઘાર ૧૯૧ નારી પાટીએ વલગી રહી, તેની દોરી લાંબી સહી; સાતજ દીનને સાતજ રાત, આઠમા દીનનો થયો પરભાત ૧૯૨ દરીએ છોલ મારી સહી, જલથી કાંઠે કહાડી તહી; સાત દીન પાણીમા રહી; પછે કીનારો પામી શહી ૧૯૩ ચારે દીશા ભાળે તે ના ર, માણુસ નવ દીઠું તે ઠાર ૧૯૪ પાછલી વાત સંભારે તહી, મેં શીક્ષા કોઇની માની નહી; આપઘાત કીધી જાણ, તેવું ફળ પીમી નીરવાણ. ૧૯૫ વગર વીચારૂં કરશે જેહ, મારી પે ઠે ભોગવશે તેહ; એમ પસતાઈ મન મોજાર, વળી આગળ ચાલી નાર. ૧૯૬ સાંમા માણુસ દીઠા સાર, ન વસતરા ફરેછે નીરધાર; અસ્ત્રીઓ દીઠી તે વાર, વળી પુરૂસ દીઠો તે ઠાર, ૧૯૭ પતર મુલને ખાએ સહી, નારી જોઇને વીસમે થઈ, ભુત વંતરી કે ડાકણ હશે, હુ ભણા મુજને ખાઈ જશે ૧૯૮ જો હું નાસુ આણી વાર, તોએ પુઠે દાડે સાર, નાસે નવ છુટું આ વાર, એવું વીચારી ચાલી નાર. ૧૯૯ પાસે જઇને ઉભી રહી, તેણે મારગ દખાડ યા શહી; હાથ દખાડયો તેણે તહી, મોહોડે થકી કાંઈ બોલી નહી ૨૦૦ વળી પેલી ચાલી નાર, પરમેસ્વરે છોડાવી શાર; થોડી મજલે ચાલી જાણ; એક ઝુપડી દીઠી નીરવાણ ૨૦૧ દ રીઆ કાંઠે હુતી તહી, નારી જોઇને હરખી સહી, અહી વસતી દીશેછે ખરી, ઝુપડી પાસે ગ ઇ શુંદરી. ૨૦૨ મનીશ નામ કોઇ દીશે નહી, પછી ઝુપડીમા પેઠી સહી; ખુણા ઉપર હાડી બ

ણ; તળે કાસ્ટ બળે નીરવાણ ૨૦૩ નારીએ વીંચાર્યુ તેણી વાર, ઘણે દીવશે મળીઓ આ હાર; રાંધવા મુક્યું છે સહી, ઘરમાં માણસ કોઈ દીશે નહી. ૨૦૪ રજક મળીયુ આણે ઠાર પેલી હાંડી ઉઘાડી નાર. પાતરા બફાયછે જેહ, નીરાસ થઈને નીસરી તેહ. ૨૦૫ ઝુંપડીથી નીસરી બહાર, એક પુરૂશ દીઠો તે ઠાર; તેણે પુછો શમાચાર, તું કયાંથી આવી નાર ૨૦૬ નારી રૂદન કરે તે ઠાર, વીસતારીને કહો સમાચાર; તારે તે પુરૂશ બોલ્યો શહી, આંખ મીચો એમ વાણી કહી. ૨૦૭ આંખ મીચી જેણી વાર, મા બાપના ઘરમાં મુકી નાર; અહીઆ થી વાત પુરી થઈ, મેનાએ શાહજાદાને કહી; ૨૦૮ વગર વિચારયું કરશે જેહ; એની પેઠે દુખ પામશે તેહ; એ વાતતો અહીઆથી રહી, અમીર ઊંદરની કહેશુ સહી, ૨૦૯ વાત આઠમી પુરી થઇ. મેનાએ શાહજાદાને કહી.

---

## વાત ૯

ચોપાઈ—મેના વાણી બોલી સહી, માથે દુસમન કરવો નહીં; મન મધે નવ કરવો હુંકાર, એતો મુજનેસુ'કરનાર. ૧ ગરીબ શતરૂ હોયશઈ, દાવ આવે તારે ચુકે નહીં; ઉંદરરાખે અમીરશું વેર, તેણે શેહ બહુ દીધી પેર. ૨ શાહાજાદો મુખ બોલ્યો વળી, મેના પ્રતે વાણી કહી; ઊંદરે કેમ લીધુ વેર, તેની વીસતારીને કહો પેર. ૩ તવ તે મેના બોલી વાણ, શાહાજાદાજી સુણીએ કાન, ઊંટ હતુ સોદાગર તણુ, રાહામાં ચાલતાં થાકયુ ઘણું. ૪ મારગમાં તે બેઠુ સહી, ચાલ્યા કેરી શકતી નવ રહી; કાફલો ચાલવા તતપર થયો, ઊંટ સોદાગર મુકી ગયો. ૫ ઉંટ રહયું જંગલમાં તહીં, તેને કોઈએ ઊઠાડયુ નહીં; જંગલમાં તે ફરતુ ફરે, ચારો ચરીને પેટજ ભરે. ૬ બોહોળા જંગલમાં ફરે જાણ, ઊંટ તાજુ થયુ નીરવાણ; ઊંદરનો હુતો સરદાર, કોહોલો તેના પેશ જગાર, ૭ તેજંગલમાં રહે સહી, ઊંદર કેરો પારજ નહી; સરવ આગ્ના પાળે સહી, હુકમ તેનો ફરવે નહીં. ૮ કોહોલો કરે વજીરાત સાર, ઉદર સહુ તણો સરદાર; કોહોલાયે ઉંટ દીઠુ સહી, આવી વાત ઊંદરને કહી. ૯ કોહોલાએ કીધો પોકાર, મારી લેજો દાદ લગાર; આપણે જંગલ ચરે છે સહી, ઊંટ કોઇનુ આવ્યુ અહીં. ૧૦ ધણી તેને માથે નથી, જંગલમાં ચરે સરવથી; આપણુ લશકર ચરશે શું, કોહોતો બાંધી લાવુ હું. ૧૧ તવ બોલો ઊંદરનો ધણી, ઊંટ કેમ આવે મુજ ભણી; તે જનાવર મોહોટું સહી, હુકમ મારો માને નહીં. ૧૨ તવ કોહોલો કહે માહારંજ, મારી બુધીએ લાવુ આજ; ઊંટ ચરે જંગલમાં જે, કોહોતો બાંધી લાવુ તે. ૧૩ મધુરી વાણીએ બોલ્યો તહી, ઊંટ ભાઇ સાંભળજો સહી; મુકો ચારો ચરો છો અહી, અમારી સાથે આવો સહી. ૧૪ ઘણો ચારો લીલો છે સાર, આવીને ચરો તે ઠાર; ઘાણી હરીયાલી લીલાં પાન, આવીને ચરો નીરવાણ. ૧૫ ઊંટે સાચુ માન્યુ સહી, આગળ પાછળ ચાલા તહી; જયાં બેઠે ઊંદર સરદાર, પાધરો લાવ્યો તેણે ઠાર. ૧૬ પછી કોહોલો બોલો તહી, ઊંટ ભાઇ સાંભળજો સહી, આપણો એ છે સરદાર, એને નમીએ આણે ઠાર. ૧૭ ઊંટે મોહોડુ ફેરવ્યુ સહી, પુંઠ કરીને ઊભુ તહી; જો પગ મુકુ આણે ઠાર, તો તલ તલ કકડા નહીં રેહેનાર.૧૮ એવું કહીને ચાલ્યુ જાણ, ઊંદર કેરૂ ઉતારૂં માન; રીસ કરીને ઊંદર સહી, કોહોલા ઊપર ખીજો સહી. ૧૯ ઘણું માઠુ કીધુ સાર, તેં મારો ભંજાવ્યો ભાર; મેં પરથમ કહુ હતુ તુને, ઊંટ નથી માનવાનુ મુને. ૨૦ મીથ્યા એને લાવ્યો અહી, સાહાજાદી માહારી લોપી સહીં; વજીરને થયુ અપમાન, ઊંટ ચાલ્યુ જંગલમાં જાણ. ૨૧ ચરતુ ચરતુ ચાલ્યુ તહી, ઝાડ જારના ઓ વીંટાયુ જઈ; પેચ બંધાયો તેણે તહી, વળ બાંધ્યુ બંધાયુ સહી. ૨૨ ચારો પાણી તાંહાંમળે નહી, એમ પાંચ દીવસ તાંહાં ગયા; કોહોલાએ દીઠુ તે ઠામ, હવે મારૂ થયુ છે કામ. ૨૩ કોહોલો આવી બોલ્યો એમ, કહો ઉંટ હવે કરશો કેમ; તમે બંધાઆ આણે ઠાર, છુટવા કેરો

કાણ પ્રકાર. ૨૪ એ જંગલ ઊદરનુ સહી, છોડવા કોઇ સમરથ નહીં; વારતાતે કહો ઊંદર તાણી, એવી વાણી કોહોલાએ ભણી. ૨૫ તવ તે ઊંટ બોલ્યુ વાણ, તમે કહો તે કરૂ પરમાણ; વેગે છોડાવો ફાંદાથી, નઈતો જીવ જાશે સરવથી. ૨૬ મેં ચાકરી કરવી કીધીકબુલ, હું સેવક લાગ્યો આણુમુલ, તવ કોહોલો બોલ્યો વાણ, હુ કરૂ જઇ શાને જાણ, ૨૭ ઊંદરને જઇ કહી વાણ, તાં ઊંટને બાંધુ નીરવાણ; પાંચ દીવશ થયા સરવથી, ચારો પાણી પામતુ નથી. ૨૮ એણે ચાકરી કરી કબુલ, કોહોતો લાવુ તમ હજુર; તવ બોલ્યો ઉંદરનો પતી, હજુ તુ સરમાતો નથી. ૨૯ એક વાર પામયા અપમાન, હજુ તને ન આવી સાન; કોહોલો મુખે બોલો વાણ, જુઠુ બોલુ તો નીમકની આન. ૩૦ હુકમ કરો તમે શરવથી, કહયામાં કાંતે અંતર નથી; તવ ઉદર બોલ્યો સહી, વેગે તેડી લાવો અહી-૩૧ કોહોલો તાંથી પાછો ફરયો, ઉંટ બેઠુ તાં સંચરયો; જાંખરેથી છોડુ તઇ, ઉપર ચડીને બેઠો સહી. ૩૨ ઊંદર પાસે લાવ્યો જાણ, પછે બોલ્યો મુખેથી વાણ; આ શરદાર આપણો શહી, ઉંટે શીશ નમાવ્યુ તહી. ૩૩ સામુ ઉભુ રહયુ તેનીવાર, તવ બોલ્યો ઊંદર શરદાર; અરે ઊંટ શાંભળરે વાણ, આ જંગલમાં ચરો નીરવાણ. ૩૪ આખો દહાડો ચરવુ શહી, રાતે ચોકી ભરવી અહીં; એવુ ઉંટે સાંભળયુ સઇ, પરણામ કરીને ચાલ્યુ તઇ. ૩૫ ઊંટ ચારો ચરે અપાર, રાતે ચોકી ભરે તે સાર; ઘણા દીવશ એમ ગયા વહી, પછે તોફાન એક જાણયુ શહી. ૩૬ સમીપ હતુ નગર વીશાળ, તાં અમીર હતો રખવાળ; તેનુ ઊંટ નેકળયુ બહાર, કાઠી ભરવાને નીરધાર. ૩૭ તે જંગલમા આવ્યુ તહીં, કાઠી ભરવા માંડી શહી; પેલુ જંગલી ઊંટ હતુ જે, મારવાને દાડુ તે. ૩૮ રખેવાળ તેના ઉઠો તહી પકડી તેને બાંધયો સહી; ઉપર પીઠ ભરી તે જાણ, નગરમાં આવયા નીરવાણ. ૩૯ અમીરને જણાવ્યુ જઇ, સરકારમાં દાખલ કીધુ શહી કોહોલો આવ્યો ઉંદર કને, ફરીઆદ કરીને વાણી ભણે, ૪૦ અમીરે કાંઇ રાખ્યુ નઇ, મરજાદ આપણી લોપી શહી; આપણુ ઉંટ ગયાછે લઇ, લડાઇ એણે ઉભી કરી શહી. ૪૧ તમે શુ ફરમાવો અહી, કેઇપેરે ઉંટ છુટે સઇ; તવ બોલીઓ ઉદર સરદાર, તમે કરોની એ પરકાર. ૪૨ અમીર પાસે જાવો શઇ, જાણ કરો જઈ વેગે તહી; કહો ઉંટ અમારૂ શઇ, બાંધુ તેમાં શંદે નહી. ૪૩ પાછુ ઉંટ આપો જાણ, નહીતો રાડ થશે નીરવાણ; જો પાછુ નવ આપો તમો, તો જુધ શામુ કરશો અમો. ૪૪ એવુ શુણીને કોહોલો ગયો, અમીર પાશે આવી રહો, શઘળી વાત કઇ તે ઠાર, પછે કહો બોધનો પરકાર. ૪૫ તવ અમીરને આવ્યુ હાશ, પછે વાણી બોલો પરકાશ, ઉંદર શુ કરનારો અઇ, એવો અંકાર આવ્યો શઇ. ૪૬ વેગે આવો વઢવા જાણ, ઉંટ નવ આપુ નીરવાણ; અમીરે આંખ દખાડી તઇ, કોહોલો તાંથી નાઠો સઇ.૪૭ ઊંદરને કહો સમાચાર, ઊંટ નવ આપે નીરધાર; વઢવા કેરો રાખે બળ. આપણે અવે સાકરવી કળ.

**દોહરા**–ઊદર વાણી એમ વદે, અમીર ઘેર અભીધામ; હુતો કામ એવુ કરૂ, જે લખે ચડે પુરાણ. ૪૮ સેના તેડી પોતા તણી હુકમ કીધો સાર; અમીરના ઘરમાં પેસો સહી, ખાતર પાડો નીરધાર. ૫૦ ખજાનો હરવો શહી, નવ શાખવી એક બદામ; વેગે લાવો અહી સહી, કરજો એવુ કામ. ૫૧ સેના સરવે ચાલી સહી, કીધા નગરમાં પરવેશ; અમીરના ઘરમાં શંચરયા, કર્યો તશકરનો વેશ. ૫૨ ચાંચમાં હુન રાખ્યા સહી, વળી મહોર તે રૂપઇઆ જાણ; દાડયા આવે વન ભણી. જાં પોતાનુ ધામ. ૫૩ હીરા માણેક મોતી વળી, બીજા અભ્રણ સાર; સરવ હરણ કીધુ તહી, એક રાતમાં તે ઠાર. ૫૪

**ચોપાઈ**–બીજે દીન થઓ સરવથી, તવ બોલયો ઊંદરનો પતી; ભાઇઓ શેના સાંભળજો અહીં, આજ સો ઊદમ કરશો શહી. ૫૫ તવ સેના બોલી વાણ, જે કહોતે કરી

એ પ્રમાણ. તવ બોલો ઊદરનો સરદાર, સલેખાનુ કાતરો સાર. ૫૬ રાત્રી ગઈ જેની વાર, ઊદરની સેના થઇ તઇઆર; સલેખાનમાં પેઠા જઈ, ૫ઝે ચાંચ વાપરી તહી. ૫૭ ચીલો કાતરો કમાનનો તપ, અને તીર પણ એક રાખો નહી, ઢાલ તણી પણ ગાદી જે, પડતલાં સહીત કાતરી તેહ. ૫૮ ફલ કાડી નાખા તહી, ઢાલ ખોટી કીધી સહી. બદુક તણા બધો જે, ઠામ ઠામથી કાતરાં તે. ૫૯ જામગીરી બધી કરડીસહી, બંદુકનીશફળ કીધી તહી; તલવાર બખતરને કટારા શાર, તેનાં મીયાન કાતરા નીરધાર. ૬૦ જાણા લગામજે કુમચી સાથે કાતરાં તેહ, નીમચા ટોપને પેટી જાણ, તલ તલ તે કરયાં પરમાણ. ૬૧ એવુ કરીને તહી ઉંદરને સહુ વાતજ કહી, એક શીપાઇ હુતો સાર, ઊંદર દીઠો વન મોઝાર. ૬૨ મુખમાં મોહોર તે દીઠી તહી, જોતાં ચીત ચાલુ શહી; મન મધે કરે વીચાર, ઊદરને મારૂ આ ઠાર. ૬૩ મોહોર કાડી લઉ એ તાણી. તવ ઉદરે વાણી ભાણી; જો તુ આવે મહારી શાથ, તો ઘણો ખજાનો આવે હાથ. ૬૪ ઊંદર મહારો શરદારજ સહી, તે શું તુજને મેલવુ જઇ, તને ઘણુ દેશે માન, પોતીકો કરશે નીરવાણ. ૬૫ ઊંદર ચાલો તેનીવાર, શરદારને કહો સમાચાર, આ શીપાઇ સુરો શાર. ચાકરીએ આવો નીરધાર. ૬૬ તવ બોલયો ઉદરનો શરદાર, મેં તારો વધારો ભાર; રાખો લશકર રૂડુ અપાર, તુજને વજીર કીધો નીરધાર, ૬૭ મહીનો લેવો રોકડો શહી, લશકર તઇઆર કરવુ અહી; શીપાઇએ દીઠુ નીરધાર, ખજાનો છે અપરમપાર. ૬૮ લશકર રાખુ તેણે તહી, મહીનો ચુકાવી આપે શહી, હઅદલ મઇદલ મલુ અપાર, તેહ તણો નવ લાગે પાર. ૬૯ ઉંદર મુખે બોલ્યો વાણ, કોહોલાને કીધુ ફરમાન; વેગે જાઓ અમીરની પાશ; મુસુ વાણી કહો પરકાશ. ૭૦ આપો ઉંટ પાછુ શરવથી, વઢે તમારી શોભા નથી; પાછુ નહી આપો નીરધાર, તો જુધ કરવા નીસરો બાર. ૭૧ કોહોલો આવ્યો અમીરની કને, કહયા પ્રમાણે વાણી ભણે; જુધ કેરી સાંભળી વાણ, અમીર હાસ કરયું નીરવાણ. ૭૨ મનમા ઘણો કરયો હંકાર, વજીરસુ બોલ્યો તેણીવાર; ઊંદર રાજ પામે સરવથી, હવે કોઈ જીવવાનુ નથી. ૭૩ જગા ખોળો નાઠા તણી, એવી અમીરે વાણી ભણી; પછે કોહોલા શુ બોલો તહી, વેગે ચડીને આવો અહી. ૭૪ કોહોલો પાછો આવ્યો તેણીવાર, ઊદરને કહયો સમાચાર; તેઅમીર ગાંડો અપાર, લશકર આપણુ કરો તઇઆર. ૭૫ દહેરે દહેરે ખબરજ કરો, તઇઆર થઇને સહુ સંચરો. ૭૬ નગારૂ કરયુ તઇઆર આવી કોટને ઘેરો નીરધાર; સલકા દાડયો આવ્યો તહી, તમે ગલફતે બેઠા સહી. ૭૭ આવી નગર ઘેરયુ શરવથી, શોના કેરો પારજનથી; તવ અમીરસા ચમકયો સહી, મેંતો આવુ જાણુ નહી. ૭૮ હસવામાં કાકુ સરવથી, તરત તેડાવ્યો સેનાપતી; દારૂ ગોળો વેચો અપાર, તમે લસકર કાહાડો બાર ૭૯ પર રાવત આવી કરે સલામ, પરથમ ચુકાવી આપો દામ; ખજાનચીને થયુ ફરમાન, ખજાનો અહી લાવો જાણ ૮૦ વજીરશુ બોલ્યો તેણી વાર, અથીઆર લાવો આણે ઠાર; ઘોડા કાડો ઘોરથી બાર, સહુને વેંચી આપો તોખાર. ૮૧ ખજાનગીરે આવી કરી સલામ, ખજાને નવ મળે એક બદામ; એટલે વજીર આવ્યો તહી, હથીઆર એક સાજુ નહી ૮૨ ચરવાદાર એમ બાલ્યો સહી,. તંગ ગમચી એકે સાજુ નહી; નથી જીન દુમ કે લગામ, તલતશી કકડા તેણે ઠામ. ૮૩ સલે બખતર ટોપ પેટી જાણ, સરવ કાતરી નાંખુ નીરવાણ; અમીરે હાથ ગલ્લા જાણ, દાંતે જીભ કરડી નીરવાણ. ૮૪ વજીરને કહે સરવથી, હવે આબરૂ રેહેવાની નથી. ૮૫

**દોહેરો**—વજીર વાણી એમ વદે. સુણ પરથવીપતી રાય; ઊંટ પાછુ આપીએ, બીજો નથી ઉપાય. ૮૬ સૈન આપણુ સબળ સહી, જુજે જેવા વીર; હથીઆર પાસે છે નહી, દુશમન ઉતારે નીર. ૮૭ અમીર વાણી એમ વદે, સુણો વજીર તમે સાર, હવે મુજને પુછો નહી; કરો રૂડો પરકાર. ૮૮ પછેડી પાછી ફેરવા, મોકલુ પતર સાર; ઊંટ પાછુ આપુ અમો, સલા કુ-

શે નીરધાર. ૮૯ ઊંટ શણગારયુ તાં સહી, પલાણ રૂપાનુ સાર; મોથડો જડયો માણેક તણો, શીર કલગી નીરધાર. ૯૦ વજીર સાથે લઇ કરી, આવ્યો ગામની બાર; ઊંટ પાછુ આપ્યાએ સહી, આવો નગર મોઝાર. ૯૧ એ વાતતો પુરી થઇ, અમીર ઉંદરની જાણ; અમીરતો હારયો સહી, ઊંદર જીત્યો નીરધાર. ૯૨ સાહાજાદાને મેના કહે, દુશમન કરવો નહી જાણ; શતરૂથા બીહીતા રેહેવુ, એમ કહે વેદ પુરાણ. ૯૩ છપો—માથે દુશમન હોય, વેર કોઇ દીનજ વાળે; માથે દુશમન હોય, જેર કોઇ દીન દેખાડે. ૯૪ માથે દુસમન હોય, કોઇ દીન ઘાત પમાડે; માથે દુશમન હોય, મોહની પ્રીત દેખાડે. ૯૫ માંથે દુશમન હોય, હઇડામાં જેર જ રાખે; દે સહુ સંસાર; મોંહોડે તે મીઠુ ભાખે. ૯૬ માથે દુશમન હોય, તેથી બીહીતા રેહેવુ; માથે દુશમન હોય, તેને મળતા રહેવુ. માથે દુશમન છે સહી, તેથી બીહીવુ સરવથી; કવીજન કહે સુણો ઠાકરા, કે દુસમનથી વેરી બીજુ કોઇ નહી. ૯૭ વાત નવમી પુરી થઇ, સાહાજાદાને મેનાએ કહી.

---

## વાત ૧૦

ચોપાઈ-મેના વાણી બોલી તહી, શાહાજાદાજી શુણજો સહી; ઘણી અસતરી વાહાલી અપાર, નવ કહેવો મનનો વીચાર. ૧ શોદાગરે કહી મનની વાત, પછે ખંખેરા બેઉ હાથ. તેની પેરે પસતાવુ શાહી, અસતરી આગળ કહેવુ નહી. ૨ તવ શાહાજાદા પુછે એમ; કોણ શોદાગર પસતાયો કેમ; વેગે કહો તે પરકાર, મજ મનમાં શંદેહ અપાર. ૩ તવ મેહેના કહે ધર જો કાન, એક શોદાગર હતો જાણ; ઘણુ દરવ તેને અપાર, વાણજ નવ કરે લગાર. ૪ બાપે કાઢી મુકયો બહાર, પરદેશ ચાલ્યો તેણીવાર; વન મધે તે ચાલ્યો વીર, જઇ ચડયો તે શરોવર તીર. ૫ સુંદર શરોવર દીઠુ સાર, પછી ચડયો પગથીએ બે ચાર. તહાં ચાર અસ્ત્રી દીઠી જાણ, જલ કીડા કરે નીરવાણ. ૬ અપછરા હતી સ્વરગજ તણી, અદભુત રૂપને શોભા ઘણી; નગન નાહેછે જળ મોઝાર, માંહોમાંહે જલ છાંટે નીરધાર. ૭ પેલો કાંઠે આવ્યો શાહી, વસતર પાલે દીઠાં તહી, વસ્ત્રપાલેથી લીધાં શાર, ક્રીડા કરી પછે નીશરયા બહાર. ૮ વસ્ત્ર નવ દીઠાં તેણે ઠાર, અરાંપરા જુએ અપાર; હુવે શો કરવો પરકાર, વસતરમાં વીદયા હુતી સાર; પેહેરા વગર ઉડાએ નહી. ૯ ચારે તાંહાં શોધે અપાર, વરક્ષ તળે આવી નીરધાર; તવ પુરૂશ દીઠો તે સાર, વસતર દીઠાં બગલમોજાર. ૧૦ ચારે અસ્તુતી કરે અપાર, ઉભાં હાથ જોડે તે નાર; વસતર અમારાં આપો તમો, વીનય કરીને માગુ અમો. ૧૧ આપતાં નવ લગાડો વાર, અમારે જાવુ સ્વરગ મોઝાર; તવ તે પુરૂશ બોલ્યો વાણ, કહયુ અમારૂ કરો નીરવાણ. ૧૨ એ ચારમાં અસ્ત્રી સાર, મુજ ઘેર આવોને નીરધાર; તારે વસ્ત્ર આપુ શાહી, એવુ વચન બોલ્યો તે તહી. ૧૩ તવ અપછરા બોલી એમ, એ વાતતો નીપજે કેમ; તમો માનવી માટી જાણ, હમો વહની થયા નીરવાણ. ૧૪ તારે મારે શબંધજ નહી, એવી અપછરાએ વાણી કહી; તવ શોદાગરનો બોલ્યો બાળ, કહાં તમો બોલોછો આળ. વસ્ત્રતો નવ આપીએ અમો, આવ્યા વના નવ છુટો તમો; એમ કરતાં થયુ અસુર, અપછરા થઈ ચીંતાતુર. ૧૬ આપણે જાવુ સવરગ મોઝાર, હવે શો કરવો પરકાર; પછે મુખેથી બોલી વાણ, ગમે તેને રાખો નીરવાણ. ૧૭ ચારમાં એક અસ્ત્રી સાર, તેના વસ્ત્ર રાખો નીરધાર; તરણનાં વસ્ત્ર આપ્યાં તહી પેલીને ઘેર લાવ્યો સહી; બીજા વસ્ત્ર પહેરાવ્યાં તહી, નીત પ્રતે કરે વેહેવાર. ૧૮ પેહેલાં વસ્ત્ર આપીયાં નહી, બીજા વસ્ત્ર પહેરાવ્યાં સહી; જો પોતીકાં વસ્ત્ર અંગે ધરે, તો ઊડી આકાસે સાંચરે. ૨૦ એવુ વીચારી તેણી વાર, ભોમીમાં ઘાલ્યા નીરધાર; પેલી અપછરા જાણે નહી, તે શીતે ઘાલીઆં છે સહી. ૨૧ ઘણા દીવસ તે રાખી શહી, બે બાળક તાં તેને થયાં સહી; બેઠાં

ખાધુ તેણીવાર, ખાતા કુવા ખુટે નીરધાર. ૨૧ ખરચી ખુટી તેણીવાર, સફરે જાવાનો કરયો વીચાર; ઘરમાં દાશી હુતી તહી, નારી તેને સોપી સહી. ૨૩ એકાંતે બેસાડી તે પાસ તારી મને ઘણીછે આશ; તુછે ડાહી ઘણુ અપાર, તુથી બાર નહી પડે વાત. ૨૪ એનાં વસ્ત્ર દાટયાં સાર, રખે કહાડી લે તે નાર; એવી શીખામણ દીધી તહી, પછે શફરે ચાલીઓ સહી; ૨૫ એક દીવસ અપછરા જેહ, નાવા કારણ બેઠી તેહ; છુટા કેશ મુકયાછે સાર, મુખ સોભેછે અપ રમપાર; ૨૬ ચંદ્રમુખી મરગ નેણી નાર, દંત હીરા જોત પરકાર; બે ગાલ નારંગી જાણ, દા શી કરે અતી વખાણ. ૨૭ મેં ઘણી નારી જોઇ સહી, તુજ સમાન કોઇ આવે નહી; તવ અપછરા બોલીવાણ, તેં થોડુ રૂપ દીઠુ નીરવાણ ૨૮ મારાં વસ્ત્ર નથી મુજ પાશ, જોતાં પામે મન હુલાશ. તે વસ્ત્ર જયારે પહેરૂ શહી, તો સોભા કેરો પારજ નહી; ૨૯ જેવો વીજ કેરો ચમ કાર, તેથી રૂપ દીસે અપાર; તેનો નથી એ સોમો ભાગ, શત કરી માનો આ જાગ. ૩૦ લગારેક પહેરી દખાડુ તને, જો તુ આણી આપે મુને; પાછાં મુકજે તેણે ઠાર, સત કરી કહુછુ નીરધાર. ૩૧ પેલી ડોશી છેતરાઇ તહી, વસ્ત્ર આણીને આપીઆં શહી; પહેરાવ્યાં અપછરાને જાણ, આકાશે ઉડી નીરવાણ. ૩૨ જોતાં જોતાં ઉડી ગઇ, ડોશી હાથ ઘશીને રહી; મન મધે પશતાઇ અપાર, હવે હુ મુઇ નીરધાર. ૩૩ સોદાગર આવશે ઘર મોઝાર, માહારો કોણ થશે પરકાર; ઘણા દીવસ વીતીયા શહી, શોદાગર પછે આવ્યો તહી. ૩૪ ડોસી રૂદન કરે અપાર, પછે કહે તે સમાચાર; સોદાગર પસતાયો ઘણુ, માથુ ધુણાવ્યુ પોતા તણુ. ૩૫ અસ્ત્રી ઉદરમાં નહી રહેવાત, રૂડી કેઅુડી [illegible]ક્ષાત; ડોસીએ કહી વસ્ત્રની વાત; તવ શોદાગરે ઘશીઆ હાથ. ૩૬ મેનાએ શાહાજાદા આગળ કહી, અસ્ત્રી આગળ કાંઇ કહેવુ નહી; એ વાતઅહીથી પુરી થઇ, મેનાએ શાહાજાદાને કહી. ૩૭ તરણે વાત એ પુરી થઇ, મેનાએ શાજાદાને કહી; એ વાત તો પુરી થઇ, એટલે તુતી બોલી શહી. ૩૮ **છપે।**—અસ્ત્રી આગળ વાત, દીલનો પાર નવ દીજે; અસતરી આગળ વાત, કોઇ દીન ઘાતજ લીજે. અસ્ત્રી આગળ વાત, મનની જે નર કરસે, પસતાસે બહુ પેર, દુખ દેહમાં ધરશે. ૪૦ નારીને કહે વાત, ઘર બોવરાવે જાંપે, જુઠ બોલે આપ, આપ માથે નવ થાપે. જો જુઠી કીજે વાત, સાચી નાર માને શહી; કવીજન કહે સુણ ઠાકરો, નારીનો વીશવાસ કરવો નહી. ૪૨ વાત દશમી પરી થઇ, શાહાજાદાને મેનાએ કહી.

---

## વાત ૧૧

**દોહરો**—તુતી વાણી એમ વદે, શુણ શાજાદા જાણ, હવે કામ થયુ શહી, ઉઠો અહીથી નીરવાણ. ૧ સાહાજાદો તાંથી ચાલીઓ, તુતી લીધી હાથ; બે ભાઇ વઢતાં હતા, તાં પહોતો વીખ્યાત. ૨ જંગલ એક હતુ શહી, અરણ્ય ચારે પાશ, ફકીર બે વઢતા હતા, તેને મનમાં મોટી આશ. ૩ તે ઠેકાણે પહોતો શહી. ફકીર બોલ્યા વાણ; ભલે તમે આવ્યા સહી, ભલે દીધાં બહુમાન. ૪ આ જંગલમાં તમે આવીઆ, દીશો એક ઉજવળ જાત; બેશો આણે સથાનકે, શાંભલો મારી વાત. ૫ અમો બેઉ ભઇ શહી, પીતા તો પામયો નાશ; ભાગ વહેચી દીજીએ, બેના રીજે મન. ૬ કલેશ અમારો ભાજીએ તમારી બુધીછે ધન; તવ શાહાજાદો બોલીઓ, શી છે તમારી મીલકત. ૭ મુજ આગળ લાવો સહી, પછી વહેચવાની વાત; એક કકડો હુતો શહી, ફાટો તુટો જાણ. ૮ પટકો હતો કેડનો; પગ પાવડી નીરવાણ; કટોરો એક કાસટનો, એ ચારે વશતુ જાણ. ૯ મુખ આગળ લાવા ધરી, પછી મુખે બોલ્યો વાણ. ૧૦ **ચોપાઈ** કંથા કેરો ગુણ અપાર, હીરા મોતી નીશરે શાર, દરવ તણું જારે પડયું કામ, તારે કંથાથી તે સારે કામ. ૧૧ પટકા કેરી કહું વાત, વસ્ત્ર નીકળે નાહાના વીધમાત; હાથી ઘોડા નીશરે જાણ,

પટકો કેરૂ એવું કામ. ૧૨ કટોરો અખે પાતર નીરધાર, મન વાછીંત પામે આહાર; પાવડી કેરૂ કરૂ વખાણુ, મોટો ગુણછે એમાં જાણ. ૧૩ ઊતરથી જાવું દખણ મોઝાર, એક પલક માં મુકે શાર; પાવડી ઉપર ચડવું સાર, તતક્ષણ ઉડે તેણે ઠાર. ૧૪ એવી વસતુ ચારે સહી, અ મને વેહેંચી આપો અહી; ઘણા દીવસ થયા સરવથી, રાડ અમારી ભાગતી નથી. ૧૫ તવ શા હાજાદા બોલ્યો તહી, એક વાત સાંભળજો અહી, હું તીર એ મુકુ જાણુ, પેહેલો જે લાવે તેની રવાણુ. ૧૬ તે મન ગમતી વસતુ લે શાર, એ કહીએ રૂડો વેહેવાર; પછવાડેથી આવશે જેહ, રહી વસતુ લેસે તેહ. ૧૭ બેહુ ભાઇએ રૂડુ કહુ, અમારે મન તે અવીચલ થઊ; કમાન મધે ચડાવ્યો તીર, બલ કરીને મુકયો ધીર. ૧૮ વાઊ વેગે ગઓ અપાર, બેઉ ભાઇ દોડયા તેણી વાર; પછી શાહાજાદો ઊઠયો સહી, કંથા શરીરે પેહેરા તહી, ૧૯ પટકો ઘાલ્યો બગલ મોઝાર, કટોરો બાંધયો કેડે સાર, પાવડી ઉપર ચડયો નીરવાણ. પછી મુખે બોલ્યો વાણ. ૨૦ ઉડ પાવડી વેગે કરી, જાંહાં મનુંશાવાદ નગરી, તુતી લીધી હાથમાં સાર, પાવડી ઉડી ગગન મોઝાર. ૨૧ ક્ષણ એક નવ લાગી વાર, મનુંશાવાદ પોહોતી સાર; પગથી પાવડી કહાડી તહી, બગલ મધે મારી શહી. ૨૨ દરબાજે આવ્યો જેટલે, દરવાને ઝાલ્યો તેટલે; મુસાફર આવે જોણીવાર, લઇ જાએ પાદશાને દરબાર. ૨૩ ખબર અંતર પુછે સહી, માટે વેગે ચાલો તહી; હેવી રીત નગરીની જાણુ, શાહા પાશે આવ્યો નીરવાણ. ૨૪ સાહે દીઠો જેની વાર, મન મધે થઓ વીચાર; શાહે મન વીચારયું તહી, જોગી નહી કોઇ ભોગી સહી ૨૫ શાહાજાદાને ચીન્હ અપાર, પાદશાઇ તણા અંગે નીરધાર. ૨૬ **દોહેરો**—પાશા વાણી એમ વદ, કોણ તમારો ઠામ; કોણ કામે આવ્યા અહી, સાચુ કહોજી સાર. ૨૭ સુખીઆ છો તમો ઘર તણા, નહી ફકીરની જાત; કીયા દેશથી આવ્યાં અહી, સાચી કહોજી ખાત. ૨૮ તવ શાહાજાદો બોલીઓ, ઇંદ્રુપતી નીરવાણ; તેહ તણો હુ પુત્ર છઊં, સત કરો બોલું વાણ. ૨૯ તમારી ખ્યાત સુણી ઘણી, મહા બુધી ગુણવાન, એવુ સુણી આવ્યો શહી, ચાકરી અરથે નીરવાણ. ૩૦ મનની વાત કહી નહી, રાખી પેટમાં શાર; એવુ કહી ઉભો શહી; હાથ જોડી નીરધાર. ૪૧

**ચોપાઈ** પાદશા બોલ્યો તેણી વાર, એકપટે આવો નીરધાર; પેલુ પતર આવ્યુ અહી તેનો પુત્ર એ આવ્યો શહી ૩૨ ચાકરી કેરૂં લે છે નામ; કપટે આવ્યો છે આણે ઠામ, શેવક શુ બોલ્યો તેણી વાર, તતક્ષણ કહાડી મુકો બહાર ૩૩ શેવકે શુણ્યુ જેણી વાર, દરબારથી કહાડી મુકયો બહાર; એક વજીરનો હુતો બાલ, હોરમજ પંથ નામ વીશાલ તેને મોહ હતો અપાર બેહુવર બાનુનો નીરધાર. દોલત દુનીઆ મુકી શહી, ફકીર થઇને ફરે છે તહી ૩૪ તેનુ મળવું થઊ તેણી વાર, જાહાંદારશા સાથે નીરધાર; હોરમજે ઓળખ્યો તહી એ મોહનો મારયો આવ્યો શહી. હોરમજ બોલ્યો તેણી વાર, પોતીકો હાલ કહયો નીરધાર; એ નારી શુ મોહ લાગીઓ અપાર ૩૬ જીવ બંધાઓ એણે ઠાર; હેવુ ચીત નહી લગાર; પણ મુજને સુજે આ ઠાર; તારૂં કામ થશે નીરધાર ૩૭ હોરમજ કાચો મનનો શહી; સઘળી વાત વીસતારી કહી; શાહજાદાએ નવ આપીયુ હીર, મન વીશે રાખી બહુ ધીર ૩૮ જાહાંદારશા મન કરે વીચાર હવે શો થાશે પરકાર; શાહે તો તન દીધુ નહી, ઘણી ચીંતા મનમાં થઈ. ૩૯ ઘણું રૂદન કરે અપાર; પછે ગયો વાડી મોઝાર; ઘણો નીશાશો મુકો તહી, તુતી વાણી બોલી સહી ૪૦ એમ ઇશક કાંઇ થતો નથી. તુ ધીરજ રાખજે પ્રથવી પતી; કાચો ઇશક તુ રાખે શહી; એમાં કાંઇ થવાતુ નહી. ૪૧ ઇસિક તણી તું સાંભળ વાત; તારૂ દુખ તે કોણજ માત્ર; એક પાદશાહનો હુતો બાલ, પડયો ધરણી મોઝાર ૪૨ દુખ પડયુ તેને અપાર, પુરો અશક કરયો નીરધાર જાહાંદારશા પુછે ખ્યાત, તેની કહો વીસતારીને વાત. ૪૩ કોણ દેશનો શાહાજાદો હતો, શો ઇસિક તેણે કરયો હતો, કેમ આશા તેની પુરી થઇ, વીસતારીને કહેવું શહી ૪૪ તુતી *

હે શુણ શાહાના બાલ; ફતન નામે દશ વીશાલ તે શાહુનો શાહાજાદો જેહ, શીકાર અર નીકળયો તેહ. ૪૫ દરીઆ કાંઠે આવ્યો તહી, શીકાર કરે તે મછનો સહી, છડી અસવારીએ આવ્યો જાણ, ચાર સેવક સાથે નીરવાણ, ૪૬ તે વેગળો બેઠા જઇ શાહજાદો સીકારે સહી.

**દોહરો**—શીકાર રમે છે તાંહાં સહી, આવી હોડી સાર; વાએ તાંર ચાલે શહી, એમ આવી નીરધાર. ૪૮ ચીત્ર વીચીત્ર દીશે ઘણું, દીશે શોભા માન; ગલેચા સુભ પાથરયા, મોઘા મુલે નીરવાણ. ૪૯ જડીત્ર તકીઆ શોહામણો, ચીતર નાહાના વીધ ભાત; બેડનાર દીશે નહીં, એછે વીશમે વાત. ૫૦ સમીપે આવી જે સમે, માંહ દીશે એક નાર; કવી કહે શું કહુ ધન ધન તુ કરનાર. ૫૧ ચંદ્રમુખી મરગ લોચની; હીરા દંત પરમાણ; ગાલ નારંગી શોભે સહી, પરવાલી હોઠ પ્રમાણ. ૫૨ પાન ચાવે પદમણી, હોગરળા ઊતરે સાર; કંઠે તે દીસે સહી, એવી નાજુક નાર. ૫૩ આવી તેમ ચાલી સહી, શાહાજાદો મોહ અપાર; જોતાં જોતાં અદરસ્ત થઇ, પડયો ધરણી મોજાર. ૫૪ શેવક તાંહાં દોડી આવીઆ, બેઠો કરયો તે ઠાર, લુ લાગી એને સહી; ગુલાબ ચાખ્યો તેણી વાર.૫૫ હુંકારો આપેનહી, નવ ભાલે આંખ નીરધાર; ઊચકી ઘેર લાવ્યા સહી. થયો હાહાકાર. ૫૬ ઘણા ઉપાય કીધા તહીં, ટાંકી નવ લાગે લગાર; અન નવ ખાય પાણી નવ પીએ, બાંધો મોહ ફંદ અપાર, ૫૭ ઘણા ગુણી આવ્યા તહી, કીધા કોટી ઉપાય; શાહાજાદો બોલે નહી, ચીંતાતુર સહુ થાય. ૫૮ વજીર સુત આવ્યો તહી, મીત્રાઇ રાખે અપાર; કર ફેરવ્યો શીશ ઉપરે, મુખે બોલ્યો તેણીવાર. ૫૯ ઓ મીત્ર તુને શુ થયુ કહો મુજને પરકાર; ઇશક લાગીઓ તમને સહી, મેં જાણ્યુ નીરધાર. ૬૦ નીશાની પુરો સરવની, હું લાવુ તે નાર; નીરભે થઇ બોલો સહી, દીઠી કોણે ઠાર. ૬૧ દેવ કંન્યા લાવુ શહી નાગની કંન્યા સાર; મુજ આગળ સાચુ કહો, હુ લાવુ નીરધાર. ૬૨ તવ શાહાજાદાએ જોડીં સહી. મીત્રની સાંભળી વાત; એથી કામ થશે સહી, એને કહીએ મનની વાત. ૬૩ સઘળી વાત માંડી કહીં, જે દીઠુ તે ઠાર; મીત્ર દુખ ભાજે સહી, હું માનુ તમારો પાડ. ૬૪

**ચોપાઈ**—તવ વજીર બોલ્યો તેનીવાર, તમે ક્યાં દીઠા હુતી નાર; તે મુજને દેખાડો ઠાર, બેઉ જણા ચાલ્યા તેણીવાર. ૬૪ દરીઆ કાંઠે આવ્યા તહી આ વાટે એ નારી આવી શહી, એકલી હુતી હોડી મોજાર; આ રાહે ગઈ નીરધાર. ૬૬ તે રાહે ચાલ્યો તેણી વાર, જોતાં જોતાં વન મોજાર; આગળ શાહાજાદો ચાલે ઠાર, પાછળ વજીર ચાલે નીરધાર. ૬૭ ઘણો પંથ કાપીઓ સાર, નારીની નવ લાગી ભાલ; ગામ નામ કાંઇ જાણે નહીં; તે નારીનો પાર પામે નહી. ૬૮ એક પુરૂશ દીઠો તેણી વાર, પછવાડે દોડે નીરધાર; વેહલે પગ ચળાવે તે સાર, આવીને મળો તે ઠાર. ૬૯ તવ વજીરે પુછી વાત, તુ કોણ છે કેમ આવ્યો આ ઠાર તવ તે પુરૂશ બોલો સહી, હું માછી જાત છઊ શહી. ૭૦ તમારૂ લુણ ખાધુ અપાર, તે તેણો કહ્યુ વીચાર; હું નજર ચલાવુ જેણીવાર, દરીઆની તકરારી સાર. ૭૧ સાહા ઇનામ આપે સરવથી, તેહ તણી કાંઇ સંખ્યા નથી; તમને દુખ પડયુ અપાર, હું સાથે આવું નીરધાર. ૭૨ તવ વજીર પુછે તહી, શો હુનર તુ જાણે સહી; તવ તે માંછી બોલ્યો વાણ, જલનો રાહ જાણુ નીરવાણ. ૭૩ વજીર કહે એ સારી વાત. વેગે ચાલો અમારી સાથ; તરણ જણા થયા સહી, વળી આગળ ચાલ્યા તહી. ૭૪ થોડે એક પંથે ચાલ્યા તેણીં વાર, વળી એક પુરૂશ દીઠો નીરધાર; વાંસલો વીઝાણુ હાથે સાર, પછવાડે દીઠો નીરધાર. ૭૫ તવ વજીર પુછે સમાચાર, કોણ ભાઈ આવ્યો આ ઠાર; તવ તે પુરૂશ બોલ્યો વાણ. હું સુથાર તમારો જાણ. ૭૬ અચાર તમે બાંધી અપાર, શાહાનુ લુણ મેં ખાધુ સાર; તમને દુખ પડયુ અહીં, મારે સાથે આવવુ શહી૭૭ તવ વજીરે પુછી વાત, શો હુનર રાખોછો હાથ; સુથાર કહે સુણો વજીર સાર, ઉડતુ તખત ઘડુ નીરવાણ. ૭૮ સુતાર મુખથી સાંભળી વાત, વજીર ઘણો થયો રળીઆત; સુતાર સાથે લીધો

શાર, વળી ચાલ્યા વન મોઝાર. ૭૯ વળી આગળ ચાલ્યા જાણ, કઊતક એક દીઠુ નીરવાણ; વાગે મારી હુતી ગાય, અઘોર વન તેતો કેહેવાએ, ૮૦ ઝાહાડ જંગલમાં કાંઇ દીશે નહી, ચોપાશે અરાણ્ય છે સહી; તાંહા એક પુરૂશ દીઠો શાર, વરધ શરીરે છે અપાર. ૮૧ સ્વેત દહાડાને માથે પલી, કર જેસ્ટીકા કેડ બેવડી; હાથમાં શીશો દીઠો સાર; એવો પુરૂષ દીઠો તે ઠાર. ૮૨ ગાય વાઘે મારી હુતી જેહ; અસતી તેના હુતા તેહ; શીશામા હતુ જે સાર અમરોત છાંટયુ તેણી વાર. ૮૩ ગાય ઉઠીને બેઠી થઇ, સજીવન થઇને ચરવા ગઇ; પેલા ચારે ઊભા તે ઠાર, મન મધે કરે વીચાર. ૮૪ એતો વાત દીઠી હતી સાર, મન મધે કરયો વીચાર; એતો વિદ્યા અઢકી સાર, મુઇ ગાય જીવાડી નીરધાર. ૮૫ તવ વજીર મુખ બોલ્યો વાણ, શાહાજાદા તમે સુણજો કાન; આ પુરૂશ સીધ દીસે સાર, એથી કામ થશે નીરધાર. ૮૬ એને વીનતી કરો અપાર, એ છે સમુદર તણો અવતાર; શીધ પાસે શાહાજાદો ગયો, પરણામ કરીને ઉભો રહો; ૮૭ મુખે સ્તુતી કરે અપાર, શીધ રૂપ તમો દીશો સાર; તમ દરશન દીઠુ આ ઠાર, ધન દીવસ આજનો સાર, ૮૮ વિષ્ણુ કે રૂદ્ર સહી, માનવી રૂપે આવ્યા અહી, અથવા સમુદ્ર દીશો તમો એમ કહી ચરણે નમયો ૮૯ વરધ પુરૂશ તવ બોલ્યો વાણ, અમો માનવી છઇએ નીરવાણ, કોણ કામે તમે આવ્યા અહી, આ જંગલમાં ફરો છો અહી ૯૦ તવ વજીર કહે માહારાજા શુણો, આ પાદશા છે અમ તણો; એને દુખ પડયુ અપાર, વીતી વાતનો કહુ વીસતાર ૯૧ તમારે માથે આશું શાર બીજો કોણ ઉતારે પાર; ઉભા ચારે તેણી વાર વરધ સાથ થયો નીરધાર. ૨૨ તવ વજીરે વાણી ભણી, એક વીનતી સુણજો અમ તણી; કોણ ગાએ પાણી અહી, મનીસ નામે દીસે નહી ૯૩ તવ સીધ બોલ્યો તેણીં વાર, અહી છે મારી દીકરી સાર; તપ કરે છે આણે ઠાર, દુધ તણો કરેછે અહાર. ૯૪ ગાયને મારી વાઘે સહી, તેને અપવાસ થયાછે સહી; દાઇ ખાએ છે જાણ, એમ કરીને રાખેછે પરાણ. ૯૫ ભગતી કરે છે અપાર, પરમેશવરે કીધી સાર; તેણે અમરીત મોકલ્યુ જાણ, તેથી ગાય જીવી નીરવાણ, ૯૬ શીધે એવી વાતજ કહી, વળી આગળ ચાલ્યા શહી. ૯૭ **દોહેરો**—ઠામ ઠામ પડયાં હાંડ તડકે, જરણ ચાલે શહી; તેનો ભરાયો ખાડ; દુરગંધ વાયુ આવે ઘણો, નહી શીળો તે ઠાર, ઝાહાડ બીડ મળે નહીં; સુરજ તપે અપાર. ૯૮ ચારે જાણ પુછે શહી, શીધને તેણીવાર; આ દુસ્ટ ભુમીઆવી હવે શો કરવો પરકાર. ૧૦૦ **ચોપાઈ**—તવ વરધ બોલ્યો તેણી વાર, એ દતભોમી છે નીરધાર; એ દઇતછે બળીઆ અપાર, એણે ઘણા મારયા નીરધાર. ૧૦૧ ઝાડ જેવી દીશે કાય, મુખ આગળ સુઢ કહેવાએ; નગર બાહુ ખાધુ જાણ, નાઠા તે જીવ્યા નીરવાણ. ૧૦૨ ગંધ જશે માણશાની સહી, હમણાં આવીને ખાશે અહી; વરધે એવા વાયક કહયાં, ચારેનાં મુખ ઉતરી ગયાં. ૧૦૩ પેટ મધે પડીછે ફાળ, હવે નીશે આવ્યો કાળ; વળતો સીધ બોલ્યો વાણ; એને એવુ છે વરદાન. ૧૦૪ પંદર દહાડા જાગે સહી, પંદર દહાડા ઊંઘે તહી, શુકલ પક્ષે જાગે જાણ, કસ્નપક્ષે ઊંઘે નીરવાણ. ૧૦૫ વજીરે તીથી ગણી સરવથી, અમાવાસ્યા તે દાહાડે પુરી હતી; કાલે માસ બદલાશે શહી, નીંદરા એની પુરી થઇ. ૧૦૬ તારે વરધ પુરૂશ બોલ્યો તહી, જાગીઆ પછી મરનારો નહી, આજ કાંઇ કરો ઊપાયં, કાલે નહીતો એ સરવને ખાએ ૧૦૭ તવ શાહાજાદો બોલ્યો એમ, કહો ભાઇઓ એ મરશે કેમ; તવ માછી મુખથી બોલ્યો વાણ, હું તો તરી જાણું નીરવાણ. ૧૦૮ સુતાર બોલ્યો તેણી વાર, હું તો કામ કરી જાણું નીરધાર; સીધ પુરૂશ તવ બોલીઓ વાણ, હું અશકતીવાન છું નીરવાણ ૧૦૯ સહુ લાકડી ઊઠું શહી, ચાલીઆ કેરી શકતી નહી, તવ વજીર વીચારે એમ, હું થકી છુટાએ કેમ ૧૧૦ શાહાજાદાને કહેવાતુ નથી મારૂં મોત આવ્યું સરવથી, દઇતને હાથે મરવું સહી, એવું વીચારી ઉઠયો તહી. ૧૧૧ શાહાજાદાને કરે પરણામ, હું જઇ આવું તેણે ઠામ; બીતો

બીતો ચાલો જાય, રખે ઉઠે તો મુજને ખાએ. ૧૧૨ મરવુ પરમાણ કીધું સરવથી, ચરાણ તેના ચાલતા નથી; ચારે દીશો ભાલે છે જહાં, કંપારો છુટેછે તહાં; ૧૧૩ ઘણાં ઢોર મારે છે તહી, વાઘ હસ્તી પડયાં છે તહી મનીશ તાણા ખોખા અપાર, હસ્તી તાણાં પડયા અંબાર. ૧૧૪ દખતા વજીરની સુધ ગઇ શાર, મુજને કાલે ઘેરો આજ, એમ કરતા પોહોતો તે ઠાર; જહાં દઇત તાણા દરબાર. ૧૧૫ ઊંચો મહેલ દીઠો વીશાળ, તે મધે દરવાજો સાર; માળ ઊંચો અતીશો સહી, સાત તાડ પરમાણે તહી; ૧૧૬ વજીર આવી ઉભો તે ઠાર, તેમાંથી એક નીકળી નાર; અપછરા સરખી શોભે જાણ, રૂપ તણું શુ કરૂ વખાણ; ૧૧૭ દરવાજેથી નીકળી બહાર, વજીરે દીઠી તેણી વાર. ૧૧૮ **દોહરો**—નારી વાણી એમ વદ, કોણ પુરૂશ આ ઠાર; મોત તુને લાવ્યુ શહી, હમણા મારશે નીરધાર. ૧૧૯ પાછો નાશરે માનવી, જો હોય જીવ્યાનું કામ, હાથે મોત માગે શહી, જા આવ્યો હોય તેણે ઠામ. ૧૨૦

**ચોપાઈ**—તવ વજીર બોલીયો મુખથી વાંણ, સાચું તું કહેરે નીરવાંણ, એદઇત્ય તું માનવી નાર, તારે એને શો વેહેવાર, ૧૨૧ સાચુ કહે નારી આ ઘડી, એને હાથે કયાંથી પડી; તવ નારી મુખે બોલી વાણ, હું બેગમ પાસાની જાણ. ૧૨૨ નગર ભાગી આવ્યો આંહી, કોઇ નાઠા કોઇ ખાધા સહી; અમે નરનારી બેઠાં હતાં જાણ, ત્યાં દઇત્ય આવ્યો નીરવાણ ૧૨૩ કોટ મરડી નાંખી તહી, રૂધીર પાસાનું પીધું શહી; મુજને લીધી બગલ મોજાર લાવીને મુકીં આ ઠાર. ૧૨૪ મેં મારો કહ્યો પરકાર, તું કેમ આવ્યો આણે ઠાર; મનીશ નામે આવે નહીં તમે કયાંથી આવ્યા અહી. ૧૨૫ તવ વજીર કહે સાંભળ નાર, અમે પાંચ જણા છઇએ નીરધાર; મારો પાદશા સાથે છે શહી, સઘળી વાત વીશતારીને કહી. ૧૨૬ હવે પુછુ એક વીચાર કેમ દઇત મરે આ ઠાર; તવ બેગમ મુખ બોલી વાણ, એનું મોત મળે નહીં જાણ. ૧૨૭ માએ વીર કોઇ જાએો નથી, એ દઇતને મારે સરવથીં; તવ વજીર મુખ બોલીંઓ એમ; એ વાત તે મનાએ કેમ. ૧૨૮ દવ દાનવ જોગેસ્વર જાણ, કાલે ખાધા સહુ નીરવાણ; બેગમે કહુ તે જો જો કથી, કાલ કોઇને મુકનારો નથી. ૧૨૯ તવ તે બેગમ મુખ બોલી વાણ એકવાર મેં પુછ્યું જાણ; તમે કોઇથી બીહીઓ કે નહીં મોત તમારૂ છે કે નહીં; તવ એ દઇત બોલ્યો વાણ હું સરવેને મારૂ નીરવાણ; દવ દાનવ માનવી શાર, તે મારો ચારો નીરધાર. ૧૩૧ ભમર ઉડતો કરે ગુંજાર, તેથી હું બીહુંરે નાર; મધ્ય ઓપરી મુકે સુંઢ મોજાર, તેથી મારૂ મોત નીરધાર. ૧૩૨ પાછો સ્વાસ મુકું જેણી વાર, તેથી નીશરી પડે જો બાહાર, તે વારે હું થાઉં હોંશીઆર, પછી દખું તો મારૂં તે ઠાર. ૧૩૩ એટલું મુજને કહું હતું જાણ, તે તુજને કહુ નીરવાણ, વજીરે વીચાર્યું તે ઠાર, ભમરો મુકું સુંટ મોજાર ૧૩૪ જો પાછો નીકળે બહાર તો મુજને મારે નીરધાર; પરમેસવરનું ધરવું સહી, બીજી વાર કાંઇ મરવું નહીં. ૧૩૫ હેને હાથે મરવું જાણ, એને મારૂ કે મરૂ નીરવાણ; પછી ચાલ્યો વન મોજાર, ભમરો ઝાલીઓ તેણે ઠાર, ૧૩૬ વરખ મધે પડયો હતો શહી, ભમરો જાલીઓ તેમાં જઇ; પતર મધે વીંટાળીઓ સહી, દઇતિ પાશે આવ્યો નીરવાણ. ૧૩૭ મન મધે કરી વીચાર, રખે દઇત જાગે નીરધાર; હલવે હલવે ચાલીઓ તહીં, પીઠ પછવાડે આવ્યો શહી, ૧૩૮ દઇત ઘોરેછે અપરંમપાર, જાણે મેઘ ગાજે નીરધાર; નાશીકાથી નીશરે વાએ; ભોમી બધી તાંહાં ખાણાએ. ૧૩૯ તેનો ખાડો પડયો તહી, તાડ પ્રમાણે ઊંડો સહી, પાછો સ્વાસ લીધો જેણી વાર, તવપાછો જાએ નાસીકા મોજાર. ૧૪૦ એવો દઇતિ તાંહાં ઘોરે જાણ, બીજો કુંભ કરણ નીરવાંણ; પાછો સ્વાસ લીધો જેણી વાર, ભમરો મુકયો તે સુંઢ મોજાર. ૧૪૧ **દોહરો**— સ્વાસ ઊંચો લીધો સહી, ભમરો મરતક પોહોતો જઈ; વજીર નાઠો તાંહાં થકી, હમણાં લેશે પ્રાંણ. ૧૪૨ પછી એ મરશે નહી, એમારે નીરવાંણ. ૧૪૩ વજીર આગો બેઠો જઇ, થર થર ધરૂજે નીરવાંણ ભમ

રો મસ્તકે ચોડો શાહી, દઈત જાગીયો તે જાણ. ૧૪૪ પગ પછાડયા અતી ઘણા, કુદયો તાડપ્રમાણ કોણે કામ એવું કરયું હું લેવું તેના પ્રાણ. ૧૪૫ અરો પરો સોધે ઘણું, નહી દુશમનની જાણ કુદી થાકયો ઘણું પછી આવ્યો તેનો કાલ. ૧૪૬ પરપંચે મારયો સહી, વજીરે દઈત તે ઠાર; નારી કહે સારૂં થયું, ઊતારો ધરતીનોભાર. ૧૪૭ **ચોપાઈ**—દઈત પોહોતો જમને દવાર, વજીરે વીચારૂં તે ઠાર; શાહાજાદાને ચીતા અપાર, હું મુવો જાણસે નીરધાર. ૧૪૮ તેને જાણ કરૂં હું જઈ. શાથે તેડી લાવું અહી; વજીર આવ્યો શાહાજાદા પાસ, મળી સરવ પામયા હુલાસ ૧૩૯ વજીરે કરયો પરણામ, તમ પરતાપે કીધું કામ; તમો પરતાપે પાક્રો ફરયો, કીડીએ કુંજરવ સકરયો. ૧૫૦ મહા બળીયો દઈત અપાર તમ પરતાપે કીધો ઠાર, તાં એક મે દીઠી નાર, રૂપગુણ તણો ભંડાર. ૧૫૧ કોઈ એક સાહાનો બેગમશાર, દઈત ગરહી લાવ્યો આઠાર; તવ શાહાજાદો બોલ્યો વાણ, નારી દઈત જોવા નીરવાંણ. ૧૫૨ તાંહાંથી સરવે ચાલીયા સહી, પરથમ દઈત ને જોયો તહી; પરવત સરખો દીઠો તહી. શુધ બુધ શરીરની ગઈ. ૧૫૩ તવ શાહાજાદો બોલી યોવાંણ, તેં સમુદર તારયો નીરવાંણ, પાહાડ ઢોળી નાખ્યા આઠાર, તહારૂં પ્રાક્રમ અપરમપાર ૧૫૪ પછી નારી જોઈ સહી, આંખે નીર આવ્યાં તહી; આતો સાધવી અશતરી જાણ ઘણુંદુખ પાંમી નીરવાંણ. ૧૫૫ પરમેસ્વરે છોડાવી આ ઠાર, વજીર તમે શુભ કીધું કામ; બેહેન કહીને માની તહી, સાથે લેઈને ચાલીયા સહી. ૧૫૬ ઘણો પંથ કાપયો તેણી વાર, નગર એક આવ્યું તે ઠાર; દરવાજા ઊઘાડયા સહી, તે ઠેકાણે આવ્યા તહી. ૧૫૭ ફરતો કોટછે ભાગલ બહાર, દરવાંન નહી દીઠા તે ઠાર, દરવાજામાં પેઠા સાર; વળી આગળ ચાલીયા જાણ. ૧૫૮ચઊટાં દીઠાં પરમ નીધાંન, ઘી ગોલ ભરયા સરવથી; કણ કોઠારની સંખ્યા નથી. ૧૫૯ ડોશી હાટદીઠાં અપરમ પાર, વસ્ત્ર તણા દીઠા અંબાર; કનસારાનાં દીઠાં હાટ, વીધ ભાતના ગઢાયા ઘાટ ૧૬૦ નાણાવટી દીઠાં સરવથી, ધન તણી કાંઇ સંખ્યા નથી; ઊચા મહોલને મંદીર સાર મનીસ નામે નહી નીરધાર. ૧૬૧ સેરીએ સેરીએ ફરી સહી, મનીસ નામે દીઠું નહી; કુતરાં મુવાં દીઠાં બહુ બીલાડાં ઠામ ઠામ પડીઆં છે સાર. ૧૬૨ વળી આગળ ચાલીઅ જાણ, પાદસાહી મોહોલ દીઠા નીરવાંણ; છજાં જરૂખાં મેડી સાર, ચોત્ર વીચીત્ર દીશે અપાર. ૧૬૩ એ કહો એ શાહાનો દરબાર જોવા કેરો કરયો વીચાર. ૧૬૪ મોહોલ મધે પેઠા સહી, વીવીધ રચના દીઠી તહી, ચોકીખાનાં દીઠા સાર, હથીઆર પડયાં છે ઠારો ઠાર ૧૬૬ લેહેર પાણીની ચાલે તહી ખજાંના ફુવારા છુટે શહી, ઘણી હરીઆલી દીસે શાર; નાના પંખી બેઠાં તે ઠાર ૧૬૬ દીવાનખાનાંની સોભા ઘણી, ઠામ ઠામ સફાટીકના મણી મીણાકારી સોભે શાર, ઠામ ઠામ તકતાની હાર ૧૬૮ પેલી રાયા હુતી નાર, ઘણો વીલાપ કરે તે ઠાર. સોર પાડી ઉડી અપાર, છાતી કુટી તેણી વાર, ૧૬૭ તવ શાજાદો બોલ્યો વચન કહો બાઈ કેમ કરો રૂદન, શા માટે દુખ ધરો અપાર; તારા મનનો કહે વીચાર ૧૬૯ તવ તે નારી બોલી વાણ, હુ એ રાંડને શોપોઓ છે પરાણ હુંતો અહીઆ પેદા થઇ,એ ઠેકાણુ માહરૂ સહી. ૧૭૦ મનુંચર શાહા મોરો ધણી; તં તણી હું બેગમ સહી, જે દઈતતે મારો તહી, તેણે નગરી ભાંજી શહી ૧૭૧ સઘળી રઈયત ખાધી જાણ, નાઠા તે જીવ્યાની રવાણ; ઘણું રૂદન કરે તેનાર, છાતી કુટીને ભાગાં હાડ ૧૭૨ શાહાજાદો દુખ ધરે અપાર,ઘણુરૂદન કરે તે ઠાર; તેનું દુખ જોઇને તહી. સઘળા સાથે રોયા શહી ૧૭૩ આશ વાસના કીધા અપાર, વળી આગળ ચાલીઆ શહી; પાદશાઇ કચેરી હુતી જાણ, તાંહાં જઈ પોહોતા નીરવાણ ૧૭૪ તખત દીઠુ સુદર શાર, હીરા માણેક જોત અપારઠાંમઠાંમ ખજાનો તહી હીરા માણેક મોતી શહી. ૧૭૫ તખત પાસે આવ્યો જેણી વાર, શાહા પડયો દીઠો તે ઠાર મનુંચર સાહાના સેજે, તખત તળે પડયો દીઠો તેહ. ૧૭૬ તેજ પડયું મુખ આગળ શહી, અંગે વસ્ત્રકાં

ર્ય પેહેરો નહી; મુખ જાણે પુનમનો શસી, એવી શોભા દીસે વશી. ૧૭૭ કોટ મરડી દીઠી
જાણુ, રૂધીર પીધુછે નીરવાંણ; એવું દીઠું નારીએ તહી, ધણીની પાસે બેઠી જઈ;મસતક
લીધું ખોળા મોજાર, ઘણો વીલાપ કીધો તે ઠાર. ૧૭૮ **દોહરો**—હાએ હાએ કરે ઘણું
કરમે કીધી હાણ; મુજને સાથે મારી નહી. ફટ પાપી અજાણ. ૧૭૯ જીવીને હું શું કરૂં, પીઠ
ખુદા વશ ઠાર; જીવ્યાથી મરવું ભલું, એમ કહીને ભાજ્યાં હાડ. ૧૮૦ લટ તોડા માંથા તણી,
નખે મુખ ચુંટયું જાણ, આલોઠે ધરણી વીશે, નીકળે પાપી પ્રાણ. ૧૮૧ જલવીનાનું માછલું
તરફડે ધરણી મોજાર; તેમ નારી ટલવલે, આંખે વહે રૂધીરની ધાર. ૧૮૨ શાહાજાદા વજીર
સહી, સીધ સુતાર માછી જાત; પાંચે રૂદન કરે ઘણું, બેઠા નારીની સાથ. ૧૮૩
**ચોપાઈ** પાંચે જણાં અતી દુખજ ધરે, વરધ પુરૂશની વીનતી કરે. આ નારી દુખ ધરે અ
પાર જીવાડો એના ભરથાર. ૧૮૪ તમોછો ગુણના ભંડાર, મુઈ ગાય જીવાડી તે ઠાર; કીરપા ક
રો એને સરવથી, તમ સરણે એ આવી સતી. ૧૮૫ એમ વીનય કીધો અપાર, શીધ પુરૂશ રી
જો તે ઠાર; અમરત હુતું શીશા મોજાર, લાવીને છાંટયું તેણી વાર. ૧૮૬ ઉપર ચાદર ઓઢાડી
તહી, એક ઘડીતે વહીતે ગઈ; કેડ મરડી તેણી વાર, મનુચરશાહા ઉઠયો તે ઠાર. ૧૮૭ ગાભરો થ
ઈને જુવે નીરવાણ, કાંઇ કારણ દીસે નીરવાંણ; મનમધે કરયો વીચોર, પાંચ કોણ આવ્યા આ
ઠાર. ૧૮૮ ભારે માંણસ દીઠાં તહી, જોવામાં કાંઇ આવ્યાં નહી; બેગમ આવી બેઠી પાસ, મુ
ખે વાંણી કહી પ્રકાશ. ૧૮૯ પાછલી વાત વીતી જેટલી,વીસતારીને કહી તેટલી; પરમેસ્વરે મોક
લીયા અહી. એના ગુણનો પારજ નહી. ૧૯૦ આ શાહા જાદા ગુણ ભંડાર, રતન દેશ તણો ર
હેનાર; સરવે પુન એના જાણ, એથી તમે જીવ્યા નીરવાણ. ૧૯૧ ઘણુ ધરમીસ્ટ એને જાણ,
બેહેન કરી બોલીઓ નીરવાણ; મનુચરશાએ એવુ શુણી, શાહાજાદાને વીનતી કરી ૧૯૨ શું
આસીંગણ થઇએ અમો, જીવતદાન દીધુજી તમો; પરમેશવરે મોકલ્યો આ ઠાર, ગુણ તણો ન
હી આવે પાર. ૧૯૩ ખાનપાન કીધા અપાર, શેવા કરેછે નરને નાર; દેશદેશાંતરે વાતજ ગ
ઈ, દઈતને કોકે મારયો શહી. ૧૯૪ મનુચરશા જીવા જાણ, એતો વાત કરીં નીરવાણ; નાઠા હુ
તા જે ઠામોઠામ, પાછી રઈઅત આવી તે ગામ. ૧૯૫ દુ:દુભી તાં રહયા ગરગડી, રઈઅત
સઘળી આવી ઠરી. શાહાજાદાના કરે વખાણ, મનુચરશા દે તેને માન. ૧૯૬ ઘણી શેવા કરે
અપાર, નીતે રેહો તમે આણે ઠાર; ઘણા દીવસ રહયા તહી, શાહાજાદાને ચીંતા થઇ. ૧૯૭ દે
શ મુકીને આવ્યા અહીં. ભાલ નગરની લાગી નહી; તેને દુખ હઇયામાં ઘણુ, રૂધીર સુકાયુ
મુખ તણુ; ૧૯૮ ખાવુ પીવુ તજતુ જાય, તેથી દુરબળ થઇ ઘણી કાય; બેગમ મન વીચાર
જ કરે, સાહાજાદા મન ચીતા ધરે. ૧૯૯ હુ ઘણી કરૂછુ શેવાએ, દીન દીન કાયા દુરબળ થા
ય; પાશે બેસી બોલી વાણ, એક વીનતી ધરજો કાન. ૨૦૦ સું દુખછે તમને અપાર, મુજ ક
ને કરો વીચાર; તવ સાહાજાદાએ ભરયાં નીર, હઇઆમાં નવ રહીં ધીર. ૨૦૧ પછે બોલ્યો મુ
ખે વાણ, સઘળી વાત કહી નીરવાણ; બેગમ કહે એ કેટલુ કામ, મુજ આગળ કહો તેનુ ધામ
૨૦૨ તવ શાહાજાદા બોલીઓ તહી, નામ ઠામ કાંઈ જાણુ નહી; ધણુ રૂપછે તેનુ રશાળ, મોહો
તણી મુજને નાખી જાળ. ૨૦૩ તવ બેગમે કરયો વીચાર, કેમ શોધો કહાડુ એ નાર; દલાલ
હતા ગામ મોજાર; ઘણી ડહી હતી અપાર. ૨૦૪ તેને તેડાવી પોતા કને, પાશે બેસારો વા
ણી ભણે; એક છે તમ સરખુ કામ, કીધા પછી આપુ ઇનામ. ૨૦૫ તારી બુધી છે અપરમપા
ર, તુથી કામ થાશે નીરધાર; તવ દલાલ મુખ બોલી વાણ, તમે કહો તે કરૂ નીરવાણ. ૨૦૬
બેગમ કહે સાહાજાદા સુણો, સઘળી વાત એ આગળ ભણો; જેવી નારી દીઠી હતી, દલાલ ક
ને કહી કથી. ૨૦૭ નખસીખ શોભા સઘળી કહી, દલાલે ચીતમાં રાખુ સહી; દલાલે વીચારયું
તેણી વાર, હોડી મધે દીઠી નાર. ૨૦૮ બેગમે ખરચી આપી તહી, દલાલ તાંબી ચાલી સહી;

અંદર બંદર ફરતી જાણુ, ઘણા દેસ જોઆ નીરવાણ. ૨૧૦ એમ કરતાં પછે આવી તહી, હુશ
નાવ નગરીછે જહી; તેના ઘરમાં આવી, સરૂપ જોતાં અચરજ થઈ ૨૧૧ અસ્ત્રી દીઠી રૂપે
સાર, ચંદરમા સરખી જોત અપાર; વરણન કરતાં લાગે વાર, સમુદર સાગરછે નીરવાણ.
૨૧૨ જાણે ઈંદરાણી રૂદરાણી સાર, હુસનાવાદનગરીમાં એવી નાર, જોઇ હોએ ભાગે ભુખ,
મુખ જોતાં જાએ સહુ દુખ. ૨૧૩ જેવુ ગામનુ સુંદર નામ, તેવો મનીશ રૂપ નીધાન; દલાલે
કીધો વીચાર, એ નગરમા મળશે નાર. ૨૧૪ દુકાન કાઢી બજારે તહી, માલણ થઇને બેઠી
શહી; પાદસાહા મોહોલની માલણ જેહ, તે હાથે બહુ કીધો સનેહ. ૨૧૫ નઊતમ વસ્તુ આપી
શાર, બેહેનપણા કીધાં નીરધાર; ખાવુ પીવુ સાથે જાણ, માંહે માંહે દીધાં બહુ માન. ૨૧૫
એક સમે દલાલ એમ વદે, બેહેન કહુ તે ધરજેરૂદે; મુજ મનમાં છે ઇછા ઘણી, બેહેવરખાનુ
ને જોવા તણી. ૨૧૭ તેના વખાણ સુણ્યા અપાર, એક વાર જોવી તે નાર; તવ માલણ બો
લી તેની વાર, તમે કહુ તે સાચુ જાણ. ૨૧૮ ઘણુ રૂપછે અપરમપાર, પરમેસવરે ઘડી એ ના
ર; તવ તવ દલાલ બોલી વાણ, કુવારી કે પરણી જાણ. ૨૧૯ તવ માલણ બોલી વાણ, હજી
કુંવારીછે નીરવાણ; ઘણા માગાં આવે અપાર, શાહા સરવેને કરે નકાર. ૨૨૦ જોડેજોડુ મળશે
જાણ, તવ શાહા દેશે કનયાદાન; ઘણી ગુણી છે એ નાર, હોડીએ બેશી કરે શીકાર. ૨૨૧ હો
ડી તણી શુણી વાણ, દલાલણ તણા ઠણકયા કાન; કાલે મારે જાવુ તહી, મારી સાથે આવો સ
હી. ૨૨૨ દલાલે વીચારયુ મન સાથ, હોડી ફેરી મળી વાત; બીજો દીન થઓ જેણીવાર, મા
લણ જાવા થઈ તઇઆર. ૨૨૩ છાબ ફુલ તણી ભરી, દલાલે લઇ હાથે ધરી, આગળ માલણ
પાછળ દલાલ, મોહોલ મધે આવ્યાં તેણી વાર. ૨૨૪ બેહેવરખાનુ બેઠી જહાં, છાબ લઇને આ
વી તાં; મુખ આગળ મુકી તહી, સામે જઇને ઉભી રહી. ૨૨૫ દલાલે તાં દરશટી કરી, કહયા
પરમાણે વાતજ મળી; શાહાજાદાએ વખાણજ કરયાં, તે સરવે તો અહીઆં મળયા. ૨૨૬ બે
હેવરખાનુ બોલી એમ, આ નવી અસ્ત્રી લાવી કેમ; તવ માળણે કરયો પરણામ, એ મહારી
ચાકર નીરવાણ. ૨૨૭ ફુલ આપી પાછાં ફરયાં, પોતીકે ઠેકાણે ઠરયાં; દલાલ આવી પોતીકે
ધામ, હવે જાઉ હુ મારે ગામ. ૨૨૮ ઠામ ઠેકાણુ લીધુ શહી, એ નારીમાં સંદેહ નહી, પછી તાં
થી કરૂ પીઆણ, મનુચર નગરી આવી જાણ. ૨૨૯ બેગમ શાહાજાદા બેઠાં જાંહાં, દલાલ આ
વીને ઉભી તહાં; મુખે વાણી એરી કહી, હુ ભાલ લઈ આવી શહી. **દોહેરો—**
હુશનાવાદ નગરી શહી, દરીઆ કાંઠે સાર; વરણવ કહી પેરે કરૂ, કહેતાં નવ આવે પાર.
૨૩૧ ગામ તણી શોભા ઘણી ચઊંટાં શેરી વીશાલ; રઇઅત સુખી અતી ઘણી, પરથવી પતી
દયાલ, ૨૩૨ અસ્ત્રીએ દીસે શોહામણી, તારા જોત પ્રમાણ; ચંદરમુખ મ્રગ લોચની, શાં શાં
કરૂ વખાણ. ૨૩૩ હુશનાવાદ નગરી શહી, હુશન પાસા તે ઠાર; કહે દલાલ કેમ વરણવુ
કહેતાં ન આવે પાર. ૨૩૪ તે નગર મધે હુ ગઈ, ધરી માલણનો વેશ; દુકાન કાડી તાં જ
ઈ, તમ આગળ સત બોલેશ. ૨૩૫ માલણ હુતી મોહોલની, તે સાથે કીધી પ્રીત; તાહાંથી ભા
લ લાગી શહી, ખબર મળી તે સીધ. ૨૩૬ હોડીની વાત મળી શહી, હાકે બેડે શાર; બે
હેવરખાનુ નામ છે, રૂપ તણો ભંડાર,. ૨૩૭ માલણ મોહોલ વીશે ગઇ, ફુલ લેઇ તેણી વાર;
હુ પણ સાથે ગઇ શહી જોઇ આવી તે નાર. ૨૩૮ જે દીઠી હોડી વીશે, તેવી મે જોઇ શ
હી, મોહોલમાં નીરધાર ૨૩૯ **ચોપાઈ**—બેગમ ખુશી થઇ ઘણી, દલાલ ને આપી
વધામણી મોહોરો મોતીને વળી લાલ, દલાલને તાંહાં કીધી નાહાલ; ૨૪૦ શાહજાદાને ચીતા
ઘણી; બેહેવરખાનુને મળવા તણી; મન મધે કરયો વીચાર; કઇ પેરે મળશે એ નાર. ૨૪૧
એવો વિચાર મનમાં થયો પછી તે શીકારે ગઓ; સમુદર કાંઠે આવ્યો શહી, શીકાર કરે તે
મીનનો તહી. ૨૪૨ મીન પડયુ ફાંદામા જાણ ઘણુ ભારે શોભા માન; બેગમને આણી આ

પીધું તહીં, એની તરકારી કરવી સહી. ૨૪૩ વિદારાણુ કીધુ જેની વાર, મોંથી કંકણુ નીકલ્યું શાર; જડાવ કંકણુ સોભા ઘણી, કોણુ પેહેરનારી હોશે એ તણી. ૨૪૪ બેગમ કહે મન રાખો ધીર, તમને શુકન થઆરે વીર; કામ થાસે તમારૂં સહી, એ વાતમાં સંદેહ નહીં. ૨૪૫ પ્રાતુસકાળ થયો જેણી વાર, શાહાજાદો થયો તઈયાર; કંકણુ સાથે લીધું તહી, દલાલ સાથે ચાલ્યો સહી. ૨૪૬ પેલા ચારે સાથે જાણુ, વળી પંથ ચાલ્યા નીરવાણ; ઘણા દીવશે પોહોતા સહી, હુશનાવાદમાં આવ્યા તહી. ૨૪૭ વાડી મધે ઉતરા જાણુ, દલાલ મુખથી બોલી વાણુ; તમારે હવે રેહેવું અહીં. મારે દુકાન માંડવી સહી. ૨૪૮ માલણુ થઇને બેઠી જાણુ, સઈયર સાથે મળી નીરવાણ; આવ ભાવ કરે અપાર, સઇયરશું બોલી તેણી વાર. ૨૪૯ અરે સઈયર મુજને ઇછા ઘણી, બેહેવરબાનુંને મળવા તણી; તવ માલણુ બોલી તહી. હમણાં મળવું થાશે નહીં. ૨૫૦ બેહેવરબાનુને શોક અપાર, કંકણુ પડયું દરીયા મોઝાર; જલ ક્રીડાને ગઇ હુતી સહી, કંકણુ પાડી આવી તહી. ૨૫૧ તેનો શોક પડયો અપાર, મળવા કેરો નહીં વિચાર; એવી વાત દલાલે સુણી, તતક્ષણ આવી શાહાજાદાને ભણી. ૨૫૨ ખુશી થઇને બોલી વાણુ, હવે કામ થશેં નીરવાણ; આ કંકણુ તમને જડયું સાર, એથી મળશે નીશચે નાર. ૨૫૩ એ કંકણુ તણી એ પેહેરનાર, એ કંકણુથી કામ થશે નીરધાર; હવે કરવો એક વીચાર. પરપંચ વીના નહીં મળશે નાર. ૨૫૪ ચાસાણ તમારે રેહેવું નહીં, અગોચર બેસવું જઈ; જ્યાં મનીસનું નામ નહીં, તે ઠેકાણે રેહેવું જઈ. ૨૫૫ એક અગોચર હુતો ઠામ, તાંહાં જઈને કરો વીશરામ.

**દોહરો**—સત્ય પુરૂશ તમો છો સહી, જાઓ શાહાને દરબાર; તાંહાં જઇ કહેવું સહી, જે હું કહું પરકાર. ૨૫૬ સમુદરે મુજને મોકલ્યો, આપી કંકણુ સાર, વળી હદીઓ આપીયો, અમરત જે નીરધાર. ૨૫૮ મુખે કહેવું એટલું, દરીએ કરી ફરમાન; માહારી સાથે કહાવીઊં, તે કહેવા આવ્યો જાણ. ૨૫૯ ફતન દેશનો પાદશાહ; તેનો શાહાજાદો જે સાર; વિવાહ કરો તમે તેહશું, તમ પુત્રી નીરધાર. ૨૬૦ એંધાણી એ મોકલી, કંકણ પુત્રીનું સાર; મારી સાથે મોકલ્યું સહા, પડયું હતુ દરીયા મોઝાર. ૨૬૧ **ચોપાઈ**—દલાલે વાત સીધને કહી, કહા પરમાણે કહેવું જઇ; શીધ ઉઠયો તેણી વાર, કરની સેલી પેહેરી સાર. ૨૬૨ શીધ આવ્યો શાહાને દરબાર, સકલ સભા કરે આવકાર; આવો આવો વાણી કહી, સભા ઉઠીને બેઠી થઇ. સાહે બહુ દીધાં માન, શીધને આપાં ફોફલ પાન; શાહા બોલ્યો તેણી વાર, ઘણી કીરપા કરી અપાર. ૨૬૪ ધન દીવસ આજનો જાણુ, તમ દરસણુ પામા નીરવાણ; હાવ ભાવ કરો સરવથો, ઉલટ કેરો પાર જ નથી. ૨૬૫ કેમ કીરપા કીધી આ ઠામ, અમ સરખુ કાંઇ કહેવુ કામ; તવ શીધ બોલ્યો તહીં, સમુદરે મુજને મોકલ્યો અહી. ૨૬૬ સમુદર કેરૂ છે ફરમાન, તે કહેવા આવ્યો નીરવાણ; ફતન દેશનો શાહાજાદો જેહ, સમુદર સાથે બહુ રાખે સનેહ. ૨૬૭ ઘણો સનેહ રાખે અપાર, પુતર સમાન ગણે નીરધાર; બેહેરવબાનુ પુતરી જેહ, એના સાથે પરણાવો તેહ. ૨૬૮ અમરત શીશો મોકલ્યો સાર. તમને ભેટ કરી નીરધાર; વળી નીશાની બાજી કહો, શાહાજાદો પછવાડે આવે સહી. ૨૬૯ તે લાવસે કંગન સાર, તમ પુતરીનુ છે નીરધાર; શમુદર મધે હતુ જાણુ, તમ પુતરીનુ છે નીરવાણ. ૨૭૦ શાહાના મનમાં વીશામણ થાય, એ કારણ તે શુ કહેવાય; દરીએ માગુ મોકલ્યુ અહી, કેમ કરી સાચુ માનુ સહી. ૨૭૧ શાહે વીચાર કરયો તે ઠાર, એક પરીક્ષા જોવી સાર; સાચુ જુઠુ જાણશે શાહી, એ વાતમાં સંદેહ નહી. ૨૭૨ મીન મગાવુ તેણી વાર, મુવેલુ હતુ નીરધાર; પેલુ અમરત હતુ જેહ, મીન ઊપર છાંટયુ તેહ. ૨૭૩ મીન હાલુ તેણે ઠાર, ઊઠીને પડયુ હોજ મોઝાર; સાચે સાચુ સરવે કહ્યું, શાહાને મન અવી [illegible] થયું. ૨૭૪ પછી સાહા તે બોલો વાણુ, શીધ પ્રતે કહે નીરવાણ; સમુદરે કહેવડાવ્યું જે છે, હાથ જોડીને કરવુ તેહ. ૨૭૫ એવી વાણી શાહે કહી, શીધ તાંહી ઊઠયો સહી; બેસા

બેસો શાહા એમ કહે, પછી શીધ્ર ઉભો નવ રહે. ૨૭૬ હમે વશીએ વનમાં સહી,દરબાર અમા
રે બેસવુ નહીં; શાહાજાદાને મળો તેણીવાર, દલાલને કહયો શમાચાર. ૨૭૭ વીતી વાત માં
ડીને કહી, હા કેવડાવી આવ્યો શહી; થોડા દીન ગયા જેણી વાર, દલાલ બોલી તેણી વાર.
૨૭૮ હવે વજીર તમારૂ કામ, તમારે જાવુ તેણે ઠામ, ફતન દેશના શાહાજાદા જેહ, કંગન લઇ
ને આવ્યા તેહ. ૨૭૯ દરીએ તેને મોકલ્યો અહી, કંગન આપવા આવ્યો સહી; બી-
જી નવ કાંઇ કરીએ વાત, શાહા શો દેછે જવાબ. ૨૮૦દલાલની એવી વાણી સુણી, વજીરઆ
વ્યો શાહાની ભણી; સભા મધ્યે બેઠા જાંહાં, વજીર આવી ઊભો તાંહાં. ૨૮૧ તેણે સલામ પા
દશાહને કરી, તવ શાહે વાણી ઉચરી; કોણ નગરથી આવ્યા આ ઠામ, કોણ નામને શું
છે કામ. ૨૮૨ તવ વજીર બોલ્યો વીનતી, ફતન દેશ તણો નરપતી; તેહ તણો શાહાજાદા જેહ
તમારે નગર આવ્યો તેહ ૨૮૪ હું તેનો વજીર છું જાણ, દરીઆએ મોકલ્યો નીરવાણ; ત
મે આજ્ઞા કરો આ વાર, શાહાજાદો આવે દરબાર. ૨૮૪ એટલી અરજ વજીરે કરી, તવ શાહે
વાણી ઉચરી; તમો અમણાં આવ્યા અહી, આગળથી અમો જાણુ સહી. ૨૮૫ દરીએ કી
રપા કરી અપાર, અમર મોકલ્યુ આણે ઠાર; બીજી વાત વળી કહાવી સાર, તે અમે કરશુની
રધાર. ૨૮૬ રૂડો દીન જોઇને જાણ, પછી અહી તેડાવીશુ નીરવાણ; વજીર ઉઠયો તેણાવાર,
પાછો આવ્યો પોતીકે ઠામ ૨૮૭ સરવે વાત માંડીને કહી, સાહાજાદો મન હરખો સહી; રૂ
ડો દીવસ આવ્યો તે જાણ, શાજાદો તેડયો દરબાર. ૨૮૮ સાહાજાદો આવ્યો તે ઠાર, શાહા
સામો આવ્યો નીરધાર; પાસે બેસાડી દીધાં માન, ગુલાબ છાંટી આપાં પાન. ૨૮૯ શાહાજા
દાએ વલતુ શુ કરયુ, કંગન લઇ મુખ આગળ ધરયું; શાહે પાસે લીધુ શાર, પછી મોકલુ મોલ
મોજાર. ૨૯૦ બેહેવરબાનુને આપુ હાથ, મન મધ્યે થઇ રળીઆત; સખી લાવી કંગન જેહ,બે
હેવરબાનું બોલી તેહ. ૨૯૧ સઘળી વાત માંડીને કહી, વીવા તમારો મેળવ્યો સહી; ફતન દે
સનો રાજા જેહ, સમુદર સાથે રાખે સનેહ. ૨૯૨ કંગન આપી મોકલ્યો, તેણું વીવા મેળવ્યો
સહી; બેહેવરબાનુ એવુ સુણી, હઇઆમાં અકળામણ થઇ ઘણી. ૨૯૩ રૂપ ગુણ કાંઇ જાણુ ન
હી, ઘણી વીમાશણ મનમાં થઇ; મન મધ્યે કરયો વીચાર, અટારીએ આવી બેઠી તે નાર.
ચક બાંધીને બેઠી તહી, જોએ સંધે ભાજે સહી; શાહાજાદાએ માગી વીદાય, પોતીકે ઠેકાણે
જાય. ૨૯૫ તવ નારીએ દીઠો તહી, રૂપ કેરી શોભા અતી સહી; ઘણી ખુશાલી થઇ અપાર,
જોતાં હઇડે હરખી નાર. ૨૯૬ શાહાજાદો ઠેકાણે ગયો, મન મધ્યે ઉલટ બહુ થયો; વીવા
સામગ્રી કરી તઇઆર, ચીત્ર વીચીત્ર કરયાં અપાર. ૨૯૭ મંડપ શોભાનો પારજ નહી, શાહે
લગન લીધું તહી; મીનાકારી શોભે કામ, મોતી લટકે છે ઠામો ઠામ. ૨૯૮ આરશી કેરી મુ-
કી ખાપ, વગર ધરે દેખાય આપ; ગલેચા સુભ પાથરયા સાર; જરી તકીઆ ઠારોઠાર. ૨૯૯
ચીનાઇ પુતળી શોભા ઘણી, મંડપ દુવારે શોભે મણી; કેળ સ્થંભ આણી રોપીઆ સહી, ગુ
લાબ છંટકાવ કીધો તહી. ૩૦૦ ગાન તાન થાય અપાર, નાટક નાચે તેણે ઠાર; ગુણકા નાચે
ગરવે ભરી, થઇ થઇ વાણી ઉચરી. ૩૦૧ ગુણ ધરી વેણ બોલે સાર, મરદંગ શોભા દે
અપાર; લગન વેલા થઇ જેણી વાર, શાહાજાદો થયો તઇઆર.૩૦૨ પાદશાઇ પોશાક પેહેરી જા
ણ. માથે કલગી સોભા માન; સોનેરી સેરો મોતીએ ભરયો, વરે લઇ મસતકે ધરયો. ૩૦૩ છ
તરીસ વાજાં વાજે સાર, બંધીજન બોલે જેજેકાર; શુદર ઘોડો શણગારયો સહી. મોતીની ઝુલ
નાંખી તહી. ૩૦૪ તાંહાં નોબત વાજે અપાર, શાહાજાદો થયો અસવાર; આગળ અપછરા
કરે નાચ, મંડપે પોહોચા નીરવાણ ૩૦૫ મોહોલ મધ્યે પોહોચા જઇ, સરવને મન ખુશા
લી થઇ;જડાવ માંચી માંડી તહી, શાહાજાદો બેસાડયો સહી. બેહેવરબાનુ શણગારી સાર,ઉપ
રી લાવી સાહેલી ચાર; કાજી આવ્યા તેણે ઠાર, મોડ તાં બાંધી નીરધાર સરવે નારી આવીસઇ,

વર જોઈને હરખી સહી; જેવી કન્યા રૂપ નીધાન; તેવો વર મળીયો નીરવાણ. ૩૦૮ જોડે જોડુ મળ્યું સાર, જોતાં સરવે હરખ્યા અપાર; સરબત પાઓ સરવને તહી, પરણીને ઉડયાં મન રજી. ૩૦૯ એકાંત મોહોલ હુતો સાર, સેજ બીછાવી તેણે ઠાર; ઘણી સામગરી મુકી તહી, ખાન પાનનો પારજ નહી. ૩૧૦ નર નારી આવ્યાં તે ઠાર, બેહુનાં ચીત થઆં એક તે વાર; બેઊના મનના ઊલટ અપાર; મોતી મુક્યુ ડબામાં મોજાર, ૩૧૧ ચાર પોહોર વીતી જામની, પ્રાતુસકાળે ઊઠી ભામની; શાહાજાદો ઊઠયો તેણી વાર, મરજન તાંહાં કીધુ નોરધાર. ૩૧૨ વસતર પેહેરયાં સુંદર સાર, પછી આવ્યો સભા મોજાર; સભા ઉઠીને બેઠી થઈ, શાહાની પાસે બેઠા જઈ, ૩૧૩ ઘણા દીવસ પછે રહયાં તહી, પછી અરજ કીધી સહી; શાહાજાદા મુખે બોલયો વાણ, સાહા વીનતી ધરજો કાન. ૩૧૪ હમને દીવસ થઆ અપાર, તેની ચીંતા મન મોજાર; હવે વીદાય કરયો સરવથી; રહયા કેરો અવશાર નથી. ૩૧૫ શાહાજાદાનાં સુણી વચન, પાદશાનું હરખ્યું ઘણું મન; મન મધે ઉલટજ ભરી, દહેજ તણી સેનાઈ કરી. ૩૧૬ પચાસ હસતી અરઈવત શાર; સાજ સાથે કરયાં તઈયાર, ઝાલર નાખ્યા જરી તણી, રૂપેરી ઘંટાની શોભા ઘણી. ૩૧૭ સોનેરી અંકુશ હીરે જડયાં, માહા વીદ્યાથી શોભે ઘણો, પગ તોડા રૂપા તણા, કોટે સોનેરી શોભે ઘણા. ૩૧૮ પાંચસે ઘોડા કછીઆ, જાત અબલખી પટોળી ભાત; પલાણ તેમને કુમચી જેહ, જડાવ કામ કરાવ્યાં તેહ, ૩૧૯ સુખપાલ શોભે ભારે કામ, મોતી ઝાલર શોભા માન; હપશી ગુલામ આપીઆ વળી, દાસી સાથે સોળામણી. ૩૨૦ ઘણા વસતર તે આપીયાં સાર, પોઠી ઘણા ચલાવી હ્હાર; ઘણા હથીઆર તીરકત સાર; ઉલટ ભરીને આપીયો ભાર. ૩૨૧ ઘણોજ ખજાનો આપીઓ તહા, ગણામાં કાંઈ આવે નહી; ઉંટ ખચર ગાડી જેહ, રથ સાથે આપીઓ તેહ. ૩૨૨ દહેજ મધે આપયાં સાર, એક હસતી કરયો તઈઆર; ઘણો સણગારયો તેણે ઠામ, હોદો મોનાકારી કામ, ૩૨૩ ચાર દાંડીએ ચુની નીરવાણ; ઉપર કળસ શોભે અતીસાર; બેહેતરબાનુ બેઠી નીરધાર. ૩૨૪ ઘણાં વાજાં વાજે તહી, શોભા કેરો પારજ નહી; પાદશાહ વળાવા જાએ; નોમત તયાં વાગે બહુ ગાએ. ૩૨૫ ઘણું લશકર સાથે જાણ, કોશ ચાર ગઆ નીરવાણ, શાહાજાદાએ ઘોડો રાખ્યો તે ઠાર; શાહા પ્રત્યે બોલયો તેણીવાર, ૩૨૬ તમને શરમ થાએ અપાર, હવે જાઓ નગર મોજાર; મળયા ભેટયા તેણે ઠાર; શાહા ગઆ પછે નગર મોજાર. ૩૨૭ શાહાજાદો ગણુ હરખે ભરયો; નારી લઈને પંથે પળયો; એ વાત અહીઆંથી રહી, પછી શોદાગરની કહેશુ શહી. ૩૨૮

દોહરો—એક શેહેરનો પાદશા, ઓરંગ એવું નામ; મોહો પામ્યો તે મન ઘણું, પરણ્યા કેરી છે હામ. ૩૨૯ માગીઆ મોકલ્યા અતી ઘણા, નારી નવ લહે મન; ગણતીમાં લાવે નહી, એ સગનું બેહુ તન, ૩૩૦ તેણે તહી સાંભળું શહી, પરણી જાએ એ નાર; ઘોડો લેઈ આવ્યો સહી, તે મળો લશકર મોજાર, ૩૩૧ કોઈએ તો ઓળખ્યો નહી, ઘોડામાં ઘોડો જાણ; કપટ રાખે મનવીખે, કેમ નારી આવે હાથ. ૩૩૨ દર મુકામ ચાલ્યા શહી, લશકર તેણીવાર; જંગલ આવ્યું શોભતું, હરઆલી અપાર. ૩૩૩ લીલાદરો શોહામણી, ચોરસ ભોમી વીશાલ; પંખી શબદ કરે ઘણા, બેઠાં વરખની ડાળ. ૩૩૪ શાહાજાદો હરખીયો ઘણું, બોલયો તેણીવાર; વન દીસે સોહામણું, આજ રહીશું અહીઆં નાર, ૩૩૫ મુકામ કીધો તાંહાં સહી; ખેંચયો દેરા સાર; વાડ કીધી કાંટા તણી; તે મધે ઉતારી નાર. ૩૩૬ કુટણી જે હોસમ તણી, આવી તેણે ઠાર; વરધ શરીર હુતુ ઘણું; જેસ્ટીકા કર મોજાર, ૩૩૭ તંબુ મધે આવી સહી, જાંહાં બેઠા નરનાર; તે સ્થાનકે આવી સહી, રૂદન માંડયું નીરધાર. ૩૩૮ બેહેતરબાનું બોલી સહી; કાં રૂદન કરે તુ નાર; શો દુખે આવી સહી; કેમ કરે જલ ધાર. ૩૩૯ તવ ડોશી બોલી તહી, હું દુખે મરૂછું જાણ; તમ ઘેર દાશી ઘણી, એક વધતી કરો ગુજરાન. ૩૪૦

વધું આપરૂં ખાઇશ સહી, કરૂ તમારૂ કામ; સરગે આવી પાજો સહી, થાશે તમારૂનામ. ૩૪૧
**ચોપઈ**–મેહેરબાનુંને ઉપની દઆ, મુખે બોલ નોરમળ કહયા; દાશી પ્રત્યે બોલી વા
ણુ, તમ મસતી રાખો નીરવાણુ. ૩૪૨ સરવે મળીને પાળો સહી, કામ કાજ એને કેહેવું નહી.
શાહાજાદાએ જોયું તેણીવાર, મન મધે કરયો વીચાર. ૩૪૩ પરીક્ષા તેણે કીધી સહી, એથી
વીઘન કંઈ થાશે સહી; બેગમ પ્રત્યે બોલ્યો વાણુ, એ કપટે આવી નીરવાણ. ૩૪૪ તુતો
ભોળી થઇ મેહેરબાન, કાંઇ વીઘન થાશે નીરવાણ; તવ બેગમ બોલી તહી, વરધ્ધ શરીરે નબ
ળી સહી. ૩૪૫ ઊઠયા કેરી શકતી નથી, મન વીચાર રખે રાખો રતી; ઘર જાણીને આવ્યા
અહી, કાહાડી મુકીએ તો શોભા નહી. ૩૪૬ તારે શાહાજાદા બોલ્યો મુખ, જે ગમે તે ક
રીએ સુખ; તારે મન ગમી એ નાર, તે પેહેલુ કરવુ નીરધાર, ૩૪૭ શાહાજાદે એવી વાણી
કહી, શીકાર રમવાની ઈછા થઇ; તું બેગમ બેશે આ ઠાર, હું શીકાર લઇ આવું આ ઠાર ૩૪૮
શાહાજાદા શીકારે ગઓ, અહીંઆં શીકાર રાણીનો થઓ; કુટણી તંબુથી નીશરી બાહાર, હો
શાગને કહે સમાચાર. ૩૪૯ આજ દાવ પડશે જાણુ, પછી ભાગોય ફરે નીરવાણ;સાહા
જાદા ગઓ શીકાર; આજ કામ થાશે નીરધાર, ૩૫૦ તમો બેસો વાડીમાં જઇ; ઘોડો અહી
આં મોકલજો સહી; ચરવાદારને કેહેજો વાણુ, તબુ પાશે બાંધે જાણુ. એટલુ કામ તેકરવુ ખરૂ;
પછે વિધા હું માહારી કરૂ; એટલો ભેદ કોયો નાર, પછી આવી તંબુ મોજાર. ૩૫૨ હોશીંગે
ઘોડો કરયો તઇયાર, શેવક સાથે મોકલ્યો તેણી વાર; તંબુ પાછળ બાંધીયો સહી, ચરવાદાર
તે રહો નહીં. ૩૫૩ કુટણીએ ઘોડો દીઠો તહી, પછી બેગમ શું વાણી કહી; બેગમ પ્રત્યે બો-
લી વાણુ, તમને શાહાનું થઉં ફરમાન. ૩૫૪ શાહા બેઠા વાડી મોજાર, શીકાર રૂડો કીધા
સાર; સુંદર વાડી સોભા માન, તમને તાંહાં તેડાં નીરવાણ. ૩૫૫ તમે જશો જેણી વાર, શી-
કાર રમશો નર ને નાર; ઘોડો મોકલ્યો આણે ઠાર, વેગે તાંહાં તેડે છે નાર. ૩૫૬ શેવક
સાથે કહેવડાવ્યુ અહી, ઘોડો બાંધીને ગઓ સહી; બેગમ હરખ પામી અપાર, બુરખો નાખ
યો સીર મોજાર. ૩૫૭ વેગે ઘોડે બેઠી જાણુ, વાડી મધે કરે પખાણુ; હોસીંગે આવતી દી
ઠી નાર, પોતે ઘોડે થઓ અસવાર. ૩૫૮ પુઠ કરી ઊઠ્યો તહી, નારી લગભગ આવી શહી;
હાથે ઇશારત કીધી જાણુ, પછે ઘોડે બેઠો નીરવાણ. ૩૫૯ આગળ હોશી ગલ પુઠળ નાર, પ
વન વેગે ચાલે તો ખાર; નદી આવી તેણે ઠાર, હોડીએ બેશી ઊતારો પાર. ૩૬૦ હોસીગ હે
ઠળ ઊતરો જાણુ, જળમાં હોડી ખેડી નીરવાણુ; નારી હોડીમાં બેઠિ જાણુ, સુરજ અસતાંગત
થઓ નીરવાણુ. ૩૬૧ અંધારે નવ ઓળખે નાર, ચાલ્યા જાએ રાણુ મોજાર; ઘણો પંથ કા
પીઓ તહી, ઘોડા ઉપર થાકયા સહી. ૩૬૨ પાવડા વાગે વન મોજાર, તેણે દુખ ઘણુ પામે નાર;
નારી કહેછે સાંભળો વાત, હવે ઘોડો રાખો નીરવાણ. ૩૬૩ **દોહરા**–બેગમ વાણી એમ
વદે. હુ અશવ થાકી અપાર; પંથ છે ઘણો વેગળો, કાં જાઓ નીરવાણ. ૩૬૪ મુખે કહી
બોલતા નથી, અબોલા ધરવા શા માટ; રાત અંધારી થઈ ગઇ, વીમાશણ સરખી વાત.
૩૬૫ પેલો મુખ બોલ્યો નહી, મનમાં ધરે ઉચાટ; સવામી નવ હોએ માહરો, મન વી
ચારી વાત. ૩૬૬ બરાબર ઘોડો કરી, મુખ જોયું તેણીવાર; પર પુરૂશ દીઠો સહી, મન દુ
ખ પામી તે નાર. ૩૬૭ **ચોપાઈ**-નારીએ વીચારયુ તહી, મુજને છેતરી લાવ્યો અ
હી; ડોસી રાખી તબુ મોજાર, તેણે ઘર ઘાલ્યુ નીરધાર. ૩૬૮ સવામીએ વારી અપાર,
મેં નવ લહુ મન મોજાર; હવે ધીરજ રાખવી અહી, ભેદ વેદ વગર કાંઇ છુટાએ નહી.
૩૬૯ પછી મુખ તે બોલી તહી, તુ કોણ પુરૂશ લઇ જાયે શહી; તવ તે પુરૂશે બોલ્યો વા
ણુ, હુ હોશીંગ નામે પાશા જાણુ. ૩૭૦ મુજને મોહ હતો અપાર, તુ નવ ગણુતી મન મા

જાર, તુ કારણ મે મુકયો ભોગ, રાજ તજીને લીધો જોગ. ૩૭૧ ઘણા દીવસ દુખ ભોગવ્યુ શા હી, ઇછા મારી પુરી થઇ; તવ નારીએ કીધુ હાશ, પરમેશવરે પુરી આશ. ૩૭૨ મુજ મનમાં ઇછા ઘણી, હોશ તમને વરવા તણી; પીતા માહરો માને નહી, ગાય બેટીનુ ચાલે નહી ૩૭૩ મરમ તજી કેમ કહીએ તહી. જાં આપે તાંહાં જાએ સહી; મેં બાધા લાધી મન મોજા ર, તે તણો કહુ વીચાર. ૩૭૪ ઘણી ખેરાત કરૂ અપાર, જો હોંસીંગ પામુ ભરથાર. દરવેશ જમાડુ રૂડી પેર, નીસચે જાવો હોંશીંગને ઘેર. ૩૭૫ ઇછા મારી પુરી થઇ, તમે વાટે આવી મળયા શાહી; હોશીંગ રીજયો હઇડા મોજાર. નારીએ વાહયો નીરધાર. ૩૭૬ ઘણુ દુખ ફુટયો હઇડે જાણ, અશતરી ચરીતર કીધુ નીરવાણ; કેટલુ દુર તમારૂ ગામ, નારી પુછે તેણે ઠામ. ૩૭૭ હોશીંગ બોલ્યો તેનીવાર, બે કોશ ભુમી નીરધાર; એક દરગા દીઠી તે ઠાર, નારી બોલી તેનીવાર. ૩૭૮ હુ બેસુ દરગા મોજાર, તમે ઘેર જાવ નીરધાર; શીધુ સામાન મોકલો અહી; અમથી ઘેર અવાએ નહી. ૩૭૯ બાધા મુકુ આણે ઠાર, પછી આવુ ઘર મોજાર; ચા ર દીવસ રહેવુ અહી, પછે મળવુ થાશે સહી. ૩૮૦ મેં બાધા એવી લીધી જાણ, તમ કા રણ માનો નીરવાણ; ચાર દીન કરૂ ખેરાત, પછે મળુ તમારી સાથ. ૩૮૧ હોશીંગ હરખ્યો હ ઇડા મોજાર, એ સાચુ કહેછે રે નાર; ચાર પહેલવાન મુકયા તહી, ચોકી કરો નારીની અહી; ૩૮૨ કુટણી પાશે મુકી હતી, પોતે ગઓ નગરમાં સહી, સકટ ભરાવ્યા શીધા તણાં, વાં સન ગાડે મોકલ્યા ઘણાં; ૩૮૩ ફકીર આવે ટોળાં અપાર, જનગમતાં તીહાં પામે અહાર; બે હેતરખાનુ બેઠી મન ફળે, ફકીર વેશે શાહોજાદો મળે. ૩૮૪ પેલા ચાર છે રખેવાળ, તેને તે થી કહુ તતકાળ; ફકીર કરે માંહો માંહે વાત, તેની આવી કરજો ખયાત. ૩૮૫ ચારને મન હર ખ અપાર, ખાવુ પીવુ આપવુ શાર; એ વાત અહીઆંથી રહી, સાજાદાની શી ગત થઇ.

**દોહરા**—શાહાજાદો પાછો ફરયો, શીકાર રમી તેનીવાર; તંબુમાં આવ્યો સહી, નવ દીઠી તે નાર. ૩૮૭ પછી દાસીને પુછીયુ, કયાં ગઇ ગુણવાન, દાશી વાણી એમ વદે, તમે કહાં થા ઓ અજાણ. ૩૮૮ ઘોડો તમે મોકલો, તેડાવી વાડી મોજાર; તમે આવ્યા એકલા, કયાં મુકી ઘરની નાર. ૩૮૯ શાહાજાદો એવુ સુણી, પડયો ધરણી મોજાર; હુ કાંઇ જાણતો નથી, વી ઘન થયુ નીરધાર. ૩૯૦ છાતી કુટી જોરશુ, વસતર ફાડયાં તે ઠાર; ધુળ ઘાલી માથા વીશે, કુ ટી ભાગયાં હાડ. ૩૯૧ ટોશી રાખી તંબુ વીશે, મે વારી અપાર; તેણે ઘર ઘાલયુ શહી, વી જોગ પડાવ્યો નાર. ૩૯૨ માલ મીલકત હતી ઘણી, લુટાવી દીધી જાણ; ફકીર વેશ લીધો શા હી, રાખ ચોળી નીરધાર. ૩૯૩ આલોટયો ધરણી વીશે, મુખે કરે વીલાપ, દુખ પામયો અ તી ઘણુ, પામીઓ બહુ સંતાપ. ૩૯૪ વરધ પુરૂશ વારે ઘણુ, વજીરે તેણી વાર; ધીરજ રા ખો અતી ઘણી રૂવે નહી મળે નાર. ૩૯૫

**ચોપાઈ**—ચારે ધીરજ આપે અપાર, રૂદન કરે નહીં મળે નાર; ખબર કાહાડો એની સહી, કએ મારગે નારી ગઇ. ૩૯૬ પાંચે ચાલ્યા તેણી વાર, દોલત લુટાવી દીધી નીરધાર; જંગલ જોવા માંડયું સહી, નદી કીનારે પોતા જઇ. ૩૯૭ પાંચે ઉભા તેણે ઠાર, હવે શો કરવો પરકાર; માછી પ્રત્યે બોલ્યા વાણ, હવે કામ તમારૂં જાણ. ૩૯૮ કાંઇ ઉપાય કરો નીરધાર, જલ તરી ઉતરીએ પાર; ઢીમર કાસ્ટ લાવ્યો જઇ, ત્રાપો તેણે બાંધયો સહી. ૩૯૯ પાંચે ઉ પર બેઠા જાણ, નદી પાર ઉતરીઆ નીરવાણ; શાહાજાદાને શોક અપાર, ચાલ્યા ચાલ્યા આવ્યા તે ઠાર. ૪૦૦ મેળો થઓ ફકીરનો જ્યાંહાં, ઘણા ફકીર દીઠા ત્યાંહાં; વજીરે પુછયો સમાચાર, કોણ એવોછે ઉદાર, ખેરાત કરેછે આણે ઠાર. ૪૦૧ ઘણી મજલ કાપી સહી, આ વી ખેરાત દીઠી નહી; પેલા ચાર છે રખેવાળ, પછે તે બોલ્યા તતકાળ. ૪૦૨ હોસીંગ અમારો પાદશાહ જેહ, નવી નાર લાવ્યોછે તેહ;તેહને ઉતારી આણે ઠાર, મન મધે બાધા અપાર.૪૦૩

ફકીર જમાડેછે દીન ચાર, પછી જાશે મોહોલ મોઝાર; તમો મુસાફર આવ્યા અહી, બેદીવસ રેહેવુ તહી ૪૦૪ પેલા પાંચે બેઠા એક ઠાર, વેગળા જઈને કરે વીચાર; નારી રહી સહી આણે ઠાર, હોસીંગ ફેતરી લાવ્યો નીરધાર. ૪૦૫ મન મધે કરયો વીચાર હવે કેમ મળે એ નાર; પેલા રં ખેવાળ જેહ, ખબર કરવા ગયા તેહ. ૪૦૬ જઈને બોલ્યા મુખે વાણ, આજ પાંચ મુશાફર આવ્યા જાણ; ઘણા થાકયા શરીરે સહી, મજલ કરીને આવ્યા અહીં. ૪૦૭ બેહેરર બાનુ બો લી તેણીવાર, એને જગાડો પુરાણ આ ઠાર; થાકયા મુસાફર આવ્યા અહીં, સેવા એની કરવી સહી. ૪૦૮ તેલ મરદન શરીરે સાર, પછે નવડાવો હુને વાર; એવુ સુણીને સેવક ગયા, મુસાફર ઊપર કીધી મયા. ૪૦૯ ઘણી સેવા કીધી તે ઠાર પછે સુખ પાંમા અપાર, મન મધે ખુશી રંજ થઈ, નીશે નારી મલશે સહી. ૪૧૦ બેહેરર બાનુ જે હુતી નાર, સુંદર ખાણું કરૂ તઈ આર; પોતીકુ ચીર ફાડયુ સાર, તે ઉપર ઢાકયુ નીરધાર. ૪૧૧ સેવક સાથે મોકલુ તહી, મુસાફર જમાડો સહી; સેવકે રકેબી લીધી હાથ, પાંચ મુસાફર બેઠા સાથ. ૪૧૨ સુંદર ખાણું સોભામાન, મુખ આગળ મુકયું નીરવાણ; ચીર ઓળખું સરવે તહી, શાહાજાદાની શુધી ગઈ. ૪૧૩ બેહોશ થએ સરવથી, શરીરે શુધ્ધ ધરતો નથી; ચારે ચોંકા હઇડામાં જાણ, રખે આ સમને આ ઠામ. ૪૧૪ વજીરે ઉડાડયો વેગે કરી, શાહાજાદાની આંખો ગઈ ફરી; રખે વાત પુછે તહી, બેહોશ એને કેમ થઈ. ૪૧૫ વજીર બોલ્યો તેની વાર, વાઈ તણો એને આજાર; શાહાજાદો થએ હુશીઆર, ખંખારી ઉઠયો તેણી વાર. ૪૧૬ મન મધે કરયો વિચાર, એણે નીશાની મોકલી નીરધાર; એવું વિચારી મન મોઝાર, ફુલ તણો પછે ગુંથીયો હાર. ૪૧૭ એક ચીઠી લખી તેણી વાર, સઘળો માંહે લખ્યો વિસતાર, હાર મધે ગુંથી જાણ, રકેબીમાં મુકી નીરવાણ. ૪૧૮ પછી મુસાફર બોલીઆ એમ, ખાલી થાળ મોકલીએ કેમ; અમે ફકીર નહી માલદાર, ફુલ નજર કરો તે ઠાર. ૪૧૯ શેવક લેઈને પાછો ફરયો, બેહેરરબાનુને વેગે મળયો; હાર આપોયો તેણે તહી, મન મધે ખુશી બહુ થઈ. ૪૨૦ એકાંત જઈને તોડયો હાર, કાહાડી ચીઠી વાંચી તેણી વાર; ઘણો ઠપકો વાંચીયો તહીં, મન મધે પસતાઇ સહી. ૪૨૧ તુજને વારી તંબુ મોઝાર, તે ઉપર તેં રાખી નાર; તેણે ઘર ઘાલ્યુ અપાર, છેતરી તંબુથી કાઢી બહાર. ૪૨૨ તેં દઆ ગણી મન મોઝાર, ઠાકણ થઈ વળગી નીરધાર; હું ઘણું દુખ પામીયો નાર, કહા કેરો નથી વિચાર. ૪૨૩ એવું નારીએ વાંચ્યું તે ઠાર, આંખે નીર ચાલ્યું અપાર; ધાડે રૂદન કરે તે નાર, હવે હું શો કરૂં પરકાર. ૪૨૪ ચાર દીવસ આજ પુરા થશે, હોશીંગ મુજને લેઇને જશે; એવું વિચારી મન મોઝાર, ચીઠી એક લખી તેણી વાર. ૪૨૫

**દોહરો**—કાગળ લખુશો ચીત ધરે, ઓર પુરાતનકી પ્રીત; હમેરી કુશળતા બાંચકે, કછુ લખીઓ અપણી પ્રેમ. ૪૨૬ મીઠા ભોજન દુર બચન, શું માણસ શું પ્રીત; દુર બસત હો કં થજી, તે ક્ષણું ક્ષણું આવે ચીત. ૪૨૭ મેં પુરવે પુન કરયું ઘણું, જે પામી તમ ભરથાર; પણ તેમાં ખાંપણ પડી કશી, જે વીજોગ પડયો આણી વાર. ૪૨૮ પ્રીત કરેશો બાહવરા, પ્રીત શાંખે કરે ખાણ; તે તન છોડી ભેદ રૂદ, સુકાં હાડ તજી નીસ્ચે પ્રાણ. ૪૨૯ મેં જાણ્યું કે રંક મોહોલકે, રેહેશો કેટલા કાળ; રંગ ફીટી પતંગ થએ, તેને જાતાં નવ લાગી વાર. ૪૩૦

**ચોપાઈ**—તમ દાશી બેહેરરબાનું નામ, કપટ કરી લાવ્યો આ ઠામ; મેં પણ કીધો હઈડા મોઝાર, ચાર દીવસમાં જો મળે ભરથાર. ૪૩૧ નહીં મળે તો મરવું સહી, હોશીંગ હાથે જાવું નહીં; ચાર દીવસ આજ પુરા થયા, તમે આવી કીધી દયા. ૪૩૨ કાંઇ ઉપાય કરવો સાર, અહીંથી મુજને કહાડો બહાર; અવધ મારી પુરી થઈ, રાતે હોશીંગ આવશે અહીં. ૪૩૩ અબી અબળાનો ચારો નથી, મેં મરવું ધારયું સરવથી; એક પત્ર લખું સાર, ભોજનમાં ઘાલુ નીરધાર. ૪૩૪ સેવક હાથે આપું તહી, મુસાફર જમાડો જઈ; આવી રકેબી મુકી તહીં, પાંચ મુ

શાકર બેઠા જઈ ૪૩૫ ચીઠી દીઠી તે મોજાર, વાંચતાં થયો કુશીઆર; હવે શો કરવો પ્રકાર, હુંશીઆર મુખ બોલ્યો તેણી વાર. ૪૩૬ તમે વીસ્વ કરમાનો અવતાર, કહે પ્રકારે પામીએ નાર; તવતેસુથાર બોલ્યો વાણ, ઉડતું તખત ઘડું નીરવાણ. ૪૩૭ તેના ઉપર બેસે નાર, પાધરૂ ઉડે ગગનમોજાર; અંત્રીખે ચાલે સરવથી, ઝાલવા કોઇ સમરથ નથી. ૪૩૮ સારૂં સારૂં સઉ ઓચરે, સુથાર વન મધે પરવરે, તખત ઘડવા ચાલ્યો તહીં, એ વાતતો અહીંઆંથી રહી. ૪૩૯ હોસીંગસજાઈ કરે અપાર, તેણે તે કહો વીચાર; ઘણી ખુશાલી મનમાં થઈ, આજ નારી ઘેર આવશે નહી. ૪૪૦ મીજલસ અમારો અપાર, ચંદરવા અમીઆણાં સાર; અપછરા નાચે જોડ, થઈ થઈ એમ થાએ શોર. ૪૪૧ નટવા ગાંધરવ નાચે ગાએ સાર, ઘુગરાના થાએ ઝણકાર; ખાવું પીવુ થાયેઅપાર હોશીંગ હરખ્યો તેણે ઠાર. ૪૪૨ ભારે પોસાક પહેરા સરવથી, હઈડે હરખ તો માતો નથી; ધન દીવશ આજનો શાર, રૂડે પગલે આવે નાર. ૪૪૩ વાજાં વાજે છત્રીસે જાણ, ભાટ ચારણસહુ કરે વખાણ; ઘણા વસ્ત્ર આભુશણ શાર, પાકાં તેલ મોકલ્યાં નીરધાર. ૪૪૪ સખી કરે આપીયું સહી, બેહેરામ ખાનું સામૂગારો જઈ; સખી આવી દરગાને ઠાર, ઉષ્ણ પાણીએ નવરાવી નાર ૪૪૫ ફુલેલ ઘાલ્યું શીશ મોજાર, અંગે આભ્રણ પહેરાવ્યાં સાર; રૂડાં વસ્ત્ર પહેરાવ્યાં લઈ બેહેવરખાનુંને ચંતા થઈ. ૪૪૬ મરવું ધારયું મન મોજાર, એક પરમેસ્વર એક ભરથાર; એ વાતતો અહીંઆંથી રહી, સુથારે તખત ઘડયું શાહી. ૪૪૭ કલાશી કરી તઇઆર, પોતે ઉપર થાઓ અસવાર; પેલા ચારે બેઠા જાંહાં, તખત ઉડતું આવ્યું તાંહાં. ૪૪૮ પેલા સરવે થયા અસવાર, કલાસી મરડી તેણી વાર; તખત ઉડતું વેગે કરી, આવ્યું બેહેવરખાનું ભણી. ૪૪૯ સ્વામી પોતીકો દીઠો તહીં, વેગે બેઠી તખતે જઈ; પેલી પાસે હુતી દલાલ, હાથ ઝાલી તાણી તેણી વાર. ૪૫૦ તખત ઉપર નાખી તહીં, બીજી નારી જોઇને રહી; હાહાકાર થઓ તેણીવાર; તખત આવ્યું ગગન મોજાર. ૪૫૧ હોસંગ હરખે બેઠો જાંહાં, શેવક દોડી આવ્યો તાંહાં; સરવ વાત માંડીને કહી. હોસીંગ કેરી સુધી ગઈ. ૪૫૨ એટેલે તખત આવ્યું તાંહાં, શભામાં હોસીંગ બેઠો જાંહાં; માથાઉપર આવ્યું સહી, સભા શઘળી અચરત થઈ. ૪૫૩ હોસીંગ બોલ્યો તેણી વાર, જોધા સરવે ધરો હથીઆર; મારો ગોલી પ્પાર અપાર, તખત પાડો ધરણી મોજાર. ૪૫૪ **દોહરો**—હોસીગની વાણી સુણી, શાહાજાદો થયો હોંશીઆર; કુટણી મસતક કાપીયું સહી, નાખ્યું ધરણી મોજાર. ૪૫૫ સરવે જોધા જોઈરહ્યા, તખત ગયું ગગન મોજાર; હોશંગ હાથ ઘસી રહ્યો. ગઆકુટણીના પ્રાણ. ૪૫૬ સુથારે શુભ કરયું, કલાશી દાબી સાર; એક પલકમાં આવ્યા સહી. પોતાના ફતન મોજાર. ૪૫૭ તુતી વાણી એમ વદે, શુણ શાહાજાદા સાર; એણે ધીરજ રાખી ઘણી, તો એ પામ્યે નાર. ૪૫૮ એવી ધીરજ રાખવી, સત કરી કહું છું વાણ; થોડે દીને પામશો, બેહેરખાનું નીરવાંણ. ૪૫૯ એ વાતતો પુરી થઈ, બેહેરખાનુંની સાર; શાહાજાદા આગળ કહી, માંડી સરવ પ્રકાર. ૪૬૦ વાત અગીઆરમી પુરી થઈ, શાહાજાદાને તુતીએ કહી.

---

## વાત ૧૨

**ચોપાઈ**—બીજા દીવસનો થયો પરભાત, જાંહાંદારશાહ કરે આંસુ પાત; તુતી વાણી બોલી એમ, કાંચો જી કરોછો કેમ ૧ બેહેરામ જોરાને પ્રીત અપાર, ઇને વીજોગ પડયો નીરધાર; અંતે આશા પુરી થઇ, પરમેસ્વરે મેળવ્યાં શાહી. ૨ તવ જાંહાંદારશાહ પુછે વાત, કોણ બેહેરામ કોણ જોહરાં જાત; કેમ પ્રીત બંધાઇ શાર, કેમ વીજોગ પડયો તે નાર ૩ કેમ બેહુ એકઠાં મળયાં કોણ ઠામ, તે સઘળો કહો વીસતાર; તવ તુતી વાણી બોલી એમ શુણ શાહાજાદા હુંકહું તેમ. ૪ **દોહરો**—દીલી પતીની ઓણખા, રંગા શેહેર વીશાલ; અધી પતી તાંહાં અતી ભલો, રંક દયા તીમ પાલ. ૫ તે તણો તાંહાં પુત્ર છે; બેહેરામ નામે વીશાલ; નીતમ

લે જાએ શાહી, વિદ્યા અરથે નીશાળે. ૬ વજીર કહાવે નગરનો, તે તણી કહાવે બાલ; જોહેરાં એ વું નામ છે, ભણવા આવે નીશાળ. ચોપાઈ—એઉજણાં ભણે એક ઠાર, બાલ પણ માંપ્રી ત અપાર; વાદ બાધીને ભણે તહી. વિદ્યા કેરો પારજ નહી. વળી સાથે રમે જાણ. મન ગમતાં કરે ખાન પાન; લોક સરવે કરે વખાણ, બેહુ બાલક રમેશુ જાણ. ૯ બાલ અવસ્થા વહીને ગઈ જુવાની પછે પેદા થઈ; મોહોરૂપી ઘોડો જે; વગર લગામે દોડે તે.૧૦ પડદા ઊડી ગઓ તેણી વાર, મન ગમતા કરે વેહેવાર; દાસ દાસીએ દીઠુ સહી, ધણી શોક્ષા બેઉને કહી. ૧૧ મોહલાગા માટે નવ રહી; શીક્ષા તેનો માને નહી, વજીરે તે સાંભળી વાત, મન મધે થયો ઊંચાટ. ૧૨ પુત્ર રાખી ઘર મોજાર. તેનાદખ તણો નહી પાર, આજ પછી ન જાએ બાહારજોહેરાં રાખી ઘ ર મોજાર. ૧૩ બેહેરામ આવ્યો નીશાળે તહી, જોહેરાંને તાંહાં દીઠી નહી; ઘણું દુખ પા મ્યો તે ઠાર, આંખે ચાલી જલની ધાર. ૧૪ જાહેરાં એતી ભણે વાણ, અન પાણી તજ્યુ નીરવાણ, ઝુરે જોહેરાં મોહોલ મોજાર, તેના દુખ તણો નહી પાર. ૧૫ સુતુ દીઠુ એકજ વા ર મોહોલ થકી તે નીસરી બાહાર; બેહેરામ બેઠો જેણે ઠામ, તાંહાં વેગે ચાલી આવી નાર ૧૬ બેહેરામ દીઠો દુખીઓ અપાર આંખેવહેછે જલ નીધાર; જોહેરાંને લીધી બગલ મો જાર; બહુએ રૂદન માંડયુ અપાર. ૧૭ આપણુ કહી દીજીએ દુખ, ઈશવર આપણી ભાગે ભુખ; એમ વાત કરે જેટલે, શેવક તાં દીઠો તેટલે. ૧૮ તેણે વાત વજીરને કહી. સાંભળતામાં કોપીઓ શાહી; કરોધ જવાળા પરગટી અપાર, મહાકરોધ ધરો મન મોજાર. ૧૯ શેવક બોલ્યો તેણી વાર, કેદમાં રાખો નીરધાર; તમને સોંપીએ સરવથી, ખાવા પીવા આપવુ નથી. ૨૦ સુવા સા દડી કોટડી અંધાર, એ રીતે રાખો નીરધાર; જો એ નીશરે ઘરથી બહાર, કરડીને ખાજો તે ણીવાર. ૨૧ હબશી હબશાણી વીકરાળ; તે ઊપર મુકયા રખવાળ; પછી વજીર ચાલ્યો દર બાર, મહાદુખ ધરી મન મોજાર. ૨૨ વીકરાળ મુખને બેઠો જઈ કામકાજ ચલાવે શાહી; અ મીરે દીઠો વજીર તે ઠાર, દુખી સરખો દીઠો સભા મોજાર. ૨૩ અમીરે વજીર તેડયો પોતા ક ને, પાશે બેસાડી વાણી ભણે; શી છે ચીંતા મન મોજાર, તે મુજ આગળ કહો વીચાર. ૨૪ વજીર ઊભો સામો જઈ, કરજોડીને વીનતી કહી; ૨૫ દોહરો—તમો સરદાર સરવથી, નહી કોઇ તમારે તોલ; ધરમ નયાય અતી ઘણો, વાણી અચીચલ બોલ. ૨૬ નીર પીએ શા થે શાહી, વાઘ બકરી એક ઠાર; દુખી નહી નહી કોઈ નગરમાં, એવો તુ દાતાર. ૨૭ ડંડા હો એ હરામીઓ, તેને માથે અ.લ; તુ છતરપતી એવો શાહી, આણે તેના કાળ. ૨૭ ચાડી ચુગલી મળે નહી, નહીં વીભીચારી નાર. એવુ રાજ છે તમ તણુ ધનધન તુજ અવતાર. ૨૯

ચોપાઈ—વજીર કેરાં વચન સુણી, જવાળા પરગટી અમીરને ઘણી; મુખ બોલ્યો તે ણીવાર, નગરમાંથી કહાડો બહાર. ૩૦ શેવક ગઓ શાહાજાદા કને, કરજોડીને વાણી ભણે;શા હાજાદાને કહુ જઈ, તમને તાતની આગ્ના થઇ. ૩૧ દેશવટો દીધો જાણ, રહોતો કરાછે આ ણ; બેહેરામ ઉઠયો વેગે કરી, તાતની આગ્ના માથે ધરી.૩૨ વેગે અશવે થઓ અસવાર, બે ડો તુરી વન મોજાર; નગર લોક સહુ દુખ ધરે, જે સમે બેહેરામ નીસરે. ૩૩ સકળ લોક વ ળાવા ગયા, મળી ભેટી પાછા આવીઆ; દાશી હુતી મહોલજ તણી, બેહેરામ ઉપર માયા ઘ ણી. ૩૪ તેને કરાવુ પેપાન, માતાને સથાનમાં નીરવાણ. તે ગઈ બેહેરામની પાસ, ઘણુ કરી ને દીધી આશ. ૩૫ માથા ઉપર ફેરવી હાથ, પછે બોલી બેહેરામની શાથ; શું કરીએ જો રૂઠો તાત, તે સાથે નહી થાએ વાત. ૩૬ પુતર પધારો વન મોજાર, કાંઈ લખજો રૂડો વહેવાર; બેહેરામ કહે માતા મન વરો, એક કામ મહારૂ કરો. ૩૭ ઝોહોને કહેજો એટલુ, હુ કહુ તમને તેટલુ; તુ કારણ જાઊછુ વન. વાત કહુ તે ધરજો મન. ૩૮ તારો મહો મુને અપાર ખાપે કહાડો વનમોજાર; તુજ વીજોગે જાશે પરાણ, એ વાત નીસચે કરી જાણ. ૩૯ જો

જ્યાતો તુ રાખે નાર, આવી મળે તુ વન મોઝાર; આ ઠેકાણે બેઠો જાણ, અધાણી કહેવો ની રવાણ; ૪૦ દાદી તાંથી ચાલી નીરધાર; આવી જયાં ઝોહોરાંને ઠાર; બેહેરામ જે વારે વનમાં ગઓ; વ્યાર તે વારે નીરભે થઓ. ૪૧ ઝોહોરાં હતી અગોચર ઠાર, પછી તેને કહાડી બહાર, દદા મોકલી બેહેરામે જેહ, ઝોહોરાને મળી જઈ તેહ. ૪૨ સઘળી વાત ઝોહોરાને કહી, સાં ભળતામાં સુધી ગઇ; પછે મુખથી બોલી વાણ, મહારે નીસચે તજવા પરાણ. ૪૩ મહારે એને પરીત અપાર, તે વીના સુનો સંસાર; એક કામ કરો તમો માએ, તમારી શઘળી ચંતા જાએ. ૪૪ પાણી પંથે સુભ સાર, લાવીને બાંધો આણી ઠાર; લાગ જોઇને થાઉ હુશીઆર, જઇ બહે રામને કરૂ જુહાર. દદા એવુ મનમાં ધરી, અસવ લાવી વેગે કરી; વાયુ વેગે ઊડે શહી. પગ ધરતીએ અડકે નહી, ૪૬ એવો ઘોડો પરમનીધાન, જાણે ચંદર થઓ નીરવાણ; મહેલ પછ વાડે બાંધો જઇ, દદા પોતીકે સથાનકે ગઇ. ૪૭ પછી ઝોહોરાં થઇ તઇઆર, પુરૂશ વેશ લીધો નીરધાર; સકળ આયુધ અંગે ધરી, વેગે જઇ અશવારી કરી; ૪૨ રાત પડી તવ થઇ અશવા ર, બેઠો તુરી વન મોઝાર; અધાણી જે કહીતી સાર, ઝોરાં તાં આવી નીરધાર. ૪૯ બેહેરા મ ઝોરાં મળ્યાં તે ઠાર, આલીંઘન દીધુ તેણીવાર. ૫૦ **દોહરા**—બેહેરામ ઝોરાં મ ળ્યાં શહી, દીધુ આલીંઘન સાર; પરેમ બંધન બાંધીયું સહી, ઘટીકા બે મોઝાર. ૫૧ ચુડ ભ રાંી બેઉ જણે, નેતરે ચાલો નીર; પરેમ બંધન બાંધયા સહી, બેહુના તે એક શરીર. ૫૨ ઝોહોરાં કહે સુણો શહી, પરાણ જીવન આધાર; તમ શરણ પામત નહી, તો પરાણ તજત ની રધાર; ૫૩ બેહેરામ કહે ઝોહોરાં સુણો, મેં ધારયુતુ મન મોઝાર; જો મલત નહી માનુની, તો દેહ પાડત આ ઠાર. ૫૪ **ચોપાઈ**—તાંહાંથી ચાલ્યા વેગે કરી, મન મધે ભય વજીરનો ધરી; રાત દીવશ કાંઇ જોતાં નથી, ઘણો પંથ કાપીઓ સરવથી; ૫૫ સાત દીવસ સા તજ રાત, આઠમા દીવસનો થઓ પરભાત; પરતક્ષ દેવ ઉગીઆ જાણ, જંગલ દીઠુ શોભા માન. ૫૬ ઘણી હરીઆળી વનજ તણી, જોવામાં શોભાછે ઘણી; આંબા જાંબુ કદલી સાર, આશો પાલવ હારોહાર. ૫૭ ઉપર પંખી કરે કલોલ, મધુરે શબદે બોલે મોર; ચોરસ બોગી વ સે અપાર, મરગ ટોળાં ફરે તે ઠાર; ૫૮ ઉનમત આશરમ વહેછે નીર, બેઉ જણા આવ્યા તે ને તીર; બેહેરામ કહે સુણો ઝોરાં નાર; આ જંગલ દીશે અતી સાર. ૫૯ જો તુજને ગમે આ ઠાર, તો બે ઘટીકા બેશીએ નાર; બેહેરામ કેરી વાત મનમાં ધરી, તતક્ષણ ઝોરાં હેઠે ઉત રી. ૬૦ અશવ ઉપર થાકી શહી, નીંદરા તેને આવી ગઇ, ભોમી ઊપર સુતી જાણ, ઘાસ કો મળ છે નીરવાણ. ૬૧ તતક્ષણ નીંદરા આવી જાણ, પાસે બેઠો છે ભરથાર; આનંદ સાથેછે પોતા તણો, હરખ તેને હઇડે છે ઘણો. ૬૨ મન સાથે નીરખે છે નાર, સુર પુરછે માહા રો ભરથાર; એ હારો કોઇનો નવ જાય, એવુ જાણી કીધી નીદરાએ. ૬૪ જાણે આભમાં ઉગી ઓ શશી, તેજ રહ્યુ મુખપર વશી; સતવંતી કુળવંતી જેહ, નારાયણ ઊપર તેને નેહ. ૬૪ **છપે**—શીર જેને ભરથાર, અવતાર દુરલભછે તેનો; જેને શીર સરદાર, તેને ભય છે કેનો. ૬૫ શુરપત જેવી ગત, મત તેતરીશ કોડ. કરે રક્ષા ભલીભાત. નવ આવે ખાંપણ કે ખોડ. ૬૬ અધાણીઆતુ કહેવાએ સહી, ખેતરમાં જેમ માલ; પતી કવીજન કહે શુણો ઠાકરો, તે મા ટે તાહાં શુતી સહી. ૬૭ **ચોપાઈ**—જાણે શુતી સેજમોઝાર, બેહેરામે વીચારયુ તેણી વાર; વીહીલા રહેવાનુ નથી કામ, શાવચેત રહેવુ અણે ઠામ. ૬૮ એને નીંદરા આવી અપાર, એને શુધી શેની આ ઠાર; દુસમન કેડે આવશે અહી, નીરભય થઇને રહેવુ નહીં. ૬૯ એવુ વી ચારો મન મોઝાર, તે વળતો થયો અશવાર; એક ટેકરો હતો તે સાર, તે ઉપર હાંકયો તો ખાર. ૭૦ નગર સામુ ભાલે છે તહી, જતો આવતો જુએ સહી; રજ ઉડતી દીઠી તે વાર, તે ણે આભ છાયો અપાર; ૭૧ તાત તણો અંગાસો ટળો, જોધા એક તવ દરસટે પડયો; પુ

જેર તણોછે અશવાર, ખોળવા નીસરયો વન મોઝાર. ૭૨ તે મથેનો જોધો જાણુ, એ મારવા આવ્યો નીરવાણ; વેગે ચાલી આવયો અશવાર, બેહેરામ ઉભો તેણે ઠાર. ૭૩ સનમુખ આવી ઉભા રહયા, વજર બોલ બેહેરામને કહયા; અનયાચ કરીને જાશો કહી, મુજ હાથથી છુટો નહી. ૭૪ કાંઈ ઝોરાં સાચુ આચરો, નહીતર કાલ ખુટયો તમ તણો; એવી વાત બેહેરામે સાંભળી, હઇઆમાં હોળી પરજળી. ૭૫ એ નીચ બોલ્યો સનમુખ રહી, મારી શરમ કાંઇ રાખી નહી; બેઠો ઘોડો તેણે દીશ, કાઢી ખડગને છેદયુ શીશ. ૭૬ જોધો મારયો તેણે ઠાર, ધણી વગર ફરે તોખાર; એ વાતતો અહીંથી રહી, ઝોહોરાં સુતી જાગી શહી.૭૭

**દોહરો**—ઝોહોરાં સુતી જાગી સહી, દીઠો નહી ભરથાર; ચોદશ ભાળે ભામની, આંખે જળની ધાર.૭૮ બેહેરામ બેહેરામ કરી વીલપતી, શાદ કીધા અપાર; હુકારો દીધો નહી તવ દુખ પામી ઘણુ નાર. ૭૯ એક દીવસમાં કાએર થયો, મુકી એકલી વન મોઝાર; દયા ન આવી મન વીશે, ધીક પુરૂસ અવતાર. ૮૦ ઇંદર વરાણના ફળ થકી, દીઠે મોહો ઊપજે અપાર; ભક્ષ કરતાં જીવ હરે, એવો પુરૂશ નીરધાર. ૮૧ એવુ કહીને માનુની, ઘોડે થઇ અસવાર; વળી જોયું ફરી ફરી, નયણે જલની ધાર. ૮૨ એક પુરૂશ દીઠો વન વીશે, ઘોડા ઉપર અસવાર; ઝોહોરાંએ મન જાણ્યુ સહી, બહેરામછે નીરધાર. ૮૩ પછવાડે આવી સુંદરી, મુખે બોલી વાણ; બેહેરામ તજને ઘટે નહી, મુકી જાવુ વન મોઝાર. ૮૪ પર પુરૂશે જોયુ નહી, ઝોહોરાએ દીઠો પરીજાત; પાછો જઇ પાછી ફરી, લજ્જા પામી નાર. ૮૫

**ચોપાઈ**—બેહેરામે શકુનો કીધો નાસ, પછી આવીઓ નારીની પાશ; ઘણી ચંતા મનમાં થઇ, નારીને તાં દીઠી નહી. અરૂ પરૂ જોતો અપાર હવે શો કરવો પરકાર. પાછો ફરી આવ્યો તાંહાં, સતરૂ સુતા પડયાછે જયાં. ૮૬ તાંહાં પણ નારી દીઠી નહી, નીરાસ થઇને બેઠો સહી; ઝોહોરા શોધે અપરમપાર, તેતો ધરે દુખ વનમોઝાર. ૮૭ બહુ બોલ્યાં ઝાડોને ઝાડ, સઘળે જોઇ વળી તતકાળ; વાઘ વરૂ બોલે અપરમપાર, તેથી ભય પામે ઘણુ નાર. ૮૮ રસતો મારગ જાણે નહી, કુ મારગે ચાલે શહી; શાત દીવસ કાંઇ જોતી નથી, આંખે રૂધીર ચાલે સરવથી. ૯૦ કેટલા દીવસ ગયા છે વહી, રાજ મારગ તે પામે નહી; મનીશ દીઠાં તેણે ઠાર, કાંઇએક શુખ પામી તે નાર. ૯૧ સરોવર દીઠા શુંદર સાર, મુખ પખાલન કીધુ નાર; તે નગર તણો પાદશાહ જેહ, તેહ તણો શાહાજાદો તેહ. ૯૨ શીકાર અરથે નીસરો તેહ, ઝોરા સમીપ આવો તેહ; અદભુત રૂપ દીઠુ સરવથી, જોતાં તરપત મન થાતુ નથી. ૯૩ સુંદર ઘોડો આયુધ અતી સાર. એવો પુરૂશ દીઠો તેણીવાર; ઝોરાં નામ મોતીનુ જાણ, ઉજવળ કામી શોભામાન; ૯૪ સુરજ જોતાં જાણે ઊગયો શશી, એવુ મુખ શુંદર રહયુ હશી; વીશાળ નેત્ર ધનુસ આકાર, જોતાં મન પડયો વીચાર. ૯૫ નરકે નારી કારણ વાત, અદભુત સંદેહ થયો મન સાથ; અસ્વ ચલાવી પાસે ગયો, પછે બોલ ઝોરાંને કેહયો. ૯૬ કોણછો તમે રૂપ નીધાન, કોહો રાવજી સુ છે નામ; કોણ કારણ તમે આવ્યા અહી, ઘણા થાકા દીશોછો શહી.૯૭ ઝોહોરાં બોલી તેણી વાર, સાંભળજો તમે ગુણ ભંડાર; હુ મુરખ છુ મન મોઝાર, અકલવંત મને કહે શંશાર. ૯૮ સાથે સાથી હુતો જાણ, શીકાર અરથે નીશરો નીરવાણ; સીકાર દીઠો વન મોઝાર, ઘોડો નાખયો તેણીવાર. ૯૯ કોઇ કોઇને પછે મળ્યા નહી, હુ આવી ચડી છુ અહી; જોતાં ફરૂછુ વન વીસાળ, સાથી કેરી કાઢુછુ ભાળ. ૧૦૦ તવ શાહાજાદો બોલ્યો વાણ, ધનદીવસ આજનો જાણ, અમ ઉપર કીરપા મન ધરો. ભોવન અમારૂ પાવન કરો.૧૦૧ ઘેર બેઠા ગંગા આવી સરવથી, તેડા વીના જવાનો નથી, બે દીવસ રહો મારે ગામ, પછે પધારો તમારે કામ. ૧૦૨ તમે થાકયા છો અપરમપાર, ગભરા કેરો નહી વીચાર; અકલવંત ચાલ્યા તેણીવાર, તેડી ગયો શાહાદરબાર. ૧૦૩ ઘણુ કરી દીધા બહુ માન, ભોજન તહાંની

વીધ પકવાન, સાહાજાદા વીચાર કરે, મનનો સંધે કેમજ ટળે. ૧૦૪ જો નારી ઠરે આણે ઠાર, રાતે તેડુ મોહોલ મોજાર. ૧૦૫

**દોહરો**—દલાલ મને એમ કહે, શાહાજાદા તેણી વાર, આ નરનારી કેમ જાણીએ, સંધેમન મોજાર ૧૦૬ ચેહેન સરવે નારી તણાં, સરૂપ શોભા માન, પુરૂશ વેશ ધરો સહી, એવીચાર છે નીરવાણ. ૧૦૭ તમો ઠાકુછો સરવથી, ટાળો સંધે આ...; જો નારી ઠરે સહી, તોતેડુ મોહોલ મોજાર. ૧૦૮ તવ દલાલ બોલો સહી, ઉતાવળનુ નહી કામ, નાસચે કરી તેડાવજો, નહીતર ખોસો મામ. ૧૦૯ અપકીરતી થાશે ઘણી, હાંશી કરશે સરવ, લોકઆલમાથે બેસસે, હળવા થાશો નીરધાર. ૧૧૦ **ચોપાઈ**— એવી સીક્ષા દાલાલે કહી, સાહાજાદાએ મનમાં લહી, પછે ઊઠીને આવ્યો તાંહાં, અકલવંત બેઠો છે જાહાં ૧૧૧ મુખે બોલ્યો તેણવાર તમો થાકયા હશો નીરધાર, સાહેલી સુંદર રૂપ નીધાન, સેવાને મોકલું આણે ઠામ. ૧૧૨ અકલવંત પછે બોલયો આપ, પરસ્ત્રી સમંધનું મોટું પાપ, જનમથી આજ સુધી સહી, પર સ્ત્રીસમંધ મેં કીધો નહી. ૧૧૩ એવી સીક્ષા દીધી સહી. અકલવંત પછે બોલ્યો. તહી, એક પતની એવો આચાર, મહારે એવો નીમ નીરધાર. ૧૧૪ બીજે દીવશ થયો એટલે, શાહાજાદો બોલ્યો તેટલે, આ હોજ સુંદર નીરમલ નીર, નાહે સુખ થાએ શરીર. ૧૧૫ જો તમને ગમે જળ મોજાર તો જળ કીડા કરીએ આ વાર, અકલવંત કહે સાચુ કહુ, મારે મન વીશે અચાચળ થઉ. ૧૧૬ ઘણો પંથ ઘોડા ઉપર રહો, તેથી છુ મુજ વ્યાકુળ થયો; અસ્વારી દુખે ઘણું તરશાએ સીતલ નીરે કેમ નહવાય. ૧૧૭ શરીર બધાએ શરવથી ફરી ઘોડે બેસાએ નહી; એવો ઊતર દીધો તહી; શાહાજાદો પછે બોલ્યો નહી. ૧૧૮ તીજો દીવસ તાં થયો શહી, શાહાજાદો વીચારે રહી; બહુ પ્રકાર કીધો અહી, પણ સાંધે મનનો ભાજે નહી. ૧૧૯ શીકાર જઈએ વનમોજાર, તાં પરીક્ષા થાશે નીરધાર; વાઘ દેખી આમના ભએ બરે, સુરો શીકાર વનમાં રહી કરે, એવુ વીચારી પોતે તહી, અકલવંતને વાતજ કહી. ૧૨૦ **દોહરો**—શીકારે જાવુ વન સહી, એવી મનમાં હામ; તમો શાથે આવો શહી, તમારાનુ છે કામ, ૧૨૧ અકલવંત વળતુ કહે, રૂડી કહી તમે વાત; શવારે અસવારી કરી, અમો આવુ તમારી સાથ. ૧૨૨ અકલવંત ઉઠો સહી, વેગે થાઓ અસવાર; પાશે ટેકો રાખો ઘણો, નીકશા નગરથી બહાર. ૧૨૩ શકલ જોધા પુઠે સહી, પોતે આગળથી જાએ, ઠાણ ઠાણ તેજ નચાવતો. જાણે સરવ રાએ. ૧૨૪

**ચોપઈ**—નીકળવાને તઈઆર થાયછે, અસવાર થઈને જાય છે; દરવાજા આગળ આવ્યા શાર, બંધ દીઠા તાં બે દવાર. ૧૨૫ **દોહરો**—પોકાર કરે દરવાનને, તારે તે બોલો સહી; કેમ ઉઘાડુ આ સમે, હુકમ પાદશાનો નહી. ૧૨૬ હુ પાદશાહનો ભાઈબંધ શાહી, કીદરવંત મહારૂ નામ; તુજને મરાવવુ સુ ઘટે. તુ ગરીબ છે નીરવાણ;. ૧૨૭ નહીતો સુણીએ દરવાનુ સહી, જો જાસે મારૂ વચન; તનમન છું પાશા તણો, સુણજે તારે કરણ. ૧૨૮

**ચોપાઈ**—દરવાને મરમ વચન સુણી મનમાં કરો વીચાર જાહરે, એ પાશાનો ભાઈબંધ સહી; માટે અજરકરવી નહી. ૧૨૯ ઊઘાડાં દરવાને બહાર, સનમુખ રહીને કરયા જુહાર; તારે તેને થઓ મહેરબાન, પાંચ મહોર આપી નીરવાણ. ૧૩૦ દરવાન દીલમાં થઓ પરશન, બોલો આદર કરી વચન. તમ સરખાં પુરૂશ પધારે ઇહાં, અમો ઘણુ હરખાં મનમાંહાં.

**દોહરો**—તમો સરખા આવીઆ, અમો નહી ઉઘાડુ કેમ; કોહોતો સાથે આવીએ, કરૂ ફરમાવો તેમ ૪૩૨ **ચોપાઈ**—કીદરવંત બોલ્યો તાહરે એક કામ આવ્યુ માહરે દરવાજો તમો ભીડો શહી; બારીએ એક ઉઘાડી રાખો અહી. ૧૩૩ પાછા જઈ આવુ અમો, નજર રાખજો બેઠા તમો; એવું કહીને ચાલો તાંહાં, મીર શીકારી બેઠો છે જાંહાં ૧૩૪ વાઘ ઘેરો તેણે તે ઠામ, તાંહાં આવી પુછે નીરવાણ; તેના શેવક હુતા તહી, કીદરવંતને પુ-

ણુ તહી. ૧૩૫ તું કેમ બેઠો આણે ઠામ, તાંહાં આવી પુછે નીરવાણ; તારે શેવક બોલ્યો તહી, અમે પાશાના ચાકર સહી. ૧૩૬ શીકાર ઘેરવા બેઠા સાર, મીર શીકારી આવ્યો આ ઠાર. ૧૩૭ **દુહા**—કીદરવંતને પુછીયુ, મીર શીકારી છે કયાં; તાંહાંથી શેવક ઉઠીઓ, તેડી લાવ્યો તાંહાં ૧૩૮ અનો અન બેઉ મળ્યા, દીધુ ઘણુ તાં માન; શીકાર તે કાંહાંછે સહી, હુ તુજને થાઉ મેહેરબાન. ૧૩૯ **ચોપાઈ**—પીઠ થાપી ઝાલ્યો હાથ, તેને મોહોર આ પીછે સાત; તમો શીકાર ઘેરોછો જેહ, આજ અમને દખાડો તેહ. ૧૪૦ મીર મોહોર તે કર મા લીધ. ચાર કરમા પોતે દીધ; કીરદવત બોલ્યો તેણી વાર, નરમ પાડી લાવો શીકાર ૧૪૧ જેવો બકરીનો આકાર, ઉઠો મીર આગ્યા તે વાર; તાંહાં જઈ નરમ પાડો ઘણું, તેનું પ્રાક્રમ મુખે શુ ભણુ. ૧૪૨ પછાડયો ભોમી મોઝાર, તવ કીદરવંતે કરયો વીચાર; એનો જ સ હવે હુ લઉ, જઈ વાઘને ઘાવજ દઉ. ૧૪૩ **દુહા**—કીદરવંત પછે તાંહાં આવ્યો સહી, શીકાર કારણ તેણી વાર; પરાજે કીધો પલકમાં હરખ્યો મન મોઝાર. ૧૪૪ કીદરવંત પછે બોલીઓ, મીર સીકારી શાથ; તમો પાસાને કેહેજો સહી, હુ કહુ એટલી વાત. ૧૪૫ જઈ ને કહેજો એટલુ; આપણ બંનેના એકજ પ્રાણ. **ચોપાઈ**—પાશા તુજને નીવાજે તહી, તેથી અમો ઘણુ નીવાજીએ અહી; વચન એવુ સુણીને વીર, આવ્યો દરવાજે રાખીને ધીર. ૧૪૭ દરવાન પ્રત્યે બોલ્યો વાણ, તુ જઈ પાશાને કરજે જાણ; ફરીઆદ કરજે એની ઘણી, લજા એણે લોપી તમ તણી. ૧૪૮ **દુહા**—દરવાને એવુ સાંભળી, આવ્યો જાં દરબાર; પાશા આગળ જઈ રહયો, મુખે કરયો પોકાર. ૧૪૯ શીકાર તમે મંગાવો શહી, તે કીદરવંતે મારયો જાણ; કામ અમારૂ થયુ નહીં, નીવાજતા તમો મેહેરબાન. ૧૫૦ તારે શાહાજાદો બોલ્યો, સાંભળ તુ દરવાન; કીદરવંતને તમે મોકલો, મુજ પાસે નીરવાણ. ૧૫૧

**ચોપઈ**—તુ આંહીથી વેગે જા સહી, કીદરવંતને મોકલો અહી; દરવાન આવ્યો કીદરવંત કને, શાહાજાદાએ મોકલ્યો મને. ૧૫૨ તમને તાંહાં તેડે હુલાસ, સાંભળી વચન તે આવ્યો પાસ; શાહાજાદો બોલ્યો તેણી વાર; કેમ એકલા ગયા શીકાર. ૧૫૩ જો તમે કહેતા જાણ, તો આપણે સાથે જતે નીરવાણ, અમ અરથ કરત સીકાર, એવુ કહી મન કરયો વીચાર. ૧૫૪

**દુહા**—પાશાએ પરીક્ષા કરી, એ મોહોટો પુરૂસ કેહેવાય; પણ અસ્ત્રી ચીન દીસે સહી, એ સંદેહ મનમાં થાય. ૧૫૫ તારે શાહાજાદો બોલીઓ, દલાલને કહી વાત; એણે કામ એવુ કરયુ, નહીં ઓળખાઈ જાત. ૧૫૬ **ચોપાઈ**—માટે સંદેહ મનમાં થાય, તુથી પરીક્ષા એની લેવાય; ઓળખાવો એની મુજને જાત, જેમ દીલમાં ઉતરે વાત. ૧૫૭ દલાલ તારે બોલી વાણ, ઉતાવળનુ નહીં એ કામ; તમે કરજો એક ઊપાય, તોતો કામ તમારૂ થાય. ૧૫૭ દેહેરા ખેંચાવો નગરથી બાહાર, તેની શોભા અપરમપાર; તાંહાં કરો તમે એક ઊપાય, ખ્યાલ બાજી રૂડી થાય. ૧૫૯ **દુહા**—રૂડી રાત છે સરદની, ખીલ્યો ચંદર વીશાળ; તેથી પરીક્ષા થાશે સહી, શોધી કાહાડીશુ ખ્યાલ. ૧૬૦ **ચોપાઈ**—એવું દલાલનુ સુણી વચન, ચાકર ને કરો હુકમ. તમો જાઓ નગરથી બાહાર, દેહેરા કરો જઈ અપરમપાર. ૧૭૧ **દુહા** ચતુરાઈ એવી ચલાવજો, દેરામાં એવુ કામ; સપેત વસ્ત્ર સોહામણાં, ભલુ તેજ તે ઠામ. ૧૬૨

**ચોપાઈ**—જરી જરકસના તકીઆ શાર, મુકજો તેની હારો હાર; ચાંદરણી રાતે ઝળકે નીરધાર, દરા તાંણો એવા સાર. ૧૬૩ જેની શોભાનો નહી પાર, એવા દરા કરો તઈયાર વેગે શેવક ઉઠ્યા તે ઠામ કહયા પ્રમાણે કીધુ કામ. ૧૬૪ શાહાજાદો તવ બોલ્યો સહી; કીદરવંતને વાતજ કહી, મારે મન એવી ઇછાએ; રખે તમે મુખથી કેહેતા નાય. ૧૬૫ **દુહા**—આ પણ અહીંઆંથી પરવરૂ, જશુ નગરથી બાહાર; રમત ખેલશુ એટલુ; પાલા બાજી અપાર. ૧૬૬ તુ ભરી આપે મુજને, હુ તમને લઇ પાઉ; જયારે તેમાંથી હુ હારૂ સહી, અવગુણ તેના ગાઉ

૧૬૭ ત્યારે કીદરવંત બોલો સહી, તમે જે બોલ્યા તે વાત; અમો એજાર એમાં ઘણુ, હમેને નહી ગમતી વાત. ૧૬૮ હમો હમારા તાતને, પાલા પાતા નીત; ઘણા દીન વહી ગયા, પછી થયુ વીપરીત. ૧૬૯ ચોપાઈ–તે વીના હુ સુતો નહી; માટે વાત એ કરવી નહી, જારે પાછા મળશુ તાતને, એ ઇશક કરશુ તાહરે. ૧૭૦ તમે ઘણુ કહો અહી, માહારે સાથેઆવવુ સહી; મારે હાથે પાલા ભરૂ, તે તમારા કરમાં ધરૂ. ૧૭૧ એવી વાત કીદરવતે કહી, તારે શાજાદો બોલ્યો નહી. ૧૭૨ દુહા–તમને ગમેતો એમજ કરો, જે વાતે તુ પરસન; પાલા ભરીને આપજો, જેમ માને તમારૂ મન. ૧૭૩ એમ કહીને આવ્યા તહી; તબુની મોજાર; મધ રાત ગઇ તે સમે, બેઠા બંનો જાણ. ૧૭૪

ચોપાઈ—પાલા ભરીને આપીઆ સાર, ઉપરા ઉપરી અપરમપાર; પોતે પાલો ગુલાબનો ભરી, આપે પીએછે વેગે કરી. ૧૭૫ પાદશાહે પાલો જે પીધ, બેહોશ થઇ ગયોછે શીઘ્ર સરીરની શુધી ન રહી, કીદરવંત પછે ઊઠયો સહી. ૧૭૬ કર મધે ગરહી કટાર, કરી નીશાની તેણે ઠાર; વસ્ત્ર આભુશણ લીધા શાર, પછે તેને બાંધયો નીરધાર. ૧૭૭ કાગળ એક બાંધ્યો છે સહી, તે વાત કોઇએ જાણી નહી; વેગે તાંથી થઓ અશવાર, બેઠો તુરી વન મોજાર. ૧૭૮ અઘોર વનમાં પોતો જઇ, ઘણા દીવસની અવધજ થઇ; એક નગર આવ્યુ તહી સાર, ઉતરો જઇ પાહાડી મોજાર. ૧૭૯ અસ્વ બાંધ્યો આસો પાલવ વરક્ષ, પોતે તાં બેઠો પરતક્ષ. ૧૮૦ દુહા–તે ગામની માલણી, આવી વાડી મોજાર; કીદરવંતને દીઠો સહી; મનશુ કરે વીચાર. ૧૮૧ ચોપાઈ–પાસે જઇને જોયુ મુખ, માલણી મનમાં પામી શુખ; મુખથી બોલી તેણીવાર, પુસ્પ મુકયાં કર મોજાર. ૧૮૨ કયાંથી આવ્યા ને કયાં જાઓ, બે ઘડી શુખી તમે થાઓ; તારે કીદરવંત બોલ્યો એમ, તમો પુછો તો કહુછુ પરેમ. ૧૮૩ મારે જાવુ દુર અપાર, પાંચ દીવશ રહુ તુજ દવાર. દોહરો—એવું સુણીને માલણી, મનમાં થઇ રળીઆત; રૂડીઆ સાથે ભીડીઓ, આણી અદકું વાસ. ૧૮૫

ચોપાઈ—કીદરવંત હઇડે હરખીઓ, જયારે સનેહ પુરાણ પરખીઓ; વધામાણી માલણ ને દીધ, પચાશ મોહોર લઇ હાજર કીધ. ૧૮૬ તેડી લાવી ઘર મોજાર, કરે ચાકરી અપરમ પાર, પછી કીદરવત બોલ્યા તહી,એક વાત તમને કહુ શહી. ૧૮૭ તે મુજને કરયો ઊપકાર, એવો કોણ આપે મુજને ઠાર; હુનર છે એક મારી પાસ, નગર મધે કરૂ પરકાશ. ૧૮૮ જેમ એ લખે બધુ ગામ, જેમ વાધે તમારૂ નામ; તારે માલણ બોલી તહી, શો હુનર છે કોને અહીં, ૧૮૯ દોહરો–ત્યારે કીદરવંત બોલીઓ, અતારી છે મુજ નામ. અતર વેચુ એવો સહી પાદશા લાએક નીરવાણ. ૧૯૦ ચોપાઈ–તે માટે તમને કહુ જેહ, દુકાન બજારે માંડી તેહ; ચઉટા મધે ઉતમ ઠામ, તાંહાં એકજ લીધુ ધામ ૧૯૧ દુકાન ઉપર બેસે સાર, શણગારી છે અપરમપાર, ચીત્ર વીચીત્ર કીધા કામ, જોવા મળે છે બાધુ ગામ ૧૯૨ મુકું અતર શીસા ભરી, જે આવેછે તે રહે છે ઠરી; ઘેલુ કીધુ સઘળુ ગામ, મુકયો ધંધોને મુકયું ધામ. ૧૯૩ લાજ મરજાદા કોઇની રહેતી નથી, નરનારી મળે સરવથી, સહુ કોઇને મન ઉપજે નેહ, જાણે બોલાવીએ એને તેહ, ૧૯૪ જાણે જઇને બેસીએ પાશ, એવો સહુને મન હુલાશ; મોટા ઉમરાવતો એને સંગ, ઇસ્વરે શો બનાવ્યો રંગ ૧૯૫ ધન એના માતને તાત, ધન એની નારી વીખ્યાત, ધન ધન નગર એ વસે, કોણ જાણે જાત એની શી હશે. ૧૯૭ ઉમરાવ વજીર કાજી કોટવાળ, દીવાન વજીર મીજલસ જે ઠાર; જાતરા જેવું તાંહાંતો હોય, તેનો ખ્યાલ મુકે નહી કોએ ૧૯૮ દુહો--પંદર દીવશ એમ હુવા જાણીતો થઓ પરકાશ, અતારી નામે ઓળખે વખાણ કરે સહુ વાસ. ૧૯૮ કીદરવંત કરે એટલુ, પાછલો દીવશ ઘડી ચાર, પોશાક પેરે નવ નવો થાએ ઘોડે અસવાર. ૧૯૯ ગામ પાદરે પરવરે તાહાં જો

સાથે તોખાર, લપટ જપટ જેટલી કલા, ચલાવે ગુણ ભંડાર. ૨૦૦

**ચોપઈ**—તે ગામનો પાદશાહ જેહ, તેનો કુવર આવ્યો તેહ; કંઠમાં ઘાલે મુકતાનો હાર, હમેલની શોભે અપરમપાર. ૨૦૧ માથે શીરપેચ બાંધ્યો સાર, કરમાં ધનુસને બાણ વીશાળ બીજા આયુધ અપરમપાર, લીલે અસવે થયો અશવાર. ૨૦૨ હાથે બાંધ્યો લીલો માણી, તેની ઊપમા કહુ શું ઘણી. ૨૦૩ **દુહા**—અતારો અસવ ખેડતો, પડયો પાસાની દરસ્ટ; તા તો પોતે પરવર્યો, સમીપે સમીપ દ્રષ્ટ. ૨૦૪ એ પણ કોઈ ઊમરાવછે, મોટો આદમી શુજાણ; ચાતુરી માણા નહી, એમ મનશુ કરે વખાણ, ૨૫ **ચોપાઈ**—અસ્વ લપાટી દછે ઘણી, વીઘા દખાડે પોતાતણી; કોઇને પોતે ગણતો નથી. બહુ નાટક કરે સરવેથી. ૨૦૬ શાંધા સમે પછે આવે ઘેર, ઘણા દીવસ એમ ચાલો પેર; એક દીવસ એવુ થાએ, બંને ઘોડા ખેડવા જાય. ૨૦૭ અશવારીનો અશાવ જેહ, પાસા બરાબર ખેડે તેહ, તલ માત્ર મન નવ ડરે, કદમ એકતો આગળ ભરે. ૨૦૮ **દોહરો**—પાસા કરે અંદેશો, બરોબરી કરેએ, કુથી મારે એછે શાહી, ઉમરાવ કોઇ એક. ૨૦૯ મહારા અસવને પોંચે નહી, ભલા મરદનાતોખાર, વજીર ઉમ રાવ હારી ગયા, બીજા કોઇ અપાર. ૨૧૦ **ચોપાઈ**તે માટે એતો સહી, અતર વાલોએ જાતે નહી; મુજથી ભારે માણસ એ. એ વાતમાંસંદેહ નહી. ૨૧૧ કોઇએક સમે જોડીશુ પ્રીત, તારે સરવ જણાસે રીત; અસ્વ રાખીને પાછો વળો, બેહેન તણે મંદીર પરવરો. ૨૧૨ રૂપ સં પુરણ તેનુ નામ, બાંધવ જઇ બેઠો આ ઠામ;સતાસ ભરો તે દીઠો નહી, બેહેને તારે પુછુ સહી ૨૧૩ તારે શાહાજાદો બોલ્યો નહી, અથ ઈતી માંડીને કહી, અતરી અતરનો ઘણુ, તમાં વી દયા દીશે ઘણી. ૨૧૪ માહારા અસવને પહોચે સહુ, એ મના બીજે દીઠો નહી, જેવુ રૂપ તેહ વુ બળ કથી, નહી ગરીબમાં એવી ગતી. ૨૧૫ સકલ કલા સંપુરણ હોએ, મુજને એણે જીતો સોએ; હુ જાણુ કોઇ ભારે ભુપ, પરથવીપત સરખુછે રૂપ. ૨૧૬ ઘણી રપાટ આજ કીધી અ મે, અરે બેહેનશુ પુછો તમે; એવુ શુણીને પાયુ નીર, ભલો કહી વખાણ્યો વીર. ૨૧૭ તાહાડો થએો પોતાનો દેહ, આપ મહેલ પછે આવ્યો તેહ. ૨૮ **દુહા**—શુણી વાત પુરણ થઇ, રો મરોમ વાપયો કામ; ભલે કહી વધામણું, હુ જાઉ તેણે ઠામ. ૨૧૯ નગર ભલી નાહાળીએ, જેહેવો વીર વખાણ; મનગમતો મુજને મળે, તો એને વરૂ નીરવાણ, ૨૨૦

**ચોપાઈ**—એમ કરતાંતો રજની થઇ, પરેમદા મદોરથી ચાલી સહી, આવી અતારી કે રી પાસ, દેખતાં મોહોલ પાંમી હેલાસ. ૨૨૧ ત્રણે દેવતા ભેગા માણી; એહેની કાયા તેને ઘડી લજા મુકીને બેઠી નાર, બોલી પ્રીત ધરી અપાર ૨૨૨ ભલે આવ્યા આ પુરમાં તમો, અધીક અતી મન હરખાં અમો, માત પીતાનું સુછે નામ, રેહેઠાંણ તમારૂ કેણજગામ. ૨૨૩

**દુહા**—વચન સુણી વીનતી તણાં, બોલ્યો મુખથી બોલ, તમે ભારે માણસ ઘણું, અમે ઘ ણું તરખલાની તોલ. ૨૨૪ જારે મીર તું તાહરે, અમો નવ બોલું તુજસાથ, હમ લાએક હમને મલે, તે સું કરવી વાત. ૨૨૫ **ચોપાઈ** તારે તારૂણી ઝાંખી થઇ, બોલવા કેરી સુધજન વ રહી, મોહોટા જન કહેતે સાંખીએ. એની સામે કેમ ભાંખીએ. ૨૨૬ રહી અબોલી ઘડીકા ચાર, પછે એટલો કરો ઉચાર; અરે બોલમાં ગાગુ અમો, હમસું કીડા કીજે તમો. ૨૨૭ તમો પ્રીતમજી પ્રાણ આધાર, આશા અમારી પુરોની શાર. ૨૨૮ **દુહા**— અગળા વચન અંગારડો, સાગતાં લાગીઓ તરત; રાતો તાતો એતો થયો, જેમ અગનાંમાં ઘરત. ૨૨૯

**ચોપાઈ**—એ અબળા તુ બોલીશુ, એ કરમ કરૂં નહી હું; મુજને એવો ભાલો કહી, જાર સુધી અમો રાખુ નહી. ૨૩૦ ફરી મુખ જો બોલો બોલ, હવે નહી રાખુ તમારો તોલ. ૨૩૧ **દુહા**—પુત્રી જે પાદશા તણી, બોલી ધરીને રીશ; બોલખા વના શુ આચરે ભારે થશે તુજ શીશ ૨૩૨ **ચોપઈ**—આ ગામનો પાદશા જેહ તેની કુંવરી છુ તેહ

ભલેમનસાઈથી કહુ છુ અમો, જીવનું જોખમ કરશો તમો. ૨૩૩ મારો બાપને જો કહુ વા
ત તો તે કરે તુજપર ઘાત ૨૩૪ **દુહા**—અતરી એમ ઓચરે, કોણ થાએ તુજ તાત,
એવો ખીશરો ભરૂ, બાર હજારે બાથ ૨૩૫ એવા મારે આગણે, ઉભા રહે જોડી હાથ ટીલાન
વેશી તેને કહુ તો કોણ ગતી તુજ તાત, ૨૩૬ **ચોપાઈ**—તુજ જેવી અબળા કહીએ
જેહ, ચકીએ બેશી પીસે તેહ; ઉઠ અહીંથી જા તુ બહાર, તારે ચકીત થઇ તે મનમોજાર
૨૩૭ **દુહો**—છે કોઈ પાદશાનો છોકરો, તેરોબાર સમશેર; શુર પુર સમુદર શાહી જો
તો માળાનો મેર. ૨૩૮ **ચોપાઈ**—પછી પરેમદા બોલી મુખ, સેજવાતમાં ધરોછોદુઃખ
અહીંઆં આવી નહી રાખો આજ, અમો કીંકરીની રાખો લાજ. ૨૩૯ તારે અતારી બોલ્યોસ
હી, હમણાં તો તમો જાઓ સહી. ૨૪૦ **દુહો**—પ્રાણ કરી મન પરેમદા આવી પોતાને
ઘેર; કહુતો પીતા ખીજે સહી. માટે કરૂ એક પેર. ૨૪૧ અસ્ત્રી ચરીત્ર કીધુ સહી, પડી ચોર
મોજાર; દીવશે અન પાંણી તજ્યુ,રાતે કરતી આહાર. ૨૪૨ શેવે ગોળી હડતાળનીઆઠ પોહોર
અંતગ જાણે તાવ ભરો સહી,શોક પ્રગટયો સરીં મન. ૨૪૩ **ચોપાઈ**—જે કોઇઆ
વી નીહાલે સાર, તો સઉ ખાંખેરે હાથ, માતાને મન શોક નમાય, પંદરદીવશ એમ કરતાં જા
ય ૨૪૪ ઘણું દરદ દીઠુ જાહેરે પીતા જોવા આવ્યા તાહરે; દીકરી દુખ શું થયુંછે તુને, માહારા
સમ સાચું કહો મુને. ૨૪૫ જો તુને કાંઈ થાસે જાણતો દીકરી માહારાજાશે પ્રાણ; ઉઠો બેહેની
કીજે વાત, નથી હાએ ઉડાની તાત. ૨૪૬ **દુહો**—માત તાત તમો શાંભળો, માહારા
દુખની વાત; અતારી જે આવીયો, તે વસ્યો રૂદીઆ સાથ. ૨૪૭ **ચોપાઈ**—જો તેને પ
રણાવો સહી, તો મુજને કાંઈ દુખજ નહી; તમને પુછતાં આવી લાજ, સાંકડે આતી કહુછું આ
જ. ૨૪૮ પાદસાહ મનમાં થયા પરસન, પરમાણ દીકરી તારૂં વચન, તારા પુરણ પોહોચા
ડું કોડ, તુ ચપલી તે ચંપક છોડ. ૨૪૯ એ વાતમાં અમો રળીઆત, વચન આપીયું પુ
ત્રીને હાથ. ૨૫૦ **દોહરો**મોહોલે આવ્યો મલપતો, જાંહાં છે રાજ સભાએ; અતારીતાં
હાં તેડવો, એવો કરવો પ્રકાર. ૨૫૧ વજીર ખાસ પોતા તણો, માનીતો છે અપાર બુધ્ય બળજે
નું નામછે, તેને કહો પ્રકાર. ૨૫૨ **ચોપાઈ**અતારીને હાં તેડી લાવ કરી કામને વહેલો
આવ; તાં બીજાનુ નહીરે કામ; ભાગે તમને કરશે સલામ. ૨૫૩ વજીર ચાલ્યો એવુ સુણી,
આવ્યો તે અતારી ભણી; સનમુખ રહીને જોડયા બે હાથ, સાહેબ સલામ લેજો અમ સાથ.
૨૫૪ અતારી કહે આવ્યો કેમ, વજીર સાચુ બોલે તેમ; પાદસા આગળ વીગત તમ તણી,
લોકે આવી દીધી છે ઘણી. ૨૫૫ ખાવન અમારો થયો પરસન, તમને તેડે કરવાદરશન.૨૫૬
**દોહરો**—અતારી એમ સાંભળી, ઊઠયો તેણીવાર; અસ્વે બેશીને આવીઓ, જોયો મીજ
લશનો ઠાઠ. ૨૫૭ **ચોપાઈ**—પાદશા બેઠો તખતે જઈ, માન આપીને બેઠો તહીંહીંમત
તેના હઇડાની જોઇ, જે બેઠા રહા સઉ મોહી. ૨૫૮ બરાબરી પાદશાની બેસવુ સોએ, બેસ
વુ હાંસી ખેલ નહી હોય, પાદસા પરતે પુછયું એમ, કહો શાહેબ સંભારયો કેમ. ૨૫૯ તવ
પાદશા મુખ બોલ્યો વાણ, તમે હમારા છો જીવ જાણ; કાં વસતુ ને શુ છે નામ કહેજો
અમ સરખુ કાંઇ કામ; ૨૬૦ તારે અતારી કહે છે વાત, અતીવાસી અમારી જાત, ઇશક કારણ
પરથવી ફરૂ, ધંધો બાર વરસથી કરૂ. ૨૬૧ ઇસક ભામનીનો છે જેને, નામ ઠામ તેનાં કહાં ક
હે, જેતો આવ્યો છુ દેસદેશ, વળી પીઆણ કરવુ પરદેશ. ૨૬૨ જેમ મારી વાહાન શારી હો
ય, તેહને અધરમ કહેશે કોએ. ૨૬૩ **દોહરો**—પાદસા એવુ સાંભળી મનમાં થયો પર
સન; સુજાત દીશે કોએ સહીં, લાખેક ભારે લખમાણ. ૨૬૪ પાદશા બોલ્યો પ્રીતથી નીત આવ
જો અહાં, ખરચી પાણી લેજો અહી થકી, હવે આગળ જાશો કહાં. ૨૬૫ **ચોપાઈ**—
એવુ કહીને આદર કીધ, તંબોલ બીડાં કરમાં દીધ; માથે ચડાવી ઉઠો તહી, આગના લઈને

ચાહ્યો સહી; ૨૬૬ માલણને તેં કીધી વાત, ભલુ રૂડુ કીધુ તમે ભરાત. પરાતકાળ થઓ જા
હેરે, દુકાને જઇ બેઠા તાહરે. ૨૬૭ દીન દીન પ્રતે અદકો મહીમાએ, હવે અહીથી રહી વારતા
એ; પાદશાએ કીધો અંદેશ, મોટા મલકનો છે નરેશ. ૨૬૮ વજીરને તેડો એકાંત મન તાણી
સઉ ભાગી ભરાત; કુંવરીનાં જો રાખો પરાણ, તો જઇ માગુ કરૂ નીરવાણ. ૨૬૯ નીચા
ઊંચા અદકા કરીં, એને પરણાવો દીકરી; વજીરપણુ તારે તમ તણુ, બંધ બેશે ધારૂ આપણુ
૨૭૦ વજીર કહે કરવુ એ કામ, સંભારો સાહેબનુ નામ; એકલો અસવે થયો અસવાર, આ
વ્યો જયાં અતારીનો ઠાર. ૨૭૧ તક જોઇને બોલ્યો બોલ, કરૂ વાત જો રાખો તોલ; સારીવા
ત લાવે જેહ, હોએ સ્વજન પોતાનુ તેહ. ૨૭૨ અતારી તવ બોલ્યોં વાણ, કોહો ભાઇ મુજનેની
રવાણ; અમારા પાદસાની પુતરી જેહ, તમશુ સગપણ જોડે તેહ, ૨૭૩ એ વાતે શહુ કોઇ ર
ળીઆત, પુત્ર સાથે માતને તાત; અતારી તવ બોલ્યો મુખ, અરે ભાઇ કાં દાછો દુખ; ૨૭૪ અમે
ઇસક અતરનો કરૂ, બીજી વાત કાને નવ ધરૂ; પાદશાને જઇને કહેજો તમે, એ વાતે રા
જી નહી અમે; ૨૭૫ વજીર કહે તે કારણ કસુ, જગતમાં કરાવુ હસુ; બળહીણ કહેસે તુને, ૫
છે દાસમા દશો મને. ૨૭૬ ના કહીને પસતાશો મન, આવ્યુ હાથે જશે રતન; પાદશાનો
પાલકછે પુત્ર, નહી માલ શખે ઘર સુત્ર. ૨૭૭ કોણ જાણે કરમ કોને ભલે, એવો જોગ પછે ન
વ મળે; સુણી વચનને લલચ્યુ મન, સાંભળી વજીર કહુ વચન. ૨૭૮ અમે પરણવાનો કહુછુ
નાએ, તેનુ તને કારણ કહુ આંએ; પાંચ વરસનુ બ્રહ્મચરય જેહ, નવ માસ બાકીછે તેહ. ૨૭૮
તે સમરાણ કહુ સરવથી, વજીર કહે એની ચીંતા નથી; અમે કહુ તે કરો કામ, બને વાત પડે
વીશરામ. ૨૮૦ પાણી ગ્રહણ હમણે કીજીએ, પછે દક્ષાશો દીજીએ; અબળા આગળ કહેજો એ
મ, વરત મારૂ મુકુ કેમ. ૨૮૧ પુરે દન કરશુ સંજોગ, તમો અમો છઇએ આરોગ; ૨૮૨

**દોહરો**—વજીરની વાણી સાંભળી, દીલમાં ઊતરી વાત; ના કહે નથી છુટકો હઇડુ રા
ખુ હાથ. ૨૮૩ ઘડી પછે શુ નીપજે, કોઇ ન જાણે કાંઇ; કરે કીતાર તે ખરૂ, હા કહે સી
ધી હોએ. ૨૮૪ **ચોપાઈ**—જો વજીર કહો છો તમો, તો તમથી નહી વેગળા અમો;
એ વાતની અમારી હાએ, વેગે જઇ વધામણી ખાએ. ૨૮૫ વજીર સુણી થયો રળીઆત, પા
દશા આગળ જઇ કીધી વાત; પાદશા મનમાં થયો પરશાન, વજીર તમને છે ધનધન. ૨૮૬
સુણી વાત વીનતાએ તેહ, સીતળ થઇ પોતાની દેહ. ૨૮૭ **દુહો**—પરણાવી પુતરી પેમ
શું, અતારીને શાર; નારીએ નારી પરણીઆ, કોઇએ ન પીછો પાર.૨૮૮ આણંદ ઓછવ વર
તીઓ, કીધો કુળાચાર; રાજપાટ શઉ સુપીયુ રાખ્યો મોલ મોજાર. ૨૮૯ **ચોપઈ**—મ.લ
ણને નીવાજે ઘણુ, સુ વખાણ કરૂ તે તણુ; એકાંત મહોલમાં નરને નાર,હાંશ વીનોદ કરે અપા
ર. ૨૯૦ અતારી કહે અબળા સુણો, રખે વાત કો આગળ ભણો; નવ માશની રાખુ આખડી
બરમચારની બાંધી રાખડી. ૨૯૧ અબલા કહે શઉ શારૂ થશે, નવ માસ કાલે વહી જશે.
૨૯૨ **દોહરો**—દીન ખેપના એમ કરી, માસ વહી ગયા ચાર; એકાએક વાયદો શા
હી, પાશાને આજાર. ૨૯૩ **ચોપાઈ**—આઠ દીવસમાં અદકુ થયુ, મરણ આપ પોતા
નુ લહુ; અતારીને કુવરી આપી જાણ, પાદશાહ પણુ આપુ નીરવાણ. ૨૯૪ પેટની પુતરી કે
મ દવાએ, ભલો જમાઇ સુઘડ કહેવાએ; પરજા શકીકો થઇ પરશાન, બેસાડો તાં રાજ આશન.
૨૯૫ માલ ખજાનો સરવ દીધ, દાન પુન હાથે બહુ કીધ; પામો મરણ પહોચાડો ઠામ, તે પુ
ઠે ઘણો ખરચ્યો દામ; ૨૯૬ બાંધો હજીરો જોતાં તહીં, પછે શુ નીપજ્યુ તે કહુ અહી; સઉકો
આજ્ઞા પાળે શહી, તે પણ પરજાને દુવે નહી. ૨૯૭ અબળા સુ અવધ જે કરી, બે દીવસ ઓ
છાછે વળી; મહા ચીંતા મનમાં થાએ,હવે લાજ તોમારી જાએ. ૨૯૭શામાએ શણગારો મહોલ
અબલા ભરી ઊંમેદ ભેર; એને સવારથ વાહાલો સહી, એની શોભાનો પારજ નહી. ૨૯૯

જરી જરકશતા ઝાંખ ઝમાલ; મુખે તાતા ભરીઓ તબોલ; ભાતભાત ખેલ્લાણા બહુ, બીજોસા મન મેળવવો સહુ. ૩૦૦ પુસ્પ પેમલ ભરી છે છાબ, ખાશા શીશા ભરા ગુલાબ; દાશી સાથે કહેવડાવ્યુ સહી, ખુશી પણેથી આવો અહી. ૩૦૧ પાદશાહે કહેરાવ્યુ શહી, ઓછા દીવશે આવુ નહી; કાલનો દીવસ જાશે જાહેરે, તારૂણી અમે આવીસુ તાહરે; ૩૦૨

**દાહો**—કીદરવંતને કળ નવ પડે, ઝોહોરાં જેનુ નામ; સાંકડે આવી સુ કરૂ, સંભારો સામી તે ઠાર. ૩૦૩ બેહેરામ મજને ક્યાં મળે, આ સમો સચવાએ; એવુ વીચારી મન વાસે, શીકાર અરથે જાએ. ૩૦૪ **ચોપાઈ**—સાથે શેવક છે જોડલાં, હાણુહણે તોખાર તે તણા; નગર બહાર અમરાઇ છે ઘણી, રાખી શેન્યા શહુ પોતા તણી. ૩૦૫ તાં અસવ આલ્યો વાટ, આવી એક જોજન તાં વાડ; છાંય શુંદર સુગંધ અપાર, તેની હેઠ બેઠો નીરધાર. ૩૦૬ સુખ આગળ મુકયા ધનુશને બાણ, પાદશા જોવે નીરવાણ; સાથે શેવક રાખા બાર, જે ઘણા હુતા હુસીઆર; ૩૦૭ અંદેસો તાં અદકો કરે, હવે અરથ મારો કેમ શરે. ૩૦૮

**દુહા**—એટલે ફકીર એક આવીઓ, શનમુખ ઉભો તે ઠામ; નજર ભરી નીહાલતો, બેહેરામ જેનુ નામ; ૩૦૯ વીજોગ પડો છે જેહેનો, જેનો કસ્ટ અપાર; ઇશવર સાચો મેળવો સેહેજ વાતે તે ઠાર. ૩૧૦ **ચોપાઈ**—બગલો મછને તાકે જેમ, બેહેરામ ઝોહોરાંને તાકે તેમ; એક પહોર થઓ જાહેરે, ઝોરાં મુખ બોલાં તાહરે. ૩૧૧ અમો પાદશા બેઠા અમીર, કહે ફકીર સુ જુવે અહી, તેં સઘલો છોડયો સંસાર, કેમ પાછો મન ધરે વીચાર. ૩૧૨ ખરચી જોઇએ તાહરે જેહ, ફકીર પાદશા માગી લો તેહ; એમ વાર કહુ દશવીશ, બેહેરામ બોલ્લો ચડાવી રીસ. ૩૧૩ બેહેરામ ઉભો ઉભો જુએ, આંખ ફાડી અતીશે રૂવે; બેહેરામ ઝોહોરાંએ તવ કીધી રીશ, કાં ભરે થયુ તુજ શીશ. ૩૧૪ અમો પાદશાહને જોઇને રૂવે, વળી એક દ્રષ્ટ માંડીને જુવે. નહી કરતો કાંઇ બોલ ફરમાસ, પછે તેહને બોલવો પાસ. ૩૧૫ **દોહરો** ફકીર તું સાચુ બોલજે શું ધારે છે દ્રષ્ટ, બેહેરામ બોટયો તાહરે, હમારો જે કીધો પ્રશ્ટ. ૧૧૬

**ચોપાઈ**—તારા ગુણ ગુરૂની તુજને આણ, જો રાખી કરેસ નીરવાણ; ઝોહોરા અને જાણો સહી, એજ બેહેરામ કોઇ બીજો નહી, પુછી પરીક્ષા સરવે જાણીએ, વીગત વાત જે વીતી તાંહે. ૧૧૭ **દોહરો**—તારે બેહેરામ બોલીઓ, કહુ તે વાત નીરધાર; કાલે મારે જે જો કરે, આજ ગમેતો માર. ૧૩૮ **ચોપાઈ** ઘણુ કરસોતો લેશો પ્રાણ, માહારે સાચી કેહેની વાણ; હમો છઉ પાદશાહના તંન, પીતા પરમ નામે પાવન. ૩૧૯ પછમ દેશ પીરાણે ગામ, બેહેરાંમ એવું છે મુજ નામ; અમો ભણતા નીશાળે જેહ,પરધાન પુત્રી ભાણતી તેહ. ૩૨૦ લાગો ઇશક બંધાણી પ્રીત. જેમ કમલને જલની રીત; પીતાને નવ પુત્રી વાત, મન મળુ અમારી સાથ ૩૨૧ એમ કરતાં જાણ્યુ પરધાન, તારે વેર વાલ્યુ નીરવાણ; સાચુ જુઠુ અદકુ કરી, રાવ અમારી બહુ આદરી. ૩૨૨ તારે કોપો મારો તાત, દેશવટો દીધો પરભાત; અમોને જાતાં જાણું જાહરે, ઝોહોરાં આવી મળી તાહરે. ૩૨૩ પરધાન પુત્રી માહા ચતુરસુજાણ, ઝોહોરાનાં સું કરૂ વખાણ; અણે પ્રીતતો પુરણ કરી, સરવે તાજ કરયું સુંદરી. ૩૨૪ સંગ કરયો દુખ વેલા સાર, એવી આજ કોણ મળશે નાર; પંથ લીધો અમો બંનાએ સાર, ચાલ્યાં જતાં દીનને રાત. ૩૨૫ થાકી જોહોરાં સ્કોમળ ઘણુ, થયુ મનતે નીંદ્રા તણું; વડ હેઠળ પોહેડી નાર, એટલે તાંહાં શો થયો પરકાર. ૩૨૬ પરધાને જાણુ જે પુત્રી ગઇ, મારી પાછળ મોકલ્યા અહી; અમે અસ્વે હુતા સાવધાન, અમો થયા તે પુંઠે જાણુ. ૩૨૭ દુર પંથ પોહોતા જાહુરે, એટલે તાંહાં ઉઠી નાર; મુજને નવ દીઠો તે ઠાર. ૩૨૮ અમે ફરીને આવ્યા તહાં, નારી આગળ ચાલી વન માંય. ૩૨૯ **દોહરો**—વીજોગ થયો તે દીવસનો, ફરી નવ દીઠી નાર; તારે ફકીરી લઈ કરી, તાજ કરયો સંસાર. તેથી ફકીરી લઈ કરી, જોયા

સઘળો દેશ; ક્યાંય નામનો નવ જડ્યુ, પાછી અહીંઆં કરયો પ્રવેશ. ૩૦૦ ઝોહોરાં ઝોહોરાં હુ કરૂ, તેણે પેટ ભરાય; તેના નામને આશરે, કાયા ચાલી જાય. ૩૩૧ **ચોપાઈ**—શમુદર નો જો આવે પાર, એવુ દુખ મારે નીરધાર; હવે જોહોરાં મુજને મળશે ક્યાં, ફરતો ફરતો આ વ્યો ઇહાં ૩૩૨ તમારી સુરત દીઠી જ્યાહરે, મને ઈખ્લાદ આવી તાહરે; અરધુ દુખ તે મારૂ ગયુ, તમને રૂદન તે હરખનુ થયુ, ૩૩૩ **દોહેરો**—કરણી માહારા કરમની, ધ રજો તમારે કાન; વીગત વાત સરવે કહી, તારે ગમે તે કર નીરવાણ. ૩૩૪ **ચોપાઈ**— થઇ ખુશાલી મનમાં ઘણી, એ બેહેરાંમ છે મારો ધણી; હઈડુ રાખ્યુ પોતાને હાથ, બોલી જો હોરાં ફકીરની સાથ. ૩૩૫ જો આવો નગરમાં તમો, તો જોહોરાંને મેળવીએ અમો; આ ન ગરનો પાદશા હું, અમે કહીએ તેમ કરની તું. ૩૩૭ ચાલો સાથે થઇ પરશાન, દલગીર એમ ન કીજે મન; આવી ઝોહેરાં બેરામને લઇ, જ્યાં મોહોલ પોતાનો શહી. ૩૩૭ ગામ બધુ વીસમે હોય, પેલો ફકીર દીશેછે કોય; છે કોઈ સાહેબ કેરો લાલ, પાદશાહને કીધો હશે નહાલ. ૩૩૮ હુકમ અતારી એવો કીધ, આગના શેવકને આપી દીધ; રોશ શતરૂ તેડાવો શ હી, વીશ નખ ઉતરાવો અહી. ૩૩૯ એકાંત મેહેલમાં છે અવાસ, બીજુ કોઈ નવ રાખુ પાસ; ઊસ્નોદક કીધુ મરદન, રૂડુ તેલ કીધુ મરજન. ૩૪૦ બેહેરામ બોલ્યો તેણીવાર, કાંહાં છે હુ મારી ઝોહોરાં નાર; તારે અતારી બોલ્યો સહી, ઉતાવળનુ કામજ નહી. ૩૪૧ રાખો ધીરજ સંભારો રામ, તે ફાડએ દુખનો ઠામ, આશાના વાસના અદકી કીધ, તાંહાં બેસાડયો પોતે શોધ ૩૪૨ રોમ સતરૂને કાહાડયો બાર, પોતે ઘરમાં ચાલી નાર ૩૪૩ **દુહા**—પાસે કોઇ રાખુ નહી, પછે શુ કીધુ કામ; વાઘો ઊતારયો વેગશું, વેશ બદલ્યો તે ઠામ. ૩૪૪ આજ આ નંદ માહારે ઘણો. કીધું પોતે અસ્નાન; અતર અરજા અતી ઘણા, મુખડે ચાવ્યાં પાન. ૩૪૫ પરેમદા રૂપ પોતે ધરયું, ધરયો સોળ સણગાર; ધરાં વસ્ત્ર બેહુ ઓપતાં રૂપ તણો ભંડાર.

**ચોપાઈ** વાંઝીઆને જેમ આવે તન, બેહેરામ હરખો મન; ઝાંહોરા કઇથી આણે ઠાર; કાંહાં ગઓ પાદશાહ નીરધાર. ૩૪૭ ઘણી ખુશાલી મનમાં થઇ, તેહેનુ વરણવ શું ક રીએ અહી; ઝોહોરા સામું જોઇને રહો, તારે ઝોહોરાએ બોલજ કહયો. ૩૪૮ મહારો બેહેરામ તે કહીએ તું, તાહારી ઝોહોરા જુવંતી હું; હેવું સુણતાં રૂદીઆ લીધ, બાંહે ગ્રહીને ચુબન કીધ ૩૪૯ વસ્વી વાગા બેહેરામે ધરાં. અમલ પાણી તાંહાં રૂડાં કરયાં, કહી વીસ્તારી સરવે વાત. ઝોહોરાને જે નીપનું જાત. ૩૫૦ આજ દુઃખ માહારૂ ગયું પીઉજી તમારૂ રક્ષાણ થઉ ખાનપાન મેવા મીઠાઇ: પછે તાંહાંથી મોકલી એક દઇ. ૩૫૧ સંપુરણ દહાડા વીતા તાંહે, ઝોહોરા બેહેરામ બેઠા જાંહે ઝોહોરા કહે સાંભળરે બેહેન. ઉપજ નોપજની નહીં ચેન. ૩૫૨ સકારણ સઉ સમ જી ગઇ, હુવે બોલાનું કામજ નહીં, બેહેરામ દીઠો બહે બહુર; ખુસી થઇને રહી હજુર. ૩૫૪ બેહેરામનું રૂપ એવુંછે જેહ, ભીન ભાવ પડે નહી તે; બેઠો તખતે ભોગવે રાજ, સુખના દી વસ આવ્યા માહરે આજ પડી પેટમાં અદકી ફાળ. હલકારો બોલેછે એમ, અરે પાદશા બેઠો કેમ; બળ હોયતો આવી દેખાડ, સનમુખ રહીને કરીએ રહાડ. ૩૫૫ અસ્વારો અમીર આવ્યો અહી નગર તમારૂં છોડે નહી, સુણી વાત થયો કંપાર; નથી કરવી માહરે રાહાડ. ૩૫૬ પરધા ન પરતે બોલ્યો ધીશ. તાંહાં જઇને નામો શીશ, ખાણી આપો જે માગે મુખ, જે વાતે જેમ થાએ સુખ. ૩૫૭ પરધાન આવ્યો બેહેરામ હજુર, ફરી ગયુંછે મોહનું નુર, મોહોટો ઉમરા વ દીઠો કોએ; મસ્તક નમાવી બોલ્યો સોએ. ૩૫૮ રાય તમારા ઉપર કટો; પોતીકા જાણીને ધ્રુશે, પાદશાએ કહી વીનતી, બગાડ હમારે કરવો નથી. ૩૫૯ ખડંણી મુખથી માગો તમો હાં બેઠા મોકલીએ હમો. ૩૬૦ **દોહેરો** બેહેરામ તાંહરે બોલીઆ, ખડણીનું શું કામ હાલચુ લેના હમો નહીં, માહારેતો લેવુંછે ગામ. ૩૬૧ નગર જગાતો નહી કરૂં એજ હમારો

પોણુ, પાદશાહુને ગુજરૂ નહીં તો અલા તું કોણ, ૩૬૨ કેહે તાહારા શરદારને, આજ દીન
જોઉં વાટ; આજનો દીન જાતહી જશે; તો નીશ્ચે કરશું રાહાડ. ૩૬૩ **ચોપાઈ**
સુણી વાત કાંપો પરધાન, પાદશાહને જુજ બેહુ નારી શેવા કરે, વઈભવ નવા નવા ભોગવે.
**દોહરો** વરશ પાંચ પુરાં થયાં, તાહારે બોલ્યો બેહેરામ; હવે મન હેવું થયું જે જઈ
એ આપણે ગામ. ૩૬૫ પેમદા બેહુ પરસન થઈ, ઝોહોરાં બોલી વાણ, લશકર સાથે લીઓ ઘ
ણું કાંપે તેના પ્રાણ. ૩૬૬ **ચોપાઈ** પલક પુત્ર હુતો તેહ તખત તેહને સોંપુ તેહ
ફરવી નગરમાં તેહેની આણ, બેહેરામે તાંહાંથી કરૂ પયાણ; ૩૬૭ ઝોહોરાં શાથે બોબી શાર;
લશકર ઘણું લીધું સંઘાથ,સખ્યા ત્રણ લાખ હશતી તાણી, સામગ્રી એ પ્રમાણે ઘણી, ૩૬૮
**દોહરો** બેહેરામ બેઠો હસ્તીએ, હાથણી ઉપર નાર, તેમાં કામ કંચન તણું; આપી
ત અપરંમપાર. ૩૬૯ **ચોપાઈ** વાજાં એવાં વાજે જેહ, પ્રથવી કંપારો થાએ
તેહ; તારીફ અકકી કવી કરે; નીરમલ નીર દેખતાં ઠરે. ૩૭૦ હલકારા દોડા આવ્યા તહી
આવ્યા રાજ કચેરી માંહી, તહાર પેસી આવીતીં બાલ, લઈ કીધું પાદશાહને જાણ; ૩૭૧ આ
વ્યો ગામ જાહાં પોતા તણું, એમ જાણુંજે હમણું હાણું; એવો કોપ તે મનમાં ધરો; પાંચ
કોશ છેટો ઉતરો. ૩૭૨ પાદશા પોતે તતપર થયો, હાથ જોડીને સામે ગયો, પરધાન પુઠેથી
પરવરો; માહાજન વેપારી સહુ સચરો. ૩૭૩ **કુંડલો** આવતો દીઠો તાતને જોડા બે
હુ હાથ, બેહેરામ હેઠો ઉતરો, શનમુખ ચાલો જાણ; એથી હું પેદા થયો, એનો શહુ પરતાપ
રખે મને નમે શાહી, પછી હું કાં છુટુ પાપ. ૩૭૫ **ચોપાઈ** જઈ પીતાને લાગો
પાય, મુખ થકી બોલો વારતાએ, તમો વરશ સોળમણ સાર,હું એ ફરમાવું છઉ નીરધાર.
૩૭૬ તમ પ્રધાનની પુત્રી જે ખબણોમાં તમો આપો તેહ.અમો હમારે જાશું ઠાર. કરો સીગ્ર
લાગેછે વાર. ૩૭૭ પીરાંમ બોલ્યો તેણી વાર; જુઠું નહી બોલુ નીરધાર, પરધાન પુત્રી ઘર
માં નહીં ઇશકની મારી ઊઠી ગઇ; ૩૭૮ પરધાન બોલ્યો નામી શીશ; એ વાતતો સાચીએ
દીશ, બેહેરાંમ બોલો તાહરે એમ, અમો અધરમી કીજે કેમ. ૩૭૯ પરધાંન કેહ ઝોહોરાં મુજ
સાથ; એહેવું કહીને સોંપી હાથ, બેહેરામ પુત્ર ઉતરા શાર, કેમ ઓળખો મુજને નીરધાર; કરો
વીવાહ હમાણાં આ શમે પરણાવોને મુજને તમે, લાજ રાખુંછું તાતની; ઊગારૂ છું આ વેલા
ઘાતની. ૩૮૧ **દોહરો** નગર બાહાર વાડી વીશે; ઉતારો કરો શાર; પુતર પીતા બે
ઠા શાહી, વલી બીજો સઉ પરીવાર ૩૮૨ માતા હરખી મન ઘણું તાતને હરખ નહી માએ;
વરાગુ અઢારે તાંહાં વલી, ગીત રાગ બહુ થાએ. ૩૮૩ ભટ કરે બહુ ભાવથી, પરગટ હુવો બેહે
રામ, ગાજતે વાજતે ગામમાં, આવ્યા આપ વીશરામ. ૩૮૪ **ચોપાઈ** મલી બે
ટી સહુ ચાલા ઘેર, પરધાને વીવાની કીધી પેર, જખ મારી પરણાવી જાણ, પરથમ નહીં સ
મજો અગનાન. ૩૮૫ પાધરો પરમેસ્વર જેહનો શાહી, તેને ગાંજી સકે નહીં કોઇ. બહુ બેલ
બેલવે તહી, રખે એને મુકો કાંઇ. ૩૮૬ સાચુંછે સાહેબનુ નામ; આપણું કરૂ કાંઇ લાગે ન
હી કામ; કુવા ઊંપર ફરતી રેંટ માલ; એવો પરમેસ્વરનો ખ્યાલ ૩૮૭ ડાઈ ઊડે પવનને ભાત
એવો પરમેસ્વરનો બનાવ; પરધાન લાગો બેહેરામનેપાય, અરપણ કીધી પોતાની કનાએ.૩૮૮
તાર પછે કીધા સંજોગ; તાંહાં સુધી હુતા આરોગ; બેહુએ અબલા રાખે પ્રીત, ખાંન પાંન કરે
રૂડી રીત, ૩૮૯ સુખ આગળ દુખ બધું ગયું, તુતીએ જાહાંદારશાને કહું, એવી ધીરજ રા
ખો સાર; તારૂ કામ થાસે નીરધાર. ૩૯૦ પરમેશ્વર મેળવસે નાર, થોડા દીવસમાં આવશે
પાર; દુખની વેળા સંભારે જે પુરણ ઇશકી કહીએ તે. ૩૯૧ કાચો ઇશક કીધો જેહેને, દુખ
પડ્યુ તેની દેહને માટે તમે રાખો ધીર, જાંહાંદારશા તમે બાવન વીર ૩૯૨ બેહેરામ ઝો
હરાએ પુરી થઇ, તુતીએ સાહાજાદાને કહી; સાત વાત પણ પુરણ થઇ, ઝાંહાંદાર શાહાને

પજીરોએ કહી. ૩૯૩ વાત બારમી પુરી થઇ શાહાજાદાને તુતીએ કહી.

# વાત ૧૩

**દોહરો**—વાત સાંભળી ઝેહોરાં તણી; ન આણી મનમાં ધીર; જેમ અંધ આગળ આરસી, જેમ પથર ઉપર નીર ૮ દીલ વળગું તે નારશું બાંધું કાચે હીર, દહુ તણી સુધી ન થી, સીતળ થશે શરીર, બેહેવર બેહેવર મુખે કરે, બીજી કાંઇ નહી વાત, મોહ જળમાં પડો સહી, નહી કોઇ માનવ જાત ૩ રૂદન કરે તે આવી ઘણું અવની પછાડે કાંએ હાયે રૂદીઆને હીણુ, કોણ કરે તેની સાહે. ૪ આંખે રૂધીર અટકું ઝરે, સીતળ થઇ ગઇ કાએ, બોલ્યા તણી સુધી નથી, આકુળ વ્યાકુળ થાય. ૫ વીલાપ કરેછે અતી ઘણો; રૂદીઆ ફાટે તે રોય અરે પાપી પ્રાણીઆ, જીવે સુખ નહી હોએ ૬ શુ બેશી રહયો કાયા વીશે પાપી પ્રાણ નવ જાએ, લંપટ થઇ ઘટમાં થયો સું બેઠો કાઆ માંહે ૭ કલપના મનમાં શુકરે તે તો સરવે વ્યરથ, પરમેસ્વર કીરપા કરે, તોતો કારજ થાએ ૮ પરમેસ્વર પરી બ્રમ તુ નોધારાનો આધાર ઘટ ઘટમાં વ્યાપક તું સહી મેળવ મુજને નાર ૯ દીન કર બાનું બાશ કર સફળ દેવ તમો સાર કીરપા કરો મુજ રંકને મેળવો મુજને નાર ૧૦

**ચોપાઈ**— એમ વીલાપ કરે તે ઠાર દુખ ધરે તે મન મોજાર ધાડે રૂદન કરે છે સોએ તુતી પાંખ કરીને તાંએ ૧૧ આશના વાશના કરતી જાણ, મુખે બોલી અમરત વાણ કાચું મન કરે તું રાય તેની કામ વેલુ નવ થાય ૧૨ ધીરજ રાખવી મનમાં અતી નીશચે કામ થાશે નરપતી હુશન પરીને પરીત અપાર અંતે તે મળીઆ નરનાર ૧૩ હીમત રાખો પરથવી પતી તો તે કામ થાશે સરવથી કહે પાદશાહ મુખથી વાણ સાંભળ તુતી ચતુર સુજાણ ૧૪ કેમ પ્રીત પરીશ થઇ નરનારી કેમ મલાં શહી વીસતારીને કહો તે વાત સંભળાવો તેની વીખ્યાત ૧૫ અથ ઇતી માડી કહો તેહ, શાંભળુ રૂડો આણી સ્નેહ, દુખીઆનું દુખ શાંભળી જાણ કાંઇ ધીરજ ધરૂ નીરવાણ ૧૬ તેવારે તુતી બોલી નીરવાણ સાંભળ શાહજાદા ચતુર સુજાણ; હીંદુસતાન તણો નરપતી, તેની શોભા કેહેવાતી નથી. ૧૭ ચતુર શીરોમણ તાંહાંના લોક. સદા ખુશાલી નહી મન શોક; ઇંદરપુરી આકારે ગામ, શોભા નઉતમ ઠામો ઠામ. ૧૮ નર નારીની શુંદર કાય, વરણવ તે નગરનુ નવ થાય; તે નગરમાં સોદાગરનો તન, બતરીસ લક્ષણ નીરમળ મન. ૧૯ બુધી સીરોમણ ગુણ ભંડાર, લક્ષણ પુરણ વીસને બાર; હુસેન એવુ નામ સરવથો, રૂપ કેરો પારજ નથી. ૨૦ તેણે મનશુ કરયો વીચાર, વઇભવ કરયો મેં અપરમપાર; હવે ફકીરી લઇ સાર, દેશાંતરે જાવુ નીરધાર. ૨૧ દેસ દેશની બોલી સાર. દેશદેશનો આચાર વીચાર; દેશ દેશના નરને નાર, તે જોવા જાવુ નીરધાર. ૨૨ વસ્ત્ર આભુશણ તજીઆ જાણ, એક કફની પેહેરી નીરવાણ; સેલી સીંગી ટોપી સાર, જેષ્ટીકા તુંબી કર મોજાર. ૨૩ ફકીર થઇ નીસરીયો બાર, મુલક જોયો તેણે અપરંપાર; પાહાડ પરવત ગંગા તીર, જોતો જોતો ચાલ્યો ધીર. ૨૪ એમ કરતાં જંગલ આવ્યુ એક તેની સોભા શી કહુ છેક; એક જોજન સુધી વંન, નવ મલે ફલ પાતરાં જલ કે અન. ૨૫ રેતી તપે તાંહા અપરમપાર, શોદાગર આવ્યો તે ઠાર, અરધ જંગલ આવ્યો જેટલ, મધ્યાન કાળ થયો તેટલે ૨૬ રેતી તાં તપી સરવથી, ધરતી ઊપર પગ મુકાતો નથી; કંઠ રૂધાઓ તેના તહી, પાણી પાણી કરે છે શહી. ૨૭ ઝાહાડ જાત નહી વન, તરફડવાને લાગુ તંન; અરે પરમેસ્વર દીન દયાળ, શેવક જનની કરો પ્રતી પાળ. ૨૮ ગરીબ નવાજ તમારૂ નામ, માહા સંકટ મુજને આ ઠામ; અનેક ભકતની રાખી લાજ, એમ કરો એક મારૂ કાજ. ૨૯ એમ સ્તુતી કરે જેટલે, હરણ એક દીઠુ તેટલે; તે તણી છે સુંદર કાય, દેખી મનમાં વીશમે થાય. ૩૦ **દુહો**—હરણ દીઠ એક

આવતુ, સોભીતુ સુંદર અંગ; સોના કેરી સાંગડી, માંહે જડયાં છે નંગ. ૩૧ પગમાં ઝાંઝર સહી, ઘુઘરીને ઘમકાર; ગલે હાર મુકતા તણો, આભુશણ અપરમપાર. ૩૨ સોભતુ અતો રળી આમણુ, ચંચળ સોભે કાય; મુખ આગળથી તે ગયું, વીશમે થયો મન માંય ૩૩ આ જ નાવર આ૦યુ નવુ,આભુણ ભરીયુ કાય; તે પુઠે હુશન ગયો; આંગળ પાછળ જાય. ૩૪ હરણ ગ યુ જંગલ વીસે, નવ આ૦યુ દ્રષ્ટી માંહે; પવન સુંદર આ૦યો સહી, શીતળ આવી છાંય. ૩૫ સુંદર વાડી સોહામણી, નઉતમ ભરીઆં નીર; તે દખી ખુશી થયો, શીતળ થયુ શરીર. ૩૬ વરક્ષ વારૂ દાડેમ તણા, અંજીર ફણશી સાર, અખોડ પસતાં બદામ સહી, મેવો અપરમપાર. ૩૭ આગળ ચાલ્યો હેતશું, જોઇ વાડી ચોપાસ; છાપરી દીઠી એક વાંસની, મનમાં પામો હુલાસ. ૩૮ અગની બળે તેમાં શહી, ધુમાડો નીસરે જાણ; હુશન ખુશી થયો સહી, કોઇ માણસ છે નીરવાણ. ૩૯ માનવ કોઇ દીઠુ નહી, વીશમે પામો મન; વળી આગળ ચાલ્યો સહી, ધીર જ ધરી તે દીન, ૪૦ એવે એક ચબુતરો દીઠો સહી, સુંદર તેની શોભાય; શી ઉપમા કહુ તેહની, કેહેતાં પાર નવ થાય. ૪૧ સુના તણો તે ચોતરો, પગથારે જડાં છે નંગ; ઇંદ્રપુરીથી ઊપમા ઘણી, નઉતમ સોભા રંગ. ૪૨ તે પાછળ વાડી સહી, ચીમન ચારછે જાણ; શી શોભા કહુ તેહની, વાણી વદ વખાણ. ૪૩ કમળ ખીલ્યાં તેમાં અતી ઘણાં, ગુલાબ મોઘરો સાર; ચંબેલી ચંપો સહી, કલ્હાર. ૪૪ ગુલદાઉદી ગુલમેદી શહી, ગુલબાશનાં તાં વન. ગુલશબો ગુ લછડી સહી, સુખ પાંમો જોઇ તન. ૪૫ જાશુ શબ પોરીયાં માલતી, ગુલાબ ગલાં તણોછે છોડ; શોભા શી કહુ ગુલાબ તણી, તે દખીને પોચા કોડ ૪૬ તાંહાં સેવીતીની શોભા ગણી વનસપતી ભાર અઢાર; તાં બેઠો એક તારૂણી, નઉતમ સુંદર નાર. ૪૭ શી શોભા કહુ નાર નીં, કવી કહે રક્ષના છે એક; બુધી પરમાણે વરણવું, તે નારીનો વીવેક. ૪૮

**ચોપાઈ**—અસ્ત્રી જાણે કમલનો વરંદ મુખ જાણે પુનમકો ચંદ દાંત જાણે દાડમની કળી. અધુરનો રંગ પરવાલા વળી ૪૯ સ્તન કઠણને ઉજવળ અંગ, નારંગી સરખા બે ગાલ, કંઠ છે સુંઢ શરીખા જાણ જાણે કોટીક ઉગયો ભાન ૫૦ વસ્ત્ર તણી ઉપમાં નવ થા એ નઉતમ ચીર પેરાં છે કાએ, જાણે ઇંદ્રાણીનો અંશ, જાણે ઉરવશીનો અંશ ૫૧ જા ણે બીજી નાગ કન્યાય ચંદર સુરજ તેથી ઝાંખો થાએ જાણે કામ તણીછે દેહ દખી તારી ને ઉપનો નેહ, એક ડોસી પાશે વરધજ સહી, બીજુ કોઇ જંગલમાં નહી, નખ શીખ શોભા નીરખી નાર, વાગું તેહને મોહનુ બાણ ૫૩ બે હોશી જોતામાં થઇ, સોદાગરની સુ ધ બુધ ગઇ; વીજલી ચમકી જાએ જેમ, તે રીતે વીનતા ગઇ તેમ ૫૪ મોહ બાણ વાગયુ સરવથી પરેમનો ઘા રૂઝાતો નથી, આકુળ વ્યાકુળ મનમાં થાઅછે, ચીત મળવાને ચાહે છે ૫૫ પરથવી ઉપર પછાડે કાએ, તે ડોશી જુવે છે તાંએ, પાસે આવીને બોલી વાણ; શાંભળ પંથી ચતુર શુ જાણ. ૫૬ નીરમળ કાયા તારી શહી, જોતામા બે હોંશ થઇ, ચતુર શીરો મણ નીરમલ અંગ, કેમ થયો હમાણા ગતી ભંગ ૫૭ તારે શોદાગર ઉઠયો તાંહે જઇ ડોસી ને લાગયો પાય મધુરે વચને બોલો વાણ. તમો માતને હું સુત જાણ ૫૮ પંથી પરદશી ભુલો પડયો આ જંગલમાં આવી ચડો, નહી અનંજલ ફળને પાન એમ કરતા થઓ મધ્યાન ૫૯ બલવા લાગા મારા પાય તરશ લાગી નવ બોલાય. આ તમારૂ હરણ બાંધું જેહ, એને દરશટીએ દીઠું મેહ ૬૦ એની પુઠે આવ્યા હમો, માતાજી શંભાળજો તમો ખાધું ફલ જળ પીધુ શહી પછે શઘળી રચના જોઇ ૬૧ પછે આ નારીનુ મુખ જોયુ મોહ બાણથી મનડુ મો યુ રોમ રોમથી વાગાં બાણ નીસચય મારા જાસે પ્રાણ ૬૨ સાચી વાત બોલુ છુ અમો ખી જોતો મારી નાંખો તમો; જો રીજો મુજ ઉપર માત, તો કરો વીવાની વાત. ૬૩ વરહે થકી રેહેવાતુ નથી, મેં લજા મુકી સરવથી; તમો માતાને હું છઉ તન, નીરમળ મુજપર રાખો મન.

૬૪ **દુહા**—તારે ડોશી બોલીઆં, મેહેલ મનથી તુ મોડ; જેનો હરખ ધરીને આવીયાં, તેના પોચાડુ કોડ. ૬૫ એ નારીં ઘણી સાધવી; સતી તણો અવતાર; અલા તારાને દુપતી, તેથી નીરમળ તે નાર, ૬૬ કુવારીએ કામની, ચતુરા ચતુર સુજાણ; પીતા એનો પરાકરમી, નવ લોપે તેની વાણ, ૬૭ હુ છઉ દાશી એહની, રહુ છઉં રક્ષા કાજ; એતો વાત થાસે ન હી, નવ રેહસે તારી લાજ. ૬૮ પીતા એનો પ્રાક્રમી, ફકીર વેસે સાર; આ જંગલ એનું સહી. એના પ્રાક્રમનો નહી પાર, ૬૯ કીરપા એને માથે ઇષ્ટની, મન ચીતવ્યુ થાય; ખીજે તો પ્રલે થાય, રીઝે તો મન વાંછીત થાય, ૭૦ તુ પગે લાગો મુને, માતા કહી બોલ્યો વાણ; દયા આવી મુજને ઘણી, માટે કહુછુ જાણ. ૭૧ લાયક પુરૂશ તુ છે સહી, તપ કરો જંગલ માય; અબધુત વેશ ધરી કરી, મન સ્થીર કરી રાખો ઠામ. ૭૨ ભેદ પરપંચ હું કરીશ, તો થાસે તારૂ કામ; એનો પીતા આવસે, વાડી કેરે ધામ. ૭૩ દેખશે તુજને સહી, પુછશે આવી આંય; પછે જે કહેવુ ઘટે, તેતો કહીસુ તાંય ૭૪ જો પરમેશવરને ગમે,તો નીશચે થાશે કામ.

**ચોપાઈ**—ડોશીના એવા સુણી વચન, રાખ ચોળીને બેઠા વન અબધુત વેશ ધરીને બેઠા કાય, ધીઆન ધરે છે તે વન માંય ૭૬ ત્રણ દીવશ ગયાછે વહી, ચોથે દીવસ સાં ગ ત થઇ ફકીર જે પરીનો બાપ, તે આવ્યો ત્યાં આપો આપ ૭૭ દીઠો શોદાગર તે ઠાર, રૂપ તેહમાં અપરમપાર જાણે ચંદરમા બીજો શહી, અંતરીક્ષથી ઉતરીઓ અહી. ૭૮ ફકીર જોઈ વીશમે થઓ તહાં કોણ પુરૂશ કેમ આવ્યો અહાં, એ પુરૂશને કેમ રાખો અહી, નથી કોઇ પુછનારૂ સહી ૭૯ પુત્રી મારી ચતુર સુજાણ મેં તુજને સોપી નીરવાણ, તે તો કેમ જ ણાંતી નથી આ લોકીક દીઠુ સરવથી ૮૦ ડોશી બોલી નામી શીશ, રખે સ્વામી કરેં મુજ પર રીશ ત્રીજા દીવસની મધરાત, અંત્રીક્ષથી ઉતરા શાક્ષાત ૮૧ જાણે ઇંદ્ર તણો અવતાર જેવો ભાણુ પ્રગટો શાર, જાણે કંદરપ કેરો અંશ, જાણે ગાંધરવ કેરો વંશ ૮૨ ચતુર પુરૂસ શુભ લક્ષણ જોઈ લજા પામી અંતર પુરમાં ગઇ સત બોલુ સમ ખાઉ હુ ગુન્હો અપરાધ માફ કરોતો કહું ૮૩ કરજોડીને કહુ છુ વાત; સહુથી ડોશીની નીચ જાત, કરોધ્યન કરો સ્વામી તમો, તો જીભાએ બોલુ અમો. ૮૪ જો તમને મન ગમે વાત, તો પુતરી પરણાવો એની સાથ; પરમેશવરે મોકલ્યો અહી, ભારે પુરૂશ શોભે છે સહીં. ૮૫ સંસારમાં ચાલ્યુ સર વથી, અસ્ત્રીને સ્વામી વીના છુટકો નથી; અમો અસ્ત્રી બુધ પાંનીએ જાણ, તમો ડાહયા છો નીરવાણ. ૮૬ તમને ગમેતો કરો એ કામ; અમ શીર દોશ નહી આ ઠામ; કેહે ફકીર ડોશી શીને વાત કાંહાં બોલીશુ નરની જાત. ૮૭ લાયક પુરૂશ નીરખો શહી, એનુ મન માનેતો રા ખો અહી; પરણાવો પુત્રી એની પેર; હેત પ્રીતથી રાખો ઘેર ૧૮ પુછી પીનાને લીધા પાર, હું કાલે આવીશ આ ઠાર; એમ કહીને ગયો તે સહી, ડોશી મનમાં રીજી તહી. ૮૯ મનમાં પામી અતી ઊલ્લાસ, આવી ઉભી સોદાગરની પાસ; લાવ વધામણી બોલી વાણ, તારૂ કામ થયુ નીરવાંણ. ૯૦ ઊઠ ઉઠ તું થયો નહાલ, મારી સાથે ચાલ તતકાળ; મુજ ખાવીંદની મેહેર થઇ ઘણી, પુત્રી પરણાવે પોતા તણી. ૯૧ મેં ઊંચા નીચા નાંખ પાસ, તેને મારો છે વીસ્વાસ.

**દુહા**—આંધલા આંખ પામે સહી જેમ પાગળા પામે પગ વાંઝણીએ પુત્ર પામે સહી, રંક પામે જેમ રાજ, તેમ શોદાગર ને થઉ, શીધ થયા સહુ કાજ ૯૨ ડોસીને ચરણે નમો, હુ સેન માગે માન તમારો ઉપકાર જે ઘણો, જાણુ છુ મનમાંહે ૯૫ જીવતા સુધી કરૂ ચાકરી રહીશ આ ગામજ માંહ ૯૬ **ચોપાઈ**—એમ કરીને લાગો પાય તે નર તેની સાથે જાય આવી પહોતી ચીમનને ઠાર, તેની શોભા અપરમપાર ૯૭ મેવો વાડીમાં હુતો જેહ લાવી આગળ મુકો તેહ; હસીર એક પાથરી શાર, તે ઊપર બેઠો નીરધાર ૯૮ હવે ફકીર આવ્યો તે ઠામ, ડોશીએ જઇને કરી સલામ આજીજી કરી અપાર, સમજાવી લાવી

આ ઠાર. ૯૯ દરટી ભરીને નીરખીઓ શહી, ઘણી ખુશાલી મનમાં થઈ, સલામ કરી માંહી મા
હે શાર, બેઠા બનો પાશે તે ઠાર. ૧૦૦ સંક્ષેપે વીસતારી વાત, ખુશી થયો પરીનો તાત, ખા
ન પાન થયા અપાર; હુદીઓ મોકલો તેને ઠાર. ૧૦૧ શુભ મુહુરત જોઈને લગનજ લીધ, વી
વાહ તણું તાંહાં કામજ કીધ. સાંમગરી કીધી અપરંગ પાર પરણાવ્યાં તાં બનો નરનાર. ૧૦૨
દેશ ચાલ કુળ રીતે કરી; પરણ્યાં બેહુજણાં હેતજ ધરી સરખે સરખી બેહુની જોડ; નહી તેમાં
ખાપણ કે ખોડ ૧૦૩ બત્રીશ લક્ષણાં નરને નાર; બેહુને પ્રીત થઈ અપાર મોહેલ એક કરયો તાં
હાં શહી, નરનારી તાં વશીઆં જઈ ૧૦૪ ક્રીડા કરે તાંહાં જુવંતી જોડ. બેહુ તણાં પોતા મન
કોડ; નર નારીને પ્રીત અપાર, એની જોડ નહી સંસાર ૧૦૫ શોલે શણગાર સજે કામની; ઉ
ત્તમ ચીર પહેરે ભામની હાંસ વીનોદ કરે અપાર એક એકનું સુખ લુટી લીએ અપાર
૧૦૬ ચોરાશી આસનના ભેદ, નર નારી જાણેછે વેદ; તે આશાનથી ક્રીડા કરે, તેમ તેમના
રી મનમાં ઠરે. ૧૦૭ નર નારીને ત્રીજી દાસ ચોથું નહી કોઈ તહાં પાસ દોલત દુનીઆં
અલખે ઘણું; તે તણાં ભોગ ભોગવે ધણાં. ૧૦૮ ફકીરે સરવ આપું તહાં, બેઠા સાહેબનું
ધ્યાન ધરે સહી, મોહ માયા કોથી નવ ઠરે એમ ઘણાદીવસ સુખ ભોગવું તહી પછે શોદા
ગરે વીચારૂ સહી. ૧૦૯ દુહા—એક વારનો સમો સહી, બેઠાં નરને નાર; પ્રીત અ
તી અંતર અવ નવી, દીપક બલેછે સાર. ૧૧૦ હાંસ વીનોદ કરે સહી, તેહેનો સ્વામી બો
લો વાંણ, તુ નારી મુજ સાથરી, એક વચન કરો પરમાણ. ૧૧૧ આપણ આંહુથી જઈએ
સહી, મુજ ગરમોજાર; કુટંબને મળીએ શહી; તાંહા જઈ વશીએ શાર. ૧૧૨ માતા પીતા
દુખ ધરતા હસે, તેને એકનો એક હું તન; મેહેલ મોહોટા વાડી ઘણી; અલખે છે ધંન.
૧૧૩ તારે નારી બોલી રીઝમાં લાગી પતીને પાય તમને એમ ગમે સહી; સુખે ચાલો તાંહે
૧૧૪ ડોશીને કહું સહી કરજો પીતાને જાણ; પુત્રી જમઈ તમ તણા, સ્વદેશ ગયાં પ્રમા
ણ. ૧૧૫ ડોશીને મળી સહી હેતે આગના લીધ; નર નારી બહુ હરખસુ, પંથ કરો છે સીધ.
૧૧૬ દરવ પાશે રાખુ નહીં, દરવથી જોખમ થાય; ફકીર વેશ ધરી કરી, ચાલાજંગલ માય
૧૧૭ ચોપાઈ—એક ગામ મુકે બીજુ લે જાણ, નીસા પડે તાં રહે નીરવાણ; એમ ઘણો
પંથ કાપો તહી, એક શહેર તે આવયુ સહી; ૧૧૮ તે શહેરતણો પાદશાહ જેહ, અકલ હીણુ
વશેછે તેહ; રાજપાટ પરધાનને સાર, જુલમ તેનો અપરમપાર. ૧૧૯ બદ નજરપર નાર ઉપ
ર ઘણી, નઉત્તમ નારીનો થઈ બેશે ધણી; જખ મારી સજન શાઊ રહે, પાદશાને મહોડે કોણ
કહે. ૧૨૦ જે બોલે તેને સાથે કરે શીશ, તો નકી તેનુ છેદાવે શીશ; તે શેહેરમાં આવ્યા સ
હી, ધરમશાળામાં વશા જઈ. ૧૨૧ ખરચી પાશે નથી એક બદામ, નરનારી વીચારે તે ઠામ; ઉચા
રે અન લીધુ તે શાર, જમયા બંનો નરનેનાર. ૧૨૨ નચીત બેઠાછે તે જાગ, નારી સ્વામીને લા
ગી પાગ; દરવની ચીંતા કરશો નહી તમો, ભરત સુંદર ભરૂછુ અમો; ૧૨૩ નવ રંગનુ રેસમ
જે, શપેત વસ્ત્રમાં ભરૂ તે; જેવી વાડી પોતાની તાં. તેવુ ચીતર ચીતારૂ પટમાં. ૧૨૪ જાણે ભ
મર ગુંજાર કરે, દેખી સહુનુ મુખડુ હરે; જાણે ચાંદરણું ખીલી સાર, તેની સોભાનો નહીપા
ર. ૧૨૫-મોર બપઆને મેના સાર, કોએલ જાણે બોલે કાર, એક રાતમાં ભરાઓ સાર; સુંદર
રૂમાલ કરો તઈઆર. ૧૨૬ પરાતશકાળ થયો જેટલે, સવામીં પ્રતે બોલી તેટલે; આ રૂમાલ
તમો ગુણવાન, ચઊટામાં વેચો ચતુરસુજાણ. ૧૨૭ દરવ વેચી કરી લાવજો, એક ઘડીમાં આ
વજો; જળ વીનાની જે માંછલી, તેમ તમ વીના પરાણ જાશે ટળવળી. ૧૨૮ જો ઘડી અટકી
થશો, તો પરાણ મારા નીશ્ચે જસે; પરમેસવરની તમને આણ, ખોટી નવ થાશો નીરવાણ.
દોહેરો—માગા શીખને ચાલીયા, આવ્યા તે બજાર; ઝાલી છેડા ઉભા રહયા, જાણે ગુણ
ભંડાર ૧૩૦ અધીક રચના તેમાં સહી, તેમાં સોભે નવ રંગ; નગરના લોક જોઈ કહી, આનંદ

પામશા અંગ. ૧૩૧ લોક જુવે તાં અતી ઘણા, એવે આવ્યો તાં પરધાન; દીઠી શોભા તાં અનવી, લઇ ગયો મરડીને બાંહય. ૧૩૨ કાંથી રૂમાલ લાવીઓ ચોરી કરીને જાણ; બાંધો તાણી મનાવી કરી, ચોરીનુ છે નીરવાણ. ૧૩૩ શેવક એવુ સાંભળી, લઇ ગયો તેનો વાર; બધીખાને ઝાલો શાહી, તે ઘડી તે ઠાર. ૧૩૪ એક ખાસદાર વજીર તણો, રેહેછે શેહેરની પાસ તેણે દીઠી નારને, બેઠો રૂદેમાં જઇ વાસ. ૧૩૫ એ નારી મુજને મળે, તો હુ લહાવો લઊ; નહીતો પરાણ મારા તજુ, દેહતોં સમરપી દઊ. ૧૩૬ તે આવ્યો વજીર કને, બોલ્યો મધુરા વાણ; એ ભરનારી, રૂમાલની, મેં દીઠીછે જાણ. ૧૩૭ આફ મેહેતાબ મેતાબસી, જાણે દીપની જોત; તે નારીછે તેહની ઉદકાર ઉદોત. ૧૩૮ ઘા લાગો મુજને સહી, વ્યાકુળ થઇ મુજ દેહ; રોમ રોમથી વાપીઓ, કાઆ પ્રતે કામ. ૧૩૯

**ચોપાઈ**—વજીરે આવી સાંભલી વાત, લપટાની છે એની જાત; મોકલા શેવક તાં દશ વીશ, તેહેને બાંધી લાવો આ દીશ ૧૪૦ જો ખુશીથી નવ આવે નાર, ચોટલો ગ્રહી લાવો આ ઠાર; એ સાંભલી અનુચર ગયા ધરમ શાળામાં ઊભા રહા. ૧૪૧ દીઠી નારી તેણે ઠાર; ઝાલો કર નવ લાગી વાર; ચાલ પરધાન તેડે છે સહી ભાએગ તારૂ ખોલીયુ અહીં, ૧૪૪ નારી કહે મોહોટો ઉતપાત, હુનડી આવુ તારી સાથ; બુમ પાડતી નીકલી બાહાર, અનુચર બોલો તેણે ઠાર. ૧૪૩ કોઇ મોહોટાની નારી સહી, ફકીરશુ નોકલી આવી અહીં; એમ કહીને બંધન કરી લઇ ચાલા વેગે સુદરી. ૧૪૪ તે નારી બહુ કરે વીલાપ, ત્રાહે ત્રાહે કરે વીલાપ; કેશ ઝાલી ને કહાડી સહી, શરીર તણી સુધ નહી ૧૪૫ દુસ્ટ ખુની દુસાસને કરી, દરઉપતી ને જેમ ગ્રહી; તાંણી ભુંતો શભા મેજાર, તે રીતેતે લાવો નાર. ૧૪૬ લાવી શભામાં ઊભી કરી, શેવક વાણી ઓચરી; જે કામ ફરમાવુ જાણ, તે નારી લાવો નીરવાણ; ૧૪૭ તાહરેપરધાન બોલો તહીં; જાઓ મોહોલમાં રાખો શાહી એવુ સાંભલુ શેવક તેણાવાર મોહોલ મધે ઉતારી નાર. ૧૪૮ સભા થકી ઊઠો તતકાલ, મનમાં ઘણો થયો ખુસાલ; આવી ઉભો નારીની પાસ, હેત પ્રીતની કીધી હાશ. તમો નારી નહી તેહની જોગ; મુજ સાથ ભોગવની ભોગ; રતન રંકની કોટે કહી, રાજ ઘર તે સોભે સહી. ૧૫૦ જો મારૂ કહયુ માને નહી, તો ફકીરને મારૂ જઇ; પછે તને રાખુ સરવથી, મને કોઇ પુછનાર નથી. ૧૫૧ તારે નારી બોલી વાણ, એક વચન કરો પરમાણ; કાલે કેહેશો તે કરસુ કામ, આજ માફ માગુ આં ઠામ. ૧૫૨ કોમળ વચન સાંભળી કરી, વારૂ કહી ચાલ્યો મન ઠરી; એ વાત અહીઆંથી રહી, ચરવાદરની શી ગત થઇ. ૧૫૩ **દુહો**—ચરવાદર વજીર તણો, તેણે દીઠી નાર; ચાડી કીધી વજીરને પસતાયો મનમાંય. ૧૫૪ ધીક અવતાર મારો સહી, મેં કરૂ કીધુ કામ; વજીરને ઘાલી મોહમાં, આવ્યો તેણે ઠામ; ૧૫૫ જો નારી મુજને મળે, ચતુરશી શેમાણ કાએ; તો જીવુ સફળ સહી, નીકર જવુ વન માંહે. ૧૫૬ ધીરજ ધરીને નીશરયો, તકશાર વેશે તે દીશ, મહોલ તલે ઊભો શાહો; ફરે વાર દશ વીશ. ૧૫૭ નારી આવી બારીએ, દુખ ધરતી મન જાણ; વાણામાં અન્યા થશે, માટે હમણે તજવા પ્રાણ. ૧૫૮ મુવા સમાને દુખ નહી, મુવા સમાન નહી શુખ; મુવા પાછળ જોવુ નહી, જીવામાં ઘણુ દુખ. ૧૫૯ એવુ તે મનમાં ધરી, જુએ બારીએથી ચોપાસ; હેઠો પુરૂશ દીઠો શાહી, નારી પામી ઉલાસ. ૧૬૦ તેણે દોર નાખીઓ, આવ્યો બારી મોજાર; નારીએ નકી કરયુ, હુશેન નીસરયો બાહાર. ૧૬૧ દોરડે વળગી તારૂણી, હેઠી ઉતારી જાણ; આગળ પાછળ ચાલીઆ, નગર બહાર નીરવાણ. ૧૬૨ **ચોપાઈ**—આગળ નરને પાછળ નાર, ગફલતે ચાલા તે ઠાર; વજીર તણોછે ધીક અવતાર, ચાલ્યા જીવ લઇનીરધાર; ૧૬૩ પાછળ નારી રડવડતી જાએ, મહા દુખ પામીછે કાએ. અરે સ્વામી ઊભા રહો જાણ, મારો પરાણ જાસે નીરવાણ. ૧૬૪ મુજ ચરણ

થાકયા સરવથી, ધરતી પર પગમુકાતો નથી; તે નર જાણુ બોલ્યુ વાણ, તો મુજને ઓળખે નીર વાણ. ૧૬૫ વીલાપ કરતી ચાલી નાર, તે દુસ્ટને દયા નહી લગાર; એમ કરતાં થઓ પરભાત, નારીએ દીઠો નર વીખ્યાત. ૧૬૬ ભુત જેવો દીઠો તહી, તન મનથી દાઝી શાહી; એ નારીની બુધ પાનીએ વશી, હુસન જાણીને આવી ધશી. ૧૬૭ એતો કરમે છાજે નહી વાત, હવે દ હની કરવી ઘાત; કંઠ રૂંધ્યો તેનીવાર, મુરછા પામી તેણે ઠાર. ૧૬૮ ઘટીકા ચારે સુધી થઇ, હુસન હુસન પોકારે તહી; એવે આવ્યો એક અસવાર, સાંઢણી બેશીને શાર. ૧૬૯ ચારવાદ રે જાણુ તહી, વજીરનુ લશકર આવ્યુ અહી, જીવ લઇ નાઠો તે જાણ, એક ખેતરમાં પેઠો ની રવાણ. ૧૭૦ નારી એકલી દીઠી તહી, સાંઢ રાખીને પુછે સહી; કેમ એકલાં વનમાં નાર,આ વવું પડુ છે આણે ઠાર. ૧૭૧ આવો સાંઢ ઊંપર બેસો સહી તમો કહેશો તાં મુકશુ જઇ; નારી મન વીચારી તહી. કરમે લખુ ભોગવીએ સહી. ૧૭૨ એની શાથે જાવુ સરવથી, અહી બેઠે છુટક બારો નથી; એવો વીચાર કરીને તહી, સાંઢ ઊપર બેઠી તે જઇ. ૧૭૩ બેઠી સાંઢે ને અતી ઊંદાશ, નારી નઊતમ બેસારી પાસ; રબારી મુખે બોલે વાણ, સાંભળ વીનતા ચતુર સુ જાણ; ૧૭૪ ધન ભાગ તહારૂ આ દીસ, હુ સરખો સવામી તુ સીશ; એકસઠછે મારે ઘેર, પરમેસવરની મોટી મેહેર ૧૭૫ તણ નારી મારે જાણ, તે નારી ચાકરી કરશે નીરવા ણ; આવી નારી સુંદર કાએ, ધીકાર તે નરને મુકી જાએ. ૧૭૬ તરણાનો મેરૂ ને મેરૂનો તરણ, નારી અકલક શરણાસરણ; મુઢ મુરખનો ચાતુર થાઅ, ચાતુર વીદયા વાનની બુધો જાણ. ૧૭૭ એમ ખુશી તે થતો જાઅ, ચરવદારને મન દુખ ન માય; જુવેતો સાંઢે બે ઠી નાર, તીરવા બે ગયો તે ઠાર. ૧૭૮ પરધાન કેરૂ માણસ નહી, અતરાપી લઇ ચાલે સ હી; પુઠે ચાલ્યો તેણીવાર, બુમો પાડતો અપરમપાર. ૧૭૯ જુલમ આવો પ્રથવીમાં થાયછે, મુજ નારીને લઇ જાએછે; એવો દીવસ પહોર ચડો સહી, વજીરને અમર કોટવાલે કહી. ૧૮૦ મોહોલમાંથી નાઠી નાર, દારબાંથી ઉતરીછે સાર; એમ સાંભળી ચડી મહારીશ, ધુણાવીને બો લો શીશ; ૧૮૧ આપણા ચોરને રાખે કોણ, ફરવી નગર બધામાં આણ; પણ તે નારીની નવ લાગી ભાળ, પછે આપ ઊઠયો તતકાળ. ૧૮૨ પગલાં કાઢયા તેણે જાણ, તે દશા રૂપ એક આ ણ; દશ મજલ ચાલો સરવથી, સેના કેરો પારજ નથી, ૧૮૩ દીવસ પાછલો ઘટીકા ચાર, દીઠી સાંઢ ઉપર નાર; દાડયા અસવાર તાંથો દશ બાર, ગામને પાદરે ઘેરી નાર; ૧૮૪ સોરબકોર થ યો છે તહી, તે શહેરનો પાદશા આવ્યો તહી; ફરીઆદ ફરીઆદ સાંઢવાલીએ કહુ, તે પાદશાહે કાને લહુ. ૧૮૫ **દોહરો**—તે સહેરનો પાદશાહ, મહા સતવાદી તે, અસત અન્યા તેને નહી, ઘેર ધરમ તણી ધજાએ. ૧૮૬ શીકાર રમવા સેહેરથી, નીકળ્યોછે બાહાર; દીઠો તમાસો અવ નવો, મનમાં કરે વીચાર; ૧૮૭ એવે ચરવદર આવીઓ, પાદશાને કરી સલામ; તુજ શરણ આવ્યો શાહી, ઇનસાફ કરો આ ઠામ. ૧૮૮ આ મારી નારી શાહી, પરણી પ્રીતે શા ર, તેડી લાવ્યો પીઅર થકી, હેત ધરી અપાર. ૧૮૯ મારગમા ચાલતાં થાકી શાહી, દુખ પામી અપાર; એવે રબારી આવીઓ, સાંઢ ઉપર અસવાર. ૧૯૦ એ એક રૂપઈઓ આ પી કરી, ભાડુ કંરયુ મે જાણ; ઊંપર બેસારી કામના દરવ્ય ખરચી નીરવાણ. ૧૯૧ હવે ઘ ણી થઇ બેઠો શાહી, વશ કરી મુજ નાર; ઈનસાફ કરો ખરો તમો, છો ધરમ તણો અવતાર; ૧૯૨ તારે પાદશા કોપીઓ, તેડો રબારી જાણ; આપ એની કામની નહીતર ખોશે પરાણ. ૧૯૩ એવાં કામ તુ નીતે કરે પરનારીનો ચોર; તીરનખાજી તને કરૂ, તે કામ કરૂછે ઘોર. ૧૯૪ તારે રબારી બોલીઓ, મન ગમે તે કરજો કામ; એતો મહારી તારૂણી, હુ છુ એનો સ વામ. ૧૯૫ એતો તશકરછે શાહી, વાહાણનો થઓ મુજ પુઠ; એનુ કામતો થયુ નહી માટે બો લે છે જુઠ. ૧૯૬ એ થકી બીતો નથી, હુ સાંઢેકુ અસવાર; આપ પરધાન પુઠે થઓ, લઇ

જશે મુજ નાર. ૧૯૭ સોભાવંતી છે સતી, એ નારીને હુ કંથ; વાટે એની નજર પડી, લા ગુ થએો છે પંથ. ૧૯૮ તમો સતવાદી સાહા સહી, ધરવ ધોરંધર પ્રીશ; એ પુઠે બને થ યા; તમો ઇનહાફ કરો આ દીશ. ૧૯૯ તારે પાદશા બોલીઓ, પરધાન શુણો નીરવાણ; સાચુ બોલો શલક્ષણા, એતો કીની નાર. ૨૦૦ તરે પરધાન બોલીઓ, સાંભલો શાહા આ દીસ; એ લોંડી છે અમ તણી, નીકળી આવી આ દીશ. ૨૦૧ સોધતો ફરૂ વીદેશ સહી, દીઠી અમે આ ઠામે જો આપો તમે સહી, તો રૂડાવેવાર. ૨૦૨ નહીતર એને મારશુ, અમારો ચોરછે જાણ; લઇ જાશુ એ નારને, શાચુ બોલુ વાણ. ૨૦૩ પાદશાહ મન વીસમે, નહી લોંડીનો જાત; નહી ચોર ની નહી રબારી તણી, વીસમે સરખી વાત. ૨૦૪ એક કહે માહરી, બીજો કહે મુજનાર,ત્રી જો કહે એ માહરી દાશીછે નીરધાર. ૨૦૫ ચોપાઈ—એ વાત મળતી નથી, પાદશાહ વી ચાર કરે સરવથી, નારીનુતો એકે મુખ, હાવાનલસુ તેને દુખ. ૨૦૬ અંતર આભમાં પેસે જેમ નારી ઝાંખી થઇછે તેમ, કુળ સુધ દીશે કન્યાએ, વીશમે વાત કાંઇ છે અન્યાએ. ૨૦૭ પોતેચા કરસુ બોલ્યો વાણ, આ નારી મોહોલ ઊતારો જાણ, કરી ચીતા નવ કરસોનાર, પાદશાહ વા ણી બોલયો તે ઠાર; ૨૦૮ સાચાનો બેલી સાહેબ થશે, જુઠા હાથ ઘસીને જશે; પેલા ત્રણશુ બોલ્યા વાંણ જાઓ સભામાં બેશો જાણ. ૨૦૯ કચેરીમાં બેસો જઈ શીકાર રમી આવુછું ત હી, મુજ નગરમાં અનથા નવ થાએ, સાચાને આપીશ કનયાએ. ૨૧૦ એમ કહી શીકારે જા એ; તરણે જણને ઘાલ્યા પડત ખાના માંહે, પાદશાહ ફરીને આવયા જાણ, મોહોલમાંગયાની રવાણ ૨૧૧નારી ઊતારી હુતી જે ઠાર, તાંહાં પોતે આવ્યા નીરધાર; બેઠા કહીને બોલ્યા વાણ, બેહેન તું છે ચતુર સુજાણ. ૨૧૨ અથ ઇતી માંડી કહો તમો, તે કાને સાંભળીએઅ મો; કોણ સ્વામી કહુ તમ ગામ, કેમ આવ્યાં તમે આણે ઠામ. ૨૧૩ તે સરવે માંડી કહોવા ત, તોતો સરશે તમારૂ કામ; તારે નારી બોલ્યા તે દીશ, પાદશાહને નામો શીશ. ૨૧૪ તમે પુ તરી કહીને બોલ્યા વાણ, તોતો વાત દુખની કહુ જાણ; હુસન નામે ખાવન મુજ સરવથી, તેની નારીછું હુ સહી. ૨૧૫ ઘેર અમારે જાતાં સહી, મારગમાં શેહેર આવ્યુ તહી; તે ગામ માં રહ્યાં નર નારી, પણ દરદ નથી લગાર. ૨૧૬ રૂમાલ પાસે એક હતો સહી, મુજ ખાવ નને આપો તહી; આ વજીર તે ગામનો જાણ, જુલમ કરો લીધો નીરવાણ. ૨૧૭ ચોરીની ચલવી આણ, હુસેનને કેદ કરયો તતકાળ; આ ચોર એનો ચાકર સહી, એને ગુજને દીઠા તહી ૨૧૮ વજીરને જઇ કહયું સાર, મુજને બાંધી લઈ નીરધાર; મેલ મધે રાખી શહા, એમ કરતાં નીશા અંધારી થઇ, એનો ચાકર થઈ આવ્યો ચોર, બારી ઉપર નાંખો દોર; તે મેં જાણ્યું હુશન આવ્યો સહી, દોરે હેઠળ ઉતરી સહી. ૨૨૦ ગઠલતે હુ ચાલી વહી, એવે પ્રાતુસકા ળની વેળા થઇ; દીઠો ચોરને દાઝુ મન, એટલે રબારી દીઠો વન. ૨૨૧ એણે બેસાડી ઊંટે સ હી, એટલે વજીર પુંઠે આવ્યો વહી; એતો મારા દુખની વાત, મેં તમને કરી વીખ્યાત. ૨૨૨ મુજ ખાવન મેળવો શહી, તમે મુજને પુતરી કહી; નહીતર મારા તજુસ પરાણ, ઇશ્વર આંણ એ સાચી કહુ વાણ. ૨૨૩ જથારથ હુતી તે કહી, પરમારથ કામ તમારે કરવુ શહી. ૨૨૪

દુહા—સાંભળી વાતતે નારની, વીસમે પામો મન; આસના વાસના કીધી ઘણી, આપો રંજ બોલન. ૨૨૫ ચીંતા મનમાં પામો ઘણી, એ નારી કોની નહી જાણ; નીસચે કરૂ મન મા હેરે. ખુબી નીધી નીરવાણ. ૨૨૬ એવું વીચારી પાદશાહ, આવ્યો મેહેલની માંય; દાશીઓ સુ દર દીઠી ઘણી. નકોમ કે શોભાય ૨૨૭ શુંદર ચતુરાં કામની, તેડી તે માંહાં સાથ; સાણગા ર શોલે સજાવીઆ, વસ્ત્ર અનોપમ સાર. ૨૨૮ નારી નવ જેમન કરી, રાખી મોહોલ મોજાર; પોતે શભામાં આવીઓ, ક્ષણુ ન લાગી વાર. ૨૨૯ કાજી કોટવાળ પટેલીઆ, શેઠ શાહુકાર સ હુ આવ્યા; ભરાઈ કચેરી બેઠા સહુ; પાદશા બોલ્યા વાણ. ૨૩૦ તસકરને તેડો સહી, આણી

કુમે જાણ; એકાંતે તેડી કરી, બોલ્યે મુખે વાણ. ૨૩૧ ઇનામ મેં કરયો સહી, નીશચે કરી તારી નાર, એધાણીએ ઓળખો, બેઠી મોહોલ મોજાર. ૨૩૨ હાથ ઝાલી તે લાવો સહી, ઓલખીને આ દીસ; બીજી નારીને લાવશો, તો નીશચે છેદુ શીશ. ૨૩૩ તસકર ગયો તે મોહોલમાં, દીઠી ચતુરાં સાર; ઝાલો કર એ નારને, કઉતક સરખી વાત. ૨૩૪ સંગે લઇ તારૂણી, નીકળીઓ લઇ જાણ; વાહાણુ વાતે બીજાને ગઇ, મુખ નવ દીઠુ નીરવાણ. ૨૩૫ લાવીને શભામાં ઉભો રહો, એતો મારી નાર; સાંઢે બેસાડી અમો, થાકી અપરમપાર, વારૂ કહી રાખો મોહોલમાં ચોકી મુકી તાંહાં સાર. ૨૩૬ વાહણુ વાતાં આપશુ, એમ કહી રાખો ઇ ઠાર; પછે ચરવાદારને તેડીઓ; આવીને કરો સલામ, પાદશા વાણી બોલીઓ, તું સાચો આ ઠામ. ૨૩૭ જાઓ મોહોલમાં રાખી તુજ તારૂણી, બેઠી સહીઓ માંય; એધાણીએ ઓળખો, લઇને આવો આંય. ૨૩૮ અસવવાળો હરખીઓ, આવ્યો મોહોલની માંય, સુંદરી નારી સલક્ષણી, ગરહી જઇને તાંહે. ૨૪૦ આતો મારી તારૂણી નખ શીખ નીરખી કાય, પાદશા કહે રહો મોહોલમાં વાહાણે આપીસ આગનાય. ૨૪૧ એમ કહીને કેદ કરયો, ચોકી મુકી જાણ; પછે તેડો વજીરને, બોલો મુખથી વાણ. ૨૪૨ ભલા માણસ તમો સહી, નીસચે તમારીએ દાસ. એધાણીએ ઓળખો, જાઓ બેઠીછે દાશી પાસ. ૨૪૩ કીંકરીઓમાં રમે. ઓળખો ચતુર સુજાણ; કર ઝાલી લાવો કામની, બોલો એવી વાણ. ૨૪૪ વજીર એવુ સાંભળી, આવ્યો મોહોલ મોજાર; દરસે દીઠી નારને, મનશુ કરયો વીચાર. ૨૪૫ એક ચતુરાં સુંદર કામની, સોલ વરસ ભરપુર, કર ઝાલ્યો તેનો સહી; આવો શભામાં અનુપ ૨૪૬ આ લોંડી મુજ તણી, નીકલી આવી જાણ; એધાંણીએ સરવે ઓળખી, નીશચે માનો પરમાણ. ૨૪૭ પાદશા વાણી ઓચરે, મુકો હમણાં નાર; વાહાણુ વાતે આવજો, હુ આપીશ તતકાળ. ૨૪૮ **ચોપાઈ**—ત્રણ જુઠા પડીઆ જાણ, એની નારી નથી નીરવાણ; એની હોયતો ઓળખે શહી, જુલમ કરીને લાવો અહી. ૨૪૯ એમ કરતાં થયો પરભાત, પાદશા મન વીચારે વાત; શેવક પ્રત્યે વાણી કહી, પેલા ત્રણને બાંધી લાવો અહી. ૨૫૦ બે જણને ખર વાહન કરી, બધા શેહેરમાં ફેરવો ફરી; જે કુરતે ભોગવે કાય, એતો પરમેશવરને ઘેર નાય. ૨૫૧ કાઢો મુકયા ગામની બાર, પછે પરધાન શુ બોલ્યો તે ઠાર; તારા જુલમ તણો નહી પાર, સુળી ઉપર ઘંલુ આ વાર. ૨૫૨ જો જીવાની આશા હોય, તો હુસેનને તેડાવો સોય; તે આવેતો મુકુ જાણ, નહીંતો તારા લેઉં પ્રાણ. ૨૫૩ એમ કહી ઘાલ્યો હેડ મોજાર, પડયો હેડમાં કરે વીચાર; પારકા મુલકમાં નહી મારૂ જોર, એકતો હું કહેવાયો ચોર. ૨૫૪ માટે હુસેનને તેડાવુ શહી, નહીંતો મુજને મારે અહી; એવો મનશુ કરયો વીચાર; કાગળ મોકલ્યો તેણીવાર. ૨૫૫ હુસેનને મોકલજો આંય, નહીંતો મારા જાશે પ્રાણ; કાશદ આવ્યો તેણે ઠામ, જઇ પાદશાહને કરી શલામ. ૨૫૬ પત્ર લઇને આગળ ધરૂ, પછે મુખ ઊચારણ કરૂ. જવાબ લખી મુજને આપો જાણ. નહીંતર તેના જાસે પ્રાણ. ૨૫૭ વેગે પત્ર મોકલ્યો શહી. વજીર કેદમાં પડો તહી; વેગે હુસેનને કાઢો બાહાર, કાશીદ શંગ આવ્યો તે ઠાર. ૨૫૮ પાદશાને અરજ કીધી જઇ, વજીરને છોડી મુકો તહી, હુશનને દીઠો તેણી વાર; મોહ પામો પાદશાહ શાર. ૨૫૯ તેડી લાવ્યો મોહોલ મોજાર, મેલાપ કરો તે નરનેનાર; વીજોગનો શંજોગ થયો; પાદશાહ તારૂ હોજો કલ્યાણ. ૨૬૦ સોલે શણગાર આપા નારને જાણ, હુસેનને વસ્ત્ર કરયાં નીરવાણ; નર નારી વલાવ્યાં તાંહે, આનંદ તેને અંગ ન માય. ૨૬૧

**દોહરો**—માગી શીખ પાદશા તણી. અમે જાશુ અમારે દેશ; શુભ શુકન જોઇ કરી, પંથ કરો પરવેશ. ૨૬૨ દીવશે મુકામ કરે શહી, રાતે ચાલે નરનાર; રખે કોઇ દુશમન મળી, વધન કરે આ ઠાર. ૨૬૩ ધારૂ કોઇનુ થતુ નથી. કરમે લખયુ તે હોય, ટાલુ કોઇનુ ટળે નહી;

ખુ; ભોગવી શોએ ૨૬૪ નગર એક આવ્યુ શાહી, શુંદીર શોભા સાર; ઘર એક ભાડે લઈ
કરી, વશીઆ નરને નાર. ૨૬૫ નરનારી બહાર નવ નીસરે, રહેછે ઘર મોઝાર; સેવા કરે સવા
મી તાણી, આનંદ વીનોદ અપાર. ૨૬૬ ચરાણ તલાસે પીઉ તાણા, ઓછંગે બેશે જાણ; કંઠે હા
થ ઘાલી કરી, ચુંગન કરે નીરવાણ. ૨૬૭ એક માસ આ નગરમાં શુખ ભોગવીએ કાએ; પછે
આપાણે જઈએ દેશમાં, કુટંબ મેળાવો થાય. ૨૬૮ ખાનપાન નાના વીધ કરે, રોગ આળાપે સા
ર; પતીં આગળ પરેમથી, તાંન મેળવે નાર. ૨૬૯ ચાર દીવસની ચાંદરાણી ઘોરઅંધારી રાત;
તેવી વલે એની થઇ, હુ કહુ વીસતારીને વાત. ૨૭૦ તેનો પાશે એક વાણીઓ, દુકાન માડે જા
ણ; શોદા સરવે વેચે શાહી, તાં ચોરી થઇ નીરવાણ. ૨૭૧ સભા શાંજની વેળા થઇ, દીપકવડો
કરી દીધ; લઈ ગલો ને નાસીઓ, કામ કરૂ તેણે શીધ, ૨૭૨ બુમ પાડી તે વાણીએ, મટ્યાલો
ક દશવીશ; ચોર પેદા નવ થયો, રહયો કુટોને શીશ. ૨૭૩ વળી બીજે દીવસે સહી, બેઠો દુકા
ને તાંહે, તસકર દીવો વડો કરી. લઇ ચાલ્યો મરડી બાંહે. ૨૭૪ શોર બકોર થયો ઘાણો, કરયુ
કોટવાળને જાણ. ચોર ચોરી જાએ સહી, શમી સાંજે નીરવાણ. ૨૭૫ ચોકી મુકી ચોદશ, ફરેફ
રે ગીસ અપાર; તસકરને જાલવા તાણો કરસે સરવે વીચાર. **ચોપાઈ**—ચોથા દીવશનો
થઓ પરભાત; વાણીએ મન વીચારી વાત; જોઇ આવુ આજતો શુ થાયછે, કહી પેરે ચોરી થા
યછે. ૨૭૭ માંડી દુકાનને બેઠો સહી, ઘાણી ઘરાકી આવી તહીં; ઘટીકા એક દીવસછે સહી, હુ
સન બજારમાં નીકલો તહી. ૨૭૮ ફરતો ફરતો આવો તહાં, નેસતીની દુકાનછે જહાં; ગરેહ તે
ને ઘેરે નીરવાણ, જુઠ્ઠુ આળ ચડુ તે જાણ. ૨૭૯ સોદા લેતાં કજીઆ થઓ, વાગો હાથને દી
વો ગઓ, વાણીએ બુમ પાડી તેનીવાર, ચોર ચોર એમ કરો પોકાર. ૨૮૦ ફરતાં ફરતાં મા
ણસ હતા જેહ, બાંધી કરી લઇ ચાલા તેહ; તાણ દીવસ થયા ચોરી તુ કરે, તારે પાપથી રગે રમે
૨૮૧ એમ કહીને મારો માર, લઇને ઘાલ્યો હેડ મોઝાર; સાત દીવસ સુખ ભોગવુ કાએ; વળી તે
ના દુખનો પાર નવ થાએ. ૨૮૨ ત્રાહ ત્રાહ કરે પોકાર, વળી ભોગ મહારા આડાર; વગર ચો
રીએ આવુ આળ, મુજસીર બેઠી મોટી ગાલ; ૨૮૩ શુને શામને સાચે જુઠ; દુરાચારી બો
લસે પુઠ; મુજ નારીની શીગત થસે, વાણુ વાતે તેના પરાણ જશે. ૨૮૪ મારી વાત સાંભળશે
તેહ, નીસચે તેનો પડસે દેહ; નકી દુખ ધરસે તે નાર, પરમેશવર મુકાવે પાર. ૨૮૫ તુતી વા
ણી બોલી તે ઠાર, શાંભળ સાજાદા મનમોઝાર; પછે તેને વીતુ જેહ, તે શહુ માંડી કહુછુ તેહ.
૨૮૬ હુશન નહી આવ્યો તે રાત, એમ કરતાં થઓ પરભાત; નારી વીચારે મનમોઝાર. ૨૮૭
હુશેન શોધી કહાડુ આ ઠાર. કોઇથી કપટ થશે સરવથી, હુ બહાર નીકલા વના પારજ નથી
જો વશ રાખીશ મારૂ મન, તો સરવે જખ મારસે જન; પરાણ નારી નવ લેવાએ, હેવી હી
મત રાખીતે જાએ, મારૂ મનડુ રાખીશ ઠામ, તો જખ મારેછે બાધુ ગામ. ૨૮૯ એમ ધીરજ
રાખી કરી, નીકલી સોધવાને શુંદરી; માલાણ રસતો જોતી જાણ, ગલીકુચી જો આ નીરવાણ;
હુસેનનો ભાલ લાગી નહી, પછે બંધીખાને આવી શાહી. ૨૯૦ **દોહેરો**—જુએતો
ચોર દશવીશછે, બેડી પેહેરીછે માંએ; તે મધે હુસન સહી, દુખીઓ દીઠો કાએ. ૨૯૧
નજરે નજર મલી સહી, રૂદીઆમાં વાગુ બાણ; મુરછા ખાઇ બંને પડયા, પરથવી ઊપર
નીરવાણ. ૨૯૨ તારે કોટવાળે દીઠી સહી, નારી રૂપ નીધાન; મોહો પામો મનડા વીખે, દી
ધુ આદરમાન. ૨૯૩ કમળ નેણી મરગલોચની, કેમ આવ્યા આહાં જાણ, કોણ કારાણ ધ
રતી ઢળી, સાચી બોલો વાણ. ઇશવર આણ સાચુ કહે, આ વેળા આ દીશ; જુઠુ બોલો મુ
જ આગલે, તો પાપ તમારે શીશ. ૨૯૫ તારે નારી ઓચરી, મુજ ખાવંદ આ જાણ; વગર
વાંકે ચોરી ઠરી; બેડી ઘાલી નીરવાણ. ૨૯૬ સોલે શાણગાર આપુ સહી, વળી આપુ ચંદનહા
ર; મુજ ખાવંદ મુકો તમો, તો હુ માનો તમારો પાડ. ૨૯૭ તારે કોટવાળ બોલીઓ, નવ રહુ

મનમાં ધીર; જીવ કોહોતો હાજર કરૂ, સોપો મુજ શરીર. ર૯૮ એક વચન મારૂ સુણો બોલ તાં આવે લાજ; એક રાત રંગે રમે તોતો સારૂ કાજ. ર૯૯ સોળ સણગાર નથી જોઈતાં, નથી જોઈતો તારો હાર; સહેજમાં સવામી આવશે, કહુ કરો એક વાર. ૩૦૦ નારીએ વારૂ કહુ તમે આવજો મારે ઘેર; નીશાની આપી કરી, પછી ચાલી ઉલટ ભેર; ૩૦૧ એટલે કાજી તે ગામનો, બેઠો બારી મોઝાર; નજર દીઠી તે નારને, બોલાવી તે ઠાર. ૩૦૨ ચતુર સુંદર કામની સું આડા અવળા ધાઓ: મનમાં દુખીઆછો વળી, ચંત નીચીંત સું ચાહો. ૩૦૩ નારીઓ લી હેતથી, સાંભળો કાજી આ દીશ; મુજ ખાવંદ ગાલો સહી, ચોરી ચડાવી શીશ. ૩૦૪ મહોટા માણસતો સહી, કરો હમારૂ કામ, જો કહોતે આપુ અમો, મુકાવો મારો શામ. ૩૦૫ નારી દીઠો નેહશુ, વાગુ રૂદેમાં બાણ; કાજી ફુલ લંપટ થઆ, બોલ્યો મુખે વાણ. ૩૦૬ કહુ છું તે તમે કરો; દરવ તણુતવ કામ; સુખે દખાડો સેહેજનુ મુકી દઉ તુજ શયામ. ૩૦૭ નારી વીચાર મનમાં કરે. કોણ કરે એ આપ; કોટવાળ બુધી હીણ થયો, વળી આવી લાગુ પાપ. ૩૦૮ ધીકાર પડો આ રૂપને, ધીક મુજ કાયા કેશ; ધીક પડયો મજ સવરૂપને, ધીક જોબન બાળેશ. ૩૦૯ ધન હોયતો સાંચીએ, શાંચીએ કુડી વાત; પણ જોબન કેઇ પેરે સાંચીએ; જેમ ખીલી પટોલે ભાત. ૩૧૦ જો પરમેસવર કીરપા કરે, તો ટાળશે શંતાપ; બુધી હીન બંને હશે, તો રાખીશ મારૂ આપ. ૩૧૧ હમણે તો હુ હા કહુ, કામવશ એનો કાય આલીઘન આપવા આવશે, તો પરતભંગજ મુજ થાય. ૩૧૨ મધુરા વચનથા બોલીએ, પરીછે જેનુ નામ મંદીર આવો તમે માહરે, જો કહોતે કરૂ કામ. ૩૧૩ નીશા પડે તારે આવજો, રંગે રમાડુ રાત; ક્રીડા મનગમતી કરો, મુકજો મજ સવામી પરભાત. ૩૧૪ નીશાની આપી ઘર તણી, ચાલી ચતુરા જાણ; એક વાત નવ ઊકલે, આકુળ વાકુળ થાએ. ૩૧૫ મનમાં ધીરજ રાખા કરી, બેઠી જઈ ઘરમાંએ, ઈસવર લજા રાખશે, નહીતર પાડુ કાએ. ૩૧૬

**ચોપાઈ** એ વાતતો અહીઆંથી રહી, કાજી તણી હવે કેહેશું શહી; દુખે પાપે દીવસ ગયો, સંધ્યા કાલનો વેલા થયો. ૩૧૭ માહા હરખ તેને આવીયો; નારીનો કામ મનમાં ભાવીયો, લોક મોહના સુંદર નાર, આજ સફળ માહારો અવતાર; જઈકરી આલીઘંન દઉ; તેની કાયાનો લાહાવો, લઉ સુંદર પોશાક પેહેરી કાએ, ખ નપાન ઘણાં રાખા તાંહે. ૩૧૯ ઉલટ તેહને અંગ ન માએ, જાણે હજ કરવાને જાએ; નોશાની કહીતા શાહી; આવી બારણું ઠોકું તહી, નારીને ધાશકો પડીઓ તહી, વેગે બારણું ઉઘાડયું તહી, વકરો વાઘ બરાડે જેમ, તે રીતે કાજી બોલો તેમ. ૩૨૧ નારી તુજપર મુજને નેહ; આલીગન આપાવા દેહ, તારે નારી બોલી આણી નેહ, તમ ઉપરતો વારૂ દેહ. ૩૨૨ શેતરંજ ગંજીફા શોગટાં જાણ. આપાણ બેહુ રમીએ નીરવાણ; પછે જેમ તમે કેહેશો શાહી; તે રીતે રગે રમશુ અહી. ૩૨૩ એમ વાત કરે જેટલે, કોટવાળ આવ્યો તેટલે; આવી કરાંને ઠોકું બાહાર; કાજીને મન પડી ફાળ. ૩૨૪ નારી મતે બોલો વાણ: કોણ આવ્યુંછે નીરવાણ, કોટવાળ આવેછે શરવથી હવે લાજ રેહેવાની નથી. ૩૨૫ તારે કોજી બોલો વાણ, રંગમાં ભગ થઓ શાહી, જાણે એ દુશમન મારો છે શાહી, આબરૂ લેવા આવ્યો અહીં. ૩૨૬ માટે મુજને શંતાડો જાણ; પછે રંગે રમશું નીરવાણ, નારી ખુસી થઈ મન મોઝાર; ગોલો પાણીનો હુંતો તે ઠાર. ૩૨૭ તેમાં કાજીને ઘાલો શાહી, મોંઢુ તેનુ બાંધું તહી; પછી તેને ઉઘાડયું બાર; કોટવાળ આવ્યો ઘર મોઝાર. ૩૨૮ ખાંનપાંનને મેવા શાર, નારી કર શોપો તે ઠાર: શુરપાન કીધુંછે તહી; પરવશ કાયા દીઠી શાહી ૩૨૯ બોલો મુખથી એકી બોલ; નારી તુજને આપુ કોલ; તુજ પતીને મુકું કાલ; આલીગન તુ મુજને આલ. ૩૩૦ નારી બોલી તેણી વાર, ઈશક કરાવું અપરંમપાર; અમલ પાણી આરોગો આંહી; પછે સુખ ભોગવીએ કાએ. ૩૩૧ અમલ પાણી કરી આવ્યા અમો; નારી કહે

પીઓ મુજ હાથે તમો; કે ભરેલ પાલો હુંતો જેહ; કોટવાળને પાયો તેહ. ૩૩૨ શરીર તણી. સુધી નવ રહી; બેહોશ થઈને પડીઓ તહી, ટગટગ તે દ્રસ્ટે જોગે; બોલા તણી તેને શુધ નવ હોએ. ૩૩૩ નારી વીચાર કરે તે ઠાર, એને કેદ કરૂ નારધાર; નહીંતર મુજને વળગે આણુ શતીપણુ ભગે નીરવાણ ૩૩૪ બારણાં ઊઘાડીને બારજ ગઈ; પછે કોટવાળને વાણીજ કહી વજીર આવ્યો આગીવાર, હવે શો કરવો પરકાર, ૩૩૫ કોટવાળ કહે મુજને શંતાડ, હુંતો માનું તમારો પાહાડ; વજીર મુજશુ રાખે વેર, આમરૂ લેશે કે કરશે કેર. ૩૩૬ નારી કહે આ ગુણછે જાણ, એમાં તમો પેશો નીરવાણ; એક ખુણે નાંખુ શહી, બાજે કેમાવ તો એકે નહી. ૩૩૭ ઘાલો ગુણમાં કોટવાળને મોઢું બાંધું તે દીશ, બેઠી બારીએ તારૂણી; શમરા શી જુગ દીશ. ૩૩૮ એમ કરતાં નીશાગઈ; વાણુ વાયુ તે ઠાર; મજુર બોલાવા કરી; મુકી તેને શીર નાર. ૩૩૯ એક બોજો પાણી તણો બીજી ગુણછે શાર, મોહોડા તેના બાંધીઆં; આવી અ મીર ઘેર નીરધાર, ૩૪૦ સભા મધે ઉભી રહી; મુકી બોજો ગુણ તે દીશ; સાત સલામ કરો શાહી; હાથ જોડીને નામુ શીશ. ૩૪૧ તમો મોટાછો પરધની પતી, નારમલ તમાહરૂ નામ; પં થી પરદેશી વડે મારગું વશીયાં તમારે ગામ. ૩૪૨ મુજ ખાવંદ કામ કરો; ચોરી ચડાવી શીશ મુજ ઊપર જામતી કરી, તેહને લાવી આ દીશ. ૩૪૩ નજર તમો કરો શાહી; નીસ્ચે કરો આ ઠામ. શુલીએ ચડાવો એ નરને શહી, જેમ દેખે બાધુ ગામ. ૩૪૪ સભા સહુ વીરામે થશી દીઠું કઉતક શાર; શાબાશ છે એ નારને, વશામી કીધી વાત. ૩૪૫ છોડી ગુણને જોજે. શાહી શુ છે એમાં ખાંત, જુવેતો એમાં માનવી, એક કાજી બીજો કોટવાળ ૩૪૬ શાબાશ શાબાસ અ મીર કહે, નારી નહી તુ શએ, બાંધી ચોરને બોલાવીઆ; એ ચોરને તમે શાહ. ૩૪૭ ઘ ણો ઠપકો દીધો બેહુને, તમો કરોછો કુડાં કામ; જાઓ કાલુ કરો શહી નવ આવશો આ ઠા મ. ૩૪૮ હુકમ કરી બોલાવીઓ, હુશનને તેણી વાર; શરપાવ લાખેણો કરી વળાવ્યાં ન ને નાર ૩૪૯ ગમેતો રહો મુજ નગરમાં, ગમેતો જાવ તમારે દેશ; શાબાશ છે તુજ નારને જેખ ન ખાળે વેશ,૩૫૦ માગી શીખ અમીરની; લીધા ઘોડા અસવાર; પોતાં દેશ પોતાતણે મળાં કુ ટંબ પરીવાર, ૩૫૧ તેમ ધીરજ રાખશો, તો થાશે તમારૂ કામ; નહીતો અરથ સરશે નહી. દુખ પામશો આ ઠામ ૩૫૨ તુતીએ વાતો કહી બાદશાહ નીશમાં શાર; તે સાંભળી હરી સંકર કહે કે કીધા હીંદીમાં વીસતાર, ૩૫૩ વાત તેરમી પુરી થઈ જાંહાંદારશાહને તુતીએ કહી,

## વાત ૧૪

ચોપાઈ—તુતીએ વીસતારી વાત; હુસન પરીની વીખાત નવમાનુ નવઆવ્યું ગનાંન;ન થી પાસાને સુધ કે સાન; દુહો ચોપાઈ કહેતી જાય, સોરઠા શમસ્યમાં કરે વારતાઓ, અનેક ભે દ ચાતુરી કરે, તેમ તેમ સાહાજાદો ઠરે. ૨ લાચાર થઈને કહેછે વાંણુ, સાંભળ પંખી ચતુરસુ જાણ, મુજને ઈશક લાગો સરવથી, જીવ ગએ મુકવાનો નથી. ૩ તનમાં લાગી વેહેની જાલ,અ ગો અગ ભેદી તતકાલ, તે વેરેહ સમાવા કાજ, સમરથ નથી બીજુ કેઈ આજ. ૪ સમરથ એક તમારાં વેણ; શાંભળી માહારા ઠરેછે પ્રાંણ, વળી કહો બીજુ દ્રશ્ટાંત, જેથી ભાજે મનની ભરાંત. ૫ મારગ રસ્તો નીઠે સહી, ઉતમ વારતા કહોને અહી, તારે તુતી બોલી વાંણ, સાંભ લ હીંદુપતી રાજન, ૬ સાસ્ત્રમાં એક કહેછે કથી, શીમત મોટે ઠોછે સરવથી, એક નીચ જા ત બુધી હીણ કુંભાર, તેણે હીમત રાખી મન મોજાર. ૭ તે સોદાગરની પરણી નાર, તેહે ની સાથે લાધો સાર, ધન માલ તે પાસે નહી, હીમતથી કામ કરૂ સહી. ૮ તાહારે જાંહાંદાર શાહ વાણી વદ; વારતા મહારી ધરજો રૂદ; કર જોડીને કહુ છઉ અમો વીશતારીને કેહેલી

૯ કોણ દેશને કયું તે ગામ, કોણ જાતને શુ તેહનું નામ; કેમ ધીરજ તેણે મનમાં ધરી, કહો પેરે તે નારી મળી. ૧૦ તે સરવે વીસતારી કહો મુને; એકે મને સાંભલું હુમો, ધીમેધી મે ચાલે જાણ; મધુરાં વચનથી બોલી વાણ. ૧૧ **દોહરો**—તુતી વાંણી એમ વદ,ઉ જેણા એવું નામ; કુભાર કાલું નામે સહી, વસે તેણે ઠામ. ૧૨ પીતા મરણ પામો સહી; વર ધછે તેહની જાત, ભર જોબનમાં તે સહીં, સી કહું તેની વાત. ૧૩ નીચ જાત કુંભારનીઇટ તણો ઘડનાર, દોલત કાંઇ પાસે નથી, બેશી કરે વીચાર. ૧૪ રેહેવાને એક છાપરી, પુજીમાંએ ક ગરધવ સાર, તે પણ મરણજ પામીયાં; દુખી થયો તે અપાર. ૧૫ ખાવા.પીવા પાસે ન થી, નથી વસતર તેનીકાએ; ક્ષુધાતો પીડે ઘણી, બુધ ભરસટ થઇ કાઅ, ૧૬ સવાનને કોઇના એ સહી, તેહેના મુખમાંથી કાહાડી ખાએ, એમ ઘણા દીવસ વહી ગયા, તે નગરમાં સાર. ૧૭ પણ કીસમત તેહેનું જાગું નહી, જે લેખ લખાંઆ શીશ, વીચાર કરે મનડા વીસે પર દેસ હું જાઊ. ૧૮ ચાકરી કોઇની કરૂ તો તો સુખીઓ થઉ, મનમાં વીસમે કરૂં સહી, નહી રેહેવું આ દેસ. ૧૯ અનજલ જો માહરૂ હસે, તે ઠામ ઠરેશ, નીસચે કરૂ મનડા વીશે, આ વો માતાની પાસ, પગે લાગી પ્રીતે કરી બોલો મુખ પ્રકાસ. ૨૦ માતાજી તમો સાંભલો સરૂ રેહું જાઊ; ચાકરી કરીશુ જઇ, સુખે રોટલા ખાઉં ૨૧ કીસમત માહારૂં જાગશે; કમાઇશ દરવ બહુ પેર, તો તો માતાજી આવશું, મલી ભેટી રહીસુ ઘેર. ૨૨ નહીંતો દેશ જોવો નથી, કહુ તમોને સાર, દરવ કમાઇને આવશું નહીતો છેલાં જુહાર. ૨૩ ડોસી કહે સુણ દીકરા, શી સરૂ રની આશ. માટી માંથે લાવો સહી, ઉદ્દમ કરો રહો પાસ. ૨૪ નથી દરવ તુજ પીતા તણું, નથી ઘરમા કાંઇ માલ, નથી ચાતુરી તુજમાં, શકર તણો શો ખાલ ૨૫ નથી બુનીઆત આ પણી નથી અકલની રીત, નથી વીદ્યા ભણ્યા તમો કોણ રાખશે ધરી પરીત. ૨૬ નથી આ બરૂ આપણી, વસતાંગામાં નામ; આપણુ કાસમતછે માટીમાં ઇટ ઘડો આ ઠામ. ૨૭ તારેકુ ભાર બોલીઓ, ચઢાવીને રીસ, પાણી નવ પીવું આ દેશનું સીદ દુખશો સીરા. ૨૮

**ચોપાઈ**—તાહારે ડોશી બોલી શહી, શુત પ્રત્યે વાંણી કહી; ઇદર વાંણીનું ફલછે શાર, તેહેની શોભા અપરમ પાર ૨૯ તેહેને કોઇ અંગીકાર નવ કરે તે ખાયેથી નીસચે મરે, તેહવો તુજને જાણવો સહી, તને કોઇ ઊભો રાખશે નહી. ૩૦ જેહેવું કાગનું હોએ ફુલ, તેહેની કીમ તનું થોડું મુલ, તેહેના ઊપર થોડો ખ્યાલ, તેમ તુજ ઊપર નહી આવે વાહાલ. ૩૧ જેહેવુંપી પલનું શુકુપાન, તેવી ગતી તમારી જાણ, જેહેવુ હોએ ઊતરેલુ ધાન, તેમ તુજને નહી શનમા ન. ૩૧ કામલ ઉપર નવ પડે ભાત નીચ ઊંચની એવી વાત, જેના કુલની જેવી છટાએ, છે તે મુકી બીજાને ધાએ. ૩૩ તે નર તો મહા દુખીયો થશે, આખી ખાતાં અરથી જશે માટે સુત કરો વીચાર, ગમેતો જાઓ તે ઠાર. ૩૪ તારે કુભાર બોલ્યો વાણ, માતાજી કાં થ યાં અજાણ, પરમેસ્વર છે દીન દયાળ, તે માહારી કરશે સંભાળ. ૩૫ નીચ ઉચ તેને મનન થી, રંક રાજા એક સરવથી, કીરીયા દરસ્ટ જો તેહેની હસે, તોતો મનનું ચીતવું થસે ૩૬ કમ લ ભીજી જેમ ભારે કુહેવાએ, અથડાતા હુશીઆરજ થાએ; મુલકે મુલક ફરસુ સસી; બેશી રેહેશી બુધી ગઇ. ૩૭ મોહોટાં માણશની કરૂ ચાકરી, એવી હીમત મનમાં ધરી, એમ કહીને નમીયો પાય; માગી શીખ થયો વદાય. ૩૮ **દોહરો**—એક સોદાગર કોઇ શેહેર તણો, વાંહાણ ભરીને જાએ, છીપાં વહાંણ તે શેહેરમાં, નઉતમછે સોભાએ. ૩૯ દાણો પાણી ઘટી ગ આ, આવાતે લેવાને ગાંમ, તે સોદાગરને કાલુએ, જઇને કરી શલામ. ૪૦ ઉમેદવાર ચાકરીત ણો ને રાખો આ ઠામ, જે ફરમાવો શેઠજી, તે કરૂ તમારૂ કામ ૪૧ હુનર મુજમાં એકે નથી, બુ ખે મરૂ આ દેસ, ચાકર રાખો મુજને જે આપશો તે લેઇશ. ૪૨ પેટને અરથે રાખો મુને દ આ કરી આ દીલ, કંગાલ પણાથી બોલીઓ, ચરણે નામી સીશ. ૪૩ દયા આવી સોદાગરને

લીધો વહાણમાં નીરધાર, ખાન પાન ભરી કરી, ઉપાડું વાહાણ તેણી વાર ૪૪ બંદરે બંદરફ્ રે,.હાધા ગયા અરાણવ નીર. ફરતા ફરતા આવીઆ, એક શેહેર સમીપે તીર. ૪૫ ખુમસા શાહ ની નગરી સહી, નઉતમ શોભે દસ, રાખ્યાં વાંહાંણુ સોદાગરે નગરમાંકરો પરવેસ ૪૬ વેચોમા લ વેહેપારીએ, દરવ અગનલ લીધ, બીજો માલ તાંહાથી ભરો, પંથ કરો તેણે સીધ ૪૭કાળુ કુભાર વાંણી વદે, સાંભલો શેઠ નરેસ, તમો પધારો સરવથી, હુતો રહું આ દેશ ૪૮ દાંણાપા ણી આ દેશનો ખાવા લખ્યો મુજ કરમ, તાર સુધો રેહેવુ હમો, બીજો કાઇ નથી મરમ. ૫૯ વાહાંણ ઉપાડયાં તાંહાં થકી, આનંદે દીન જાએ, બુધ્રી હીણ પેલો રેહો તેહની કહુકથાયે ૫૦

**ચોપાઈ**— તે નગરમાં રેહો શાહી, મશીતમાં ઉતરીઓ જઇ, પેર એકું નવ સુજે તાંહે, આકુળ વાકુળ મનમાં થાય. ૫૧ નવ સુજે તેહેને કાંઇ વાત, વીચાર કરે દીવસને રાત, ખાવા પીવા પાશે નથી, દલીદરમાં બુડો સરવથી ૫૨ રાત દીવસ પડી રેહે જાણ, ઉદમ નવ શુજે નીરવાણ; ત્રણ દીવસ એમ વીતા શાહી, પેટ ભરી અન પામો નહી. ૫૩ લોક સરવેને આવી દયા, નગર લોક સઉ એકઠાં થયાં અનાથ જાણીને કીધુ કામ, વારા કીધા ધામોધા મ ૫૪ માગી ટુકડા લાવે સહી, મસીદમાં શુવેછે જહી, સાદડી એક ફાટીછે જાણુ, તે ઉપરસુ વેનીરવાંણ. ૫૫ એમ કરતાં દીન વીતા બહુ, તાર પછે વીતુતે કહું, એક સોદાગર તે શેહેરમો જાર,-તેહેને દોલત અપરમ પાર. ૫૬ મોહોલ તણી શોભાછે ઘણી, ચંદ્રાનામે નારી તે તણી, ચંદર વદની મરગ લોચની નાર, કાંમ તણો જાણે અવતાર. ૫૭ મસ્તક મોતી પરોવા વાર મણી એક ચોકુછે ભાળ બારીએ આવી ઉભી સહી, તેને કાળુએ દીઠી તહી. ૫૮ રોમરોમ થી વ્યાકુળ થયો એક નજરે જોઇને રેહો, નજરે નજર બેહુની મળી નારો અંતર પુરમાં વલો ૫૯ તેહેનો મનમાં કારાણ નથી, શેહેજ ભાવે જોયુ સરવથી, તે નરને વાગુ મોહનુ બાંણ, વી વલ થયો જોતામાં પ્રાંણ. ૬૦ આકુલ વ્યાકુલ મનમાં થાયછે, ચીત નારી મળવા ચાહેછે, ધાર જ રાખી મન મોજાર, ધન ભાયગ એનો ભરથાર. ૬૧ પુરવે પુનજો કીધા નથી, કાંહાંથી ના ર પામુ સરવથી, એમ ધીરજ તેણે રાખી તહી, મનમારીને રાખુ સહી. ૬૨ સંસારમાં સાર નારીનું સુખ, હાશ વીનોદ નવ બોલાએ મુખ; ગરીબ નવાજ પરમેસ્વર, સાર, તે મુજનેમે ળવસે નાર. ૬૩ એમ કરતાં દીન વીતા બહુ, તારપછે વીતુ તે કહું, કાલુ કુભાર જુરેછે તહી તે નારીની શીગત થઇ. ૬૪ હરી શંકર કહે કરૂ વીશતાર, સાંભળજો સહુ નરનેનાર. ૬૫

**દોહરો**—સોદાગર ભારે સહી, ચંદા તેની નાર, હાંસ વીનોદ કરતા સહી, કજીઓ થયો અપાર. ૬૬ કઠણ વચન સ્વામીએ કહાં, તુ પરપુરૂશની નાર, સ્વામીથી સુખ નથી, જાર હુઇ ડાનો હાર, ૬૭ ચડી રીસ તે નારને, ઝઘડો માંહો માહે કીધ, મારા માર થઇ ઘણી; તેના રીને બંધન કીધ. ૬૮ લોક મલયાં તાં અતી ઘણાં હાંસી થઇ અપાર, સોદાગર વાંણી વદે;તુ નારી નહી હુ નહીં ભરથાર.૬૯ તુ નારી નહી મુજ તણી,હુ નહી તારો કંથ,છેડોફાડો આપો સહી, જાઓ ગમેતે પંથ. ૭૦ કાઢી મુકી તે નારને, વશીએ કવડી મોજાર, માસ એક એમ વહી ગયો,સોદાગર કરે વીચાર. ૬૧ દુરા ચારી બોલે સહી,બેઠી મુજ શીર ગાળ, ઘર ભાગુંવ ળી માહરૂ, બેઠી બેહુ શીર આળ. ૭૨ શોજન સાથે કહાવીયું, નારીને તેણી વાર, ધણી ધ ણીઆણી નથી છુટતા, સમજો મનમોજાર. ૭૩ આટામાં પાંણી પડુ તે જુદુ નવ થાએ, એવી વાત અસ્ત્રી ભરતારની, જેમ બની મન માંહ. ૭૪ નામ શરૂપી અગની સહી. તોતો કહુ નવ જાએ, ભડકો થઇ ઉડે શાહી પછે પસતાય મનમાંહે. ૭૫ તે દીવશતો વહી ગયો, ના ખી કુવામાં વાત; મળી બેઠી રેહો સહી, સુખ ભોગવે દીન રાત. ૭૬ મનાવી મન તે નારનું સજન આવાં તે પાશ; સોદાગર શમજાવીઓ, આવ્યો મનવીશવાસ. ૭૭ પરહરી મેં પેમદા, તે કેમ લાવુ ઘેર; કાજી કુરાન વાંચે શાહી, તે કહેને કરીએ પેર. **ચોપાઈ**—કાજીને તેડે

તેણીવાર, સભા કરી બેઠા તે ઠાર; પરહરી મેતો મુજ નાર, આલ ફાડી આપી આ ઠાર. ૭૮ તે શરવે જાણે છે લોક, પરહરી નારી આવે મન શોક; તેને પાછી લાવુ ઘેર; તમો કહો તેમ ક રીએ પેર. ૮૧ કુરાનમા બોલે સરવથી, તે પરમાણે કરવુ કથી; એ નારી છુટી મુકીએ, દીન ધરમ તો નવ મુકીએ, ૮૧ સાસતર પરમાણે સોની દંડ, મારૂ કામ કરૂ પરચંડ. કાજીએ કુરાન જોયુ તેની વાર, શજન સહુ બેઠા તે ડાર, ૮૨ કુરાન વાંચ્યુ તેણે તહી, તેમાંથી નીકળ્યુ શહી; નરે નારી છાંડી જાણ, પાછી નવ લેવી નીરવાણ. ૮૩ જેવુ હોય કોહેલુ ધાન, તેવી તે નારી નીરવાણ, સરપ કંચુકી તજે સહી, ફરી અંગે ધરે નહી. ૮૪ તેવી એ છાંડેલી નાર, નવ લાવીએ ઘર મોજાર; જો લાવવાની ઈછા ધરે, તો તે નારી બીજાને વરે. ૮૫ એક દીવસ સાથે સંજોગ, કરે મનગમતા વઇભોગ. વાહાણુ વાતે તેનુ મનાવે મન, દરવ આપીનેકાડે બહાર. ૮૬ તે નવ આવે ફરી ગામ, મન ગમતા પછે કરે કામ; ફરી નીકા નારી શુ કરી; મંદીરમાં રાખો સુંદીરી. ૮૭ કહયા પરમાણે કરશો પેર, તોતો નારીને લાવો ઘેર; નહીતર કામ થવાનુ નથી, તુજ આગળ કહુછુ કથી. ૮૮ **દુહા**—સજન સહુ વીશમે થયા, શી કરવી હવે પેર; કાજી કહે તે કીજીએ, તે તારૂણી આવે ઘેર. ૮૯ નર એક શોધી લાવીએ, તે કોઇ પરદશી જાણ; મહોલ શોપીએ તેહને, નારી સહીત નરવાણ. ૯૦ શોધવા લાગા નરને શહી. નવ દીઠો તાં કોએ, મશીત આગળ આવીઆ, તાં કુભાર દીઠો રોય. ૯૧ આ પરદેશીછે સહી. અકલ હીણ અજાણ; એક દીવસ એનેશોપીએ, ઘર બાર નારી નીરવાણ. ૯૨ વાંણુ વાતે રાજી કરી, દરવ આપો, બહુ પેર કાડી મુકસુનગરથી, એ જાશે પોતાને ઘેર. ૯૩ અરે પરદશી સાંભળ શહી, તને પરણાવીએ સાર; એક રાત સુખ ભોગવો, વહાણુ વાતે આપોનાર. ૯૪ દરવ તને આપીએ ઘણો, રૂપઇઆ એક હજાર; તારા દેસમાં જઇ કરી, પરણજે બીજી નાર; ૯૫ ખુશી થયો તે મન વીશે, કીશમત જાગુ આજ; નારાનુ શુખ ભોગવુ, વળી દરવથી શરશે કાજ. ૯૬ કાજીએ આવી કરી, નીકો પડાવો તેણીવાર; તે મહોલમાં ઉતારીંઆં, સ્વજન શહુ નીશરા બાર. ૯૮ ખાનપાન નાહાના વીધના, સુભ કોમલ શેજ; ક્રીડા મનગમતી કરે, મનમાં આણી હેત. ૯૯ મનમાનુ નર નારનુ વઇભોગ મન ગમતા કીધ, આ લીધન, ઓપાવીઆં, ચુંબન બહુ વીધ કીધ. ૧૦૦ **ચોપાઈ** હાશ વીનોદ કરે અપાર પરીત અભી અંતર થઇ નાર; કાલુ મુખથી બોલો વાણ, સાંભળ મારી ચતુરશુ જાણ, ૧૦૧ તું ગુણ વંતી સતી સાધવી, પુરાણ પ્રીત આપણને હવી, હવે મુજને તજશો નાર, તો તો તમારો નહી વેતાર. ૧૦૨ તુજને દુખ દીધુ અપાર, કાહાડી મુકી ઘરથી બાર, નવ આપી ખરચી એક બદામ, ઘણુંજ બુરૂ કરૂંછે કામ..૧૦૩ વળી છીનાલાની ચલવી આલ, હવે તેની સાથે શો કરવો ખાલ; પેલા ભવને સાંચે કરી, નરનારી થયાં સુંદરી. ૧૦૪ તુ જાણતી હશે મન મોજાર નીચ તણો હશે અવતાર; હું છઉ સોદાગરનો કુમાર, ધન માલછે અપરમપાર. ૧૦૫ સાત વાંહાણ હું માલે ભરી; પરદેશે નીકલો હેતજ કરી; બંદરે બંદર ફરોઆં સહી; ઘણો માલ મેંવેચો તહી. ૧૦૬ ઘરભાણી વલું જેટલે; કઉતક થયું એક તેટલે, ચોરીઆં વાંહાણ લઈ આવીઆ; દગો કરી પાશે લાવીઆ. ૧૦૭ મેંતો શાહુકાર જાણ્યાં શહી, આવી પાશે ઊભા તહી; મારી વાહાણને ખેંચી લીધ; મછવે બેશાડી ઊતારી દીધ. ૧૦૮ ભુંડુ મુખ લઇને ઘેર નવ ગયો, ફરતો ફરતો આહી આવીઓ, મુજ ઘેર દોલત અપરમપાર, તાંહાં જઇ સુખભોગવીએ નાર. ૧૦૯ જો મુજને તજશો જાણ, તમારા મોહનુ લાગશે બાણ; તુજ વરેહથી રેહેવાનો નથી, નીસ્ચે પ્રાણ તજુ સરવથી ૧૧૦ **દોહરો** તારે નારી ઓચરી; સાંભલ પંથી આ દીશ; મુખ નવ જોઉં તેહનું તુજને શોંપી શીશ; શુ મુખ લઇને આંહી રહુ, ફજેતી કરી અપાર; આબરૂ મારી લીધી શહી, છેડો ફાડીને કાડી બાર. ૧૧૨ હીમત તમે નવ મુકશો; જવાબ દ

રેં આ દીસ; હું તમને મુકુ નહી; શાખશી શી જુગદીશ. ૧૧૩ કોટી ઉપાએ હવે કરે; નવ રહુ એની પાશ; સ્વામી થઆ તમો માહારા; હુ છઊં તમારી દાશ. ૧૧૪ હાથે હાથ મેળાવીઓ સરબત પાલાં પીધ સજન બેઠા પરણ્યા તમો; કામ કરૂ છે શીઘ્ર ૧૧૫ હીમત તમો નવ હાર તા બેશજો બારીએ જાણ, જખ મારેછે ઘર ધણી; બોલી મુખથી વાણ. ૧૧૬ રજની વીતી રંગમે, ઉદે થઓ પ ભાત, શોદાગર આવ્યો શહી; સ્વજન સહીત વીખ્યાત. ૧૧૭ બાર ઉઘાડો નારી તમો; ફકીર નીશરો બાર, પરઠ પ્રમાણે લો સહી, રૂપીઆ એક હજાર. ૧૧૮ હાક મારી તાં અતી ઘણી, ઠોકા બારણા તે દીશ; ઘરમાંથી કાલુ બોલીઓ ચડાવીને ઘણી રીશ, ૧૧૯ નવ ઊઘાડું બારણું, હમણે આણે દીશ; નર નાર હમો રંગે રમુ સાને કુટોછો શીશ. ૧૨૦

**ચોપાઈ** નવ ઊઘાડું હમણાં બારણાં. બેઠા છઈબે નરને નાર, રંગમાં ભંગ કરવા કારણે, સીદ આવ્યા મારે બારણે. ૧૨૧ તારે સોદાગરને ચડી રીશ, ગાલો તાં દીધી દશ વીશ નીકલ મારાઘરમાંથી બાર, આબરૂ જાશેને ખાશે માર. ૧૨૨ ગરીબ જાણી સોંપું ઘરબાર; ધણી થઇને બેઠા નરનાર; કાલુ કહે જખ મારો તમો, પરણી નારીને ભોગવું અમો ૧૨૩ બારીએ બેઠા નરને નાર, હેઠાં લોક મલાંછે અપાર, સોદાગર કહે મારી નાર; તું કેમ લઇ બેઠો આ ઠાર. ૧૨૪ ફકીર કહે પરણાવી તમો, મુજ નારી થઈ ભોગવું અમો, તેંતો કાઢો મુકી બાહાર, હવે તારી શાની નાર. ૧૨૫ કાજીએ નીકા કરી આપો હમો, ગલે પડવાને આવ્યા તમો; ફકીર ફકીર નવ કેહેશો વાણ, હું પણ શોદાગર છઊં જાણ. ૧૨૬ દરવ તણું નથી મારે કામ મારે ઘેરછે અનંગલ દામ, તારે સોદાગર બોલો તહી, ભીખ માગી તુ ખાતો અહી. ૧૨૭ તું કેમ લેઇ જાશો મુજ નાર; માજન મળી કરે વીચાર; પરમાણીક તાં મળીઆં પાંચ, તેણે નાય ચુકાવ્યો સાચ. ૧૨૮ તે નારીને પુછુ જાણ, તું કોણ ઊપર રાજી જાણ; પરથમ તારો સવામી સહી, દોલત અનઘણ ખાધી તહી. ૧૨૯ ફકીરનો મુકો તમે સંગ, ખાનપાન કરો માનરંગ તે નારી નહી માને જાણ, ફકીર મારો ધણી નીરવાણ. ૧૩૦ એણે દુખ દીધુ અપાર, છેડો ફાડી આપો આ ઠાર; ફરી તેહને ઘેર રહે જાણ, ધીક જીવવું મારૂ નીરવાણ. ૧૩૧

**દોહરો**—સોદાગરનું ચાલ્યું નહી, છાંડી તેણે નાર; કાજીએ નીકા કરી, પરણાવી નીરધાર. ૧૩૨ નારીનું મન માનીયુ, પ્રીત થઇછે અપાર, દોલત દુનીઆં પરહરી; બેઠીછે નીરધાર. ૧૩૩ માત પીતા તે નારનાં; શજન સહોદર જેહ; અટકાવી બેઠા સહી, નવ જાવાદે તેહ. ૧૩૪ એ પરદેશી વટે મારગુ, જુઠી બોલે વાણ; ગામ ઠામ સાચુ નથી, નથી દોલત ઘર નીરવાણ ૧૩૫ તુજને જાવા કેમ દીજીએ, હમો પરદેશ પેર; હમોતો તુજને રાખશુ નવ જાવા દેઊંઘેર. ૧૩૬ ફકીરને કહયું સહી, કયુ તમારૂ ગામ; પીતા સોદાગર તમ તણો, તે તણું શુ નામ ૧૩૭ લખો કાગળ તે ઉપરે, હમો પરણ્યા નારી પેર; સ્વજન સરવે મળી, લઇ જાઓ મુજને ઘેર. ૧૩૮ પંદર દીવશનો વાયદો, સુખ ભોગવો રહી આંય; જુદા પડશો તમો શહી, તો નારી સોદાગરની થાશે જાણ. ૧૩૯ સોદાગર હશો તમો, તો આપીસ નાર; જુદા પડશો સેજમાં, તો સુલીએ ચડો આ ઠાર. ૧૪૦ કબુલ કરયું તે કાલુએ, પંદર દીવસે પરમાણ; મુજ દેશથી આવશે જાન લેઇ નીરવાણ. ૧૪૧ લખાવી લીધું પંચે મળી, સોંપી તેહને નાર; તાર પછી શું નીપજ્યું હરીશંકર કહે વીસતાર. ૧૪૨

**ચોપાઈ**—સોંપી નરને તે સુંદરી, પંદર દીવશની મુદત કરી હેત પ્રીતને હુલ્લટજ ભેર, નરનારી રહાં તે ઘેર, ૧૪૩ કાલુએ મનમાં કરયો વીચાર; હવે શું કરવુ આ ઠાર, પંદર દીવ જોતામા થશે, નારી હાથ આવી તે જશે. ૧૪૪ મેતો મોટી ઘાલી હામ, લેખ લખી આપો આ ઠામ; જાત મારી નીચ કુંભાર, સોદાગર ઠરયો આ ઠાર. ૧૪૫ જુઠું મારૂ ચાલવાનુ નથી, આબરૂ જાશે દારવથી; આકુળ વ્યાકુળ મનમાં થાય, એેવડું દુખ કોને કેવાય. ૧૪૬ નારી આ

વીને કહે છે વાણુ, પીઊડા પતર લખો નીરવાણુ; સ્વજનને તેડાવો આંય, આપણુ આંહુાંથી જ-
ઇએ શહી. ૧૪૭ દુશમન બળી મરે છે અપાર, આપણુ હઇઆંથી જઇએ ભરથાર; કાલુ કહે
શાંની છે વર, પેહેરાવીસ શોલે સાણગાર. ૧૪૮ મુજ પીતાને ખબર જ થઇ, જાન તે વારે આ-
વશે અહી, સુખપાલે બેસી જાસું તહી, રાજી નારી અંતર પુરમાં થઇ. ૧૪૯ એમ કહી સમ
જાવી નાર, વળી દુખ ધરે અપાર; આપણુ નથી કહેવાતી કોઇને વાત, દુખ ઘેરે પોતાની
જાત. ૧૬૦ તોએ હીમત મુકતો નથી, સાહેબપર ચોંઠી સરવથી; એમ કરતાં દીવસ થયા દશ
બાર; છેક નીરાશ થયો નીરધાર. ૧૫૧ દોહરો—દીવસ ચઉદ વહી ગયા નવ પોતી મ-
નની આશ, માત તાત તે નારના; બેઠાં આવીને પાસ. ૧૫૨ આજની રાત દીન કાલનો જોયુ
તમારી વાટ, પરમ દહાડે તમ તણો; અમો ઘડીશુ ઘાટ. ૧૫૪ સજન સહુ ઠોઠે મળી; કહી ગ-
યાં એમ તાંય; એમ કરતાં નીશાં પડી, કાલુને ચીંતા થાય. ૧૫૪ કરમે જે માહારે લખુ, ને પા-
છુ નવ થાય; રંકને રતન છાજે નહી, વીઘન થાએ કંઇ સોય. ૧૫૫ વસુ વીનાના માનવી તેપ
સુ સમાને જાણ; દરવ કીસમતમાં નહી, તે કાંથી લાવુ જાણુ. ૧૫૬ ગરીબ નવાજ કહાવે શહી,
જગત પીતા જગ દીશ; તું લજ્જા રાખજે, નહીંતર છેદુ શીશ. ૧૫૭ સુખ સાતા નથી તેહને,
ઉઠે બેસે તાંય; વળી બાહાર આવી કરી, વીમાસે મન માંય. ૧૫૮ ખાવું નહી પીવું નહીં, ન-
હીં નીંદરા નહીં સુખ; હરદમ નાંખે નીશાશડા, દેહમાં દારૂણ દુખ. ૧૫૯ અરધી રાત વીતી
શહી, અકળામણ થઇ અપાર; દેહ તજવાને કારણે; નીકળો ઘરથી બાર. ૧૬૦

**ચોપાઇ**—તે શેહેરનો પાદશાહ જેહ, ચરચા જોવા નીસરયો તેહ; શોક કોઇ તે સાથે ન-
હી, નગન ખડક એક હાથમાં સહી. ૧૬૧ જોતો જોતો આવ્યો તહી, જાંહાં કાલુ બેઠો છે સ-
હી; રાત અંધારી છે ઘનઘોર, સાહા જાણે કોઇ એ છે ચોર. ૧૬૨ ખુંખારીને બોલ્યો વાણુ,
કોણ છે અલા બોઇશ માણુ; ભુત પરેત જાર કે ચોર, નીસ્યે રાત અંધારા ઘોર. ૧૬૩ જો
સાચુ નવ બોલે વાણ, તો તારા ધરમની તુજ આણ; દુખીઓ કે સુખીઓ છે તું, સાચુ બો-
લને પુછુ છુ હું ૧૬૪ શાચાનો બેલી સાહેબ થશે, જુઠા બોલો મારયો જશે; મધ્ય રાતે કેમ ની-
સરયો બાર, શું ધારયું છે મન મેઝાર. ૧૬૫ તારે કાલુ બોલો વાણ, સાંભળ ભાઇ ચતુર સુ-
જાણ; ચોરછોકે શાહુકાર તમો, તેતો વાત નવ જાણુ અમો. ૧૬૬ સમ દાધા માટે કહુછુ અ-
મો, કરમ કથા સાંભળજો તમો; હુંછુ જાત તણો કુંભાર, બુધીહીણ દાલીદર અપાર. ૧૬૭ શાવે
મુછો ચડાવી પાડ, અમારે માંથે દુખનાં ઝાડ; તારે પાદશાહ બોલ્યો વાણુ, તારૂ દુખ મુજને ક-
હે જાણ. ૧૬૮ વાત કહો તમે મારી પાસ, ઇશ્વર તારી પુરશે આશ; જો સાચી તમો ના કહો
જાણ તો ઇસ્ટ દેવની તુજને આણ. **દુહા** કાપુ પલતુ બોલીઓ, દુખના ડુંગર જાણ;
તમ આગળ માંડી કહુ; માંડી સરવ મંડાણ. ૧૭૦ નીચ કુળ છે માહરૂ, કુંભાર તણો અવતાર;
પીતાનો મરણ પામીઓ, માતા છે નીરધાર. ૧૭૧ ખાવા પીવા પાસે નહીં, દુખી થયો અપા-
ર; બુધીહીણછું અતી ઘણો, કાંઇ નવ સુજે વીચાર. ૧૭૨અન વસ્ત્ર મળે નહીં, દુખનો નવ
આવે પાર; ચાકર વાહાણ વટી તણો, થઇને આવ્યો આ ઠાર. ૧૭૩ રજા માગી મેં તેહની,
નગર કરયો પરવેસ; ચાકરી કરવી ચીતમાં ધરી, નવ શરીયુ એકે કામ. ૧૭૪ ઊદયમ કાંઇ
સુજે નહી, ફકીર થયો આ ઠામ; રાંધી ભીખ માગુ સહી, રહુ મસીતે જાણ, ૧૭૫ શંશાર ત-
ણુ સુખ ઇછુ સહી, જુરૂછું નીરવાણ; જનમારો છુટી પડયો, નવ પરણ્યો કોઇ નાર. ૧૭૬ સં-
સારનો લાવો લીધો નહી, ધીક ધીક મુજ અવતાર; સોદાગર જે આ ઘર તણો, તેણે કાઢી મુ-
કી નાર. છેડો ફાડી આપો સહી, તું નારી નહી હું નહી તુજ ભરથાર. ૧૭૭ એક માસ એ-
મ વહી ગયા, પછે શુ થશુ જાણુ; તમ આગળ માંડી કહી, વાત તણુ મંડાણ. ૧૭૮ શજનસોઢા
[illegible] તણા, વચમાં સહીઆ જાણુ; વચમાં પડી સમજાવીયા, કાજીએ તોડી વાર. ૧૭૯ વહ્યીર

પાન થયો હું શાહજાદો, મનમાં કરયો વીચાર; છેડો ઝાડી પરહરી પાછી લઈ આવુ ઘેર; શાસ્ત્ર પ્રમાણે ડંડ ઘટે, તે કહો રૂડીપેર. ૧૮૦ કાજીએ કુરાન વાંચીયુ, તેમાં નીસરયું એમ; તે નારી નર બીજો કરે તેની સાથે પરેમ. ૧૮૧ એકદીવસ ક્રીડા કરે, તે નરનુ મનાવે મન; દરવ આપી રાજીકરો; પછે લાવો સજન નરને સોધવા નીસરયા સજન તેણી વાર; મુજને તાં દીઠો શાહી, બોલાવો તે ઠાર. ૧૮૨

**ચોપાઈ**—બોલ્યા માહારી શાથે વાણ, સાંભળ પરદેશી ચતુર સુજાણ; તુજને એક પરણાવુ નાર, એક રાત સુખ ભોગવી લે શાર. ૧૮૪ ક્રીડા કરો તમે નરને નાર, વાહાણું વાતા નીકલજો બાર, રૂપઇઆ આપશુ સેરાત્ર એક, નારી પરણજો સુંદર લાએક. ૧૮૫ ખુશી થયો હું મનમાં ઘણું કીશમત જાગુ છે મુજ તણું; નારી સાથે લાગોતો રંગ આજ કરીશ હું તેનો સંગ ૧૮૬ એક રાતની પરઠી પેર, નોકા પડી રહો તેને ઘેર, ખાન પાન નાના વાધના કરી, શુખ શેજા પર સુતા ઠરી. ૧૮૭ હસી વચન હું બોલ્યો વાણ, સાંભળ નારી ચતુર સુજાણ તારે મારે થઇ પ્રીત અપાર, મનગમતો કીધો વેવાર ૧૮૮ હવે મુજને કાઢી મુકશો બહાર ચતુર નારીનો નહી વેવાર, જેણે તમને દુખ દીધુ અપાર, તે શાથે સો કરવો ખાલ. ૧૮૯ મુજને તુજ પર વરેહ છે અપાર, પ્રાણ નીસરી જાસે મુજ બાર, નારી વળતી બોલી તહી, તું ગરીબ જાત છે સહી. ૧૯૦ ખાવા પીવા પાસે નથી દાળીદ્રરમાં બુડો સરવથી, તારે હું જુઠ્ઠુ બોલો સહી દરવની મારે સંખ્યા નહી ૧૯૧ હું છુ સોદાગરનો તન, દોલત મારેછે ઘણી ભોવન, એક વચન માહરે મન અડું માત તાત તજી નીસરવુ પડું, ૧૯૨ નારીએ શાચુ માનું જાણ, વચન કર આપુ નીરવાણ તુજ વીના પુરૂશની જાત, તે તો મારે તાતને ભરાત ૧૯૩ શુખે આવુ તમારી સાથ તહાં જઇ સુખ ભોગવીએ નાથ, રજની વીતીને ઉગો રવી, દાતા ભુકતાની વેળા હવી. ૧૯૪ સોદાગર કહે નીસરો બાર રૂપઇઆ લો એક હજાર, તારે હું બોલો તે ઠામ, મારે દરવ તણું નહી કામ. ૧૯૫ સરવે મળી પરણાવી નાર, તેને લઇને નીસરૂ બહાર, સોર બકોર થયો છે અપાર, મહાજન મળીયું તેણી વાર. ૧૯૬ પંચ પ્રમાણ કરૂં શરવથી, એ વાત માંહે સધે નથી, નારી જે વર રાજી હશે, તેના સાથે શુખે જશે. ૧૯૭ કહે બાઈ તારે મન કયો વશો તારે નારીએ જોડાં હાથ, બોલીતે પંચની શાથ ૧૯૮ મારે શોદાગરનું કામજ નથી, આ સ્વામી મારો સરવથી તારે શોદાગરે ઘશીઆં હાથ નારી આવી મારા સાથ ૧૯૯ અજીના હુતા માતને તાત, તેણે વપરીત કીધો વાત, ૨૦૦ **દોહરો**—માત પીતાએ નારના વળગાં આવીને હાથ, અજાણ્યો નર એકે સહી, નવ જાવા દેઉ શાથ, ૨૦૧ લખો કાગળ તમો પ્રીતસુ તેડાવો માત પીતાએ, દરવ ઘણો લઈ આવશો, તારે મોકલશું કન્યાય ૨૦૨ પંદર દીવશનો વાયદો, કીધો મેં તે દીસ; તેમા બે દીવશ બાકી સહી; પરમ દહાડે છેદશો દીશ ૨૦૩ રાંકને રતન શાંપડું; નવ છાજ્યુ મુજ કરમ, દેહુ તજવાને નીસરયો સાચુ બોલુ છુ મરમ ૨૦૪ અવશાન શમોછે માહરો, સાચી બોલ્યો વાણ ફકીર વેસે કોણછો, તમો કહો મુજને જાણ. ૨૦૫ એ દુખે હું દેહ તજુ, જાઓ તમારે ઘેર; કાલ શાહવારે સુળીએ ચડુ માટે કરવી પેર. ૨૦૬ પાદશાએ મન વીચારયુ, કરવુ એનુ કામ; રંગ ઊપર રીજીઆં, બોલા તેને ઠામ. ૨૦૭ નામ તણું સુ કામછે, સાંભળ તુ આ દીશ; નીશચે કામ તારૂ કરૂં, તેમાં શાખસી જુગદીશ. ૨૦૮ નકી કામ તારૂ કરૂ, તેમાં શાખી રામ; વસ્ત્ર આભુશણ આપી કરી, મોકલુ માણસ પાંચ. ૨૦૯ અસવ મોકલી તેડાવુ તને, તારે માનજે સાચ, પરથમ માણસ એક આવશે, લઇને કાગળ હાથ. ૨૧૦ સાત દીવશનો કોલછે, જુઠ્ઠુ બોલુ આ દીશ; વાણ સમજે મરસો તમો; તે પાપ તમારે શીસ. ૨૧૧ નકી કામ તહારૂ કરૂ, હુ મનમાં પામો રીઝ; વચન જુઠ્ઠુ જો માહરૂ, તો જાણજે બીજાનુ બીજ. ૨૧૨ **ચોપાઈ**—ધીરજ આપીને પાદશાહ ગયો,

કાલુ ખુશી ઘણું મનમાં થયો, રંગભેરતો વીતી રાત; રવી ઊંદે થયો પરભાત. ૨૧૩ કાશદને કરો તઈઆર, પત્ર લખી આપુ તે ઠાર; જાઓ સોદાગર વાડામાં જાણ, કાગળ લઈને આપો ની રવાણ. ૨૧૪ કાલુ સોદાગરછે જયાં, પત્ર જઈને આપો તાં; એના બાપે મોકલીઓ હમો, તેનુ ઘર દેખાડો તમો. ૨૧૫ કાગળ આપી મોકલીઓ જાણ, પાછળ સહુ આવે નીરવાણ; વીશામે પા મયા નગરના લોક, આપણે જાણુકે બોલછે ફોક. ૨૧૬ એ છે શોદાગરના તન, આફત પડી ની શરીઓ વન, નગર માંહે ચાલીછે વાત, ફકીર તણી ચાલીછે ખાત. ૨૧૭ એમ કરતાં પડી છે રાત, બીજા દીવશનો થયો પરભાત; પાદશાહે તેડાવ્યા પાંચ અશવાર, ઊંતરને દરવાજે નીશરો બહાર; દક્ષણ મારગે આવો શહી, કાગળ આપવા આવો અહી ૨૧૯

દોહરો-સેવક એવુ સાંભળી થયા ઘોડે અસવાર, ચાલા તુરી નચાવતા; આવ્યા દક્ષણે બાર. ૨૨૦ આવી ફરી ઊભા રહ્યા, પાદશાને કરી સલામ; કાગળ લઇ આગળ ધરો; વાંચ્યો તેણે ઠામ. ૨૨૧ પુતર અમારો પાટવી, આવયો તમારે ગામ; તેને સમજાવી મોકલો, એટલુ કરજો કામ. ૨૨૨ વરશ્ર વયછે અમ તણી, જુરૂછુ નરનાર; દરવ અનગળ અમ તણો, લુટાઈ જશે નીરધાર. ૨૨૩ માણસ અડ્કીઆં અમે મોકલયાં તેની સાથે મોકલજો બાલ; થોડે લખે ઘણુ કરી માનજો, જાણે અમને કીધા નહાલ; ૨૨૪ પતર વાંચી ખુશી થયો, આનંદ અંગ ન માય, ઘોડો મોકલો બેશવા, તેડો શભાની માંહે. ૨૨૫ મહાજન સરવે તેડાવીયુ, સોદાગરનુ નેહ; તે દેખતાં કાગલ વાંચીઓ, વાંધા આણી સનેહ. ૨૨૬ જાઓ તમો વેગે કરી, તેડે તમને તાંહે, સેવા કરો માત તાતની; રેહેજો જઈ ઘર માંહે. ૨૨૭ સરપાવ પાદશાએ કરો, આપો અસવ લોક, દરવ આપો તણે અતી ઘણો કહેતા ન આવે છેક. ૨૨૮ ચોપઈ—તે નારીનામા તને તાત, તેણે મનમાં વીચારી વાત; ભારે સોદાગરનો કુમાર, પાદશાહે માન આપુ આ ઠાર; ૨૨૯ મન તણો સંધે ભાંજીઓ, જઈ કરી ચરણે લાગીઓ, બોલુ ચાલુ કરજો માફ; સાચા પડા તમો આપોઆપ. ૨૩૦ શોળ સણગાર કરા તેનો વાર, દરવ અનગળ આપુ નાર; નરનારી વીદાએ કરી, સજન આતાં પાછાં ફરી. ૨૩૧ તે નગર જઈને માતાને મળો, વીજોગ તે તણો તાં ટળો; હીમત તેણે રાખી ઘણી; નારી લાવો સોદાગર તણી. ૨૩૨ તેવી હીમત રાખશો આજ, તો મનનુ ધારયુ થાસે કાજ; નઠોતર કામ થવાનુ નથી તમો આગળ કહુ સરતથી. ૨૩૩ એ વાત તો પુરી થઈ, મહેતા હરીશંકરે વીસતારી કહી. ૨૩૪ વાત ચઊદમી પુરી થઈ, તુતીએ શાહજાદાને કહી.

---

## વાત ૧૫

દોહરો—તુતીએ કહી સહી, જાહાંદારશાહને વાત; નવ માન્યું નવ સાંભલ્યુ, ઉડી ચાલ્યો વીખીયાત. ૧ સુખ નથી શરીરને, અસુખ આડે જામ રોમ રોમ વ્યાપી રહો, જાંહાંદાર શાહને કામ. ૨ જેહેવી વીછુની વેદના, જેવો આયુધનો ઘાએ, તેથી ઘા અનીકછે, ભેદા રૂદીયા માંહે. ૩ બોહેવર બાતું મુખે જપે, તુતીછે કરમાંય; સુધ નથી સરીરને, ચાલે કાંટાની માહે.૪ હેં મરખો દુખીઓ નથી, આ પરથવીમાં કોએ માટે જીવીને શું કરૂ, દેહ પાડવી શોએ. ૫ તારે તુતી બોલી વળી, શાંભળ શાહાજાદા વાંણ, તુજ આગળ કહુ સહી, વાત તણું મંડાણ. ૬ એક પાદસાનો દીકરો, ફરૂક પાલ એવું નામ તે દુખ પામે આતી ઘણું, અને થયું તેનું કામ. ૭ મહા દુખને તે પામો સહી, સુઘડ સકોમળ જાત; તેના દુખની આગલે, તારૂ દુખ કોણમા ત્ર. ૮ બાલપણે દુખ આગલે રજળો વન મોઝાર, ઇશક પુરો કરો સહી, લાવ્યો નઊતમ નાર ૯ જાંહાંદારશાહ વાણી વદે, દઈ તુતીને માન; તેની વાત માંડી કહો, સાંભળુ મારે કાન. ૧૦ કોણ દેશનો પાદશા, કેમ નીસરયો ..., કોણ ઊપર આશક પડો, તે માંડી કહો વીસતાર.૧૧

**ચોપાઈ**—તારે તુતી બોલી વચન, સાંભળ હીંદુપતીના તન; શીદીપંક એક નાઘર નીશાળી, પાદશા પ્રજા તણો પ્રતીપાળ. ૧૨ પરજા પાળે પુત્ર સમાન, કરે પુન તણાં બહુ કામ; સુખ પામે નગરના લોક; તલ માતર નહી કોઇને સોક. ૧૩ અપુત્રવંત તે પાદશાહ સહી, વરધ પણામાં ચીંતા થઇ; ધીક જીવું નવ આવ્યો પુત્ર, કોણ ભોગવસે મારૂઘર સુત્ર. ૧૪ ચીંતાતુર ઘણો મનમાં થાય, દીન પરદીન વહીને જાય; એક સમે બેઠો સભા મોઝાર, ફકીર એક આવ્યો તે ઠાર. ૧૫ સલામ કરીને ઉભો તહી, પાદશાએ પાસે તેડયો સહી; પાસે બેસાડી દીધુ માન, મુખ આગળ મુકયાં ફુલ પાન. ૧૬ મેવા મીઠાઇ આગળ ધરી, અરોગો પુરણ પેટજ ભરી; ખુશી થયો તે મન મોઝાર, કાહાડી ફળ આપયું તે ઠાર. ૧૭ સાત જનમના સ્ત્રી વંજા હસે; ફળ ખાધાથી પુત્રજ થશે; પરથમ ફળ ખવરાવો નાર, પછે જાર તણો કરજો વહેવાર. ૧૮ બતરીશ લક્ષણો આવશે પુત્ર, ભોગવશે તરૂ ઘર સુત્ર; ફકીર રજા માગીને પળો, પાશા બેગમને જઇ મળો. ૧૯ ખવડાવ્યું ફુલ નારીને જાણ, રંગ ભોગ કીધો નીરવાણ; પરમેશવર મેહેરબાન થયો, નારીને તો ગરભજ રહ્યો. ૨૦ દીન ઉપર દીન ચાલ્યા જાય, આનંદ તેને અંગ ન માય; દસ માસ થયા જાહરે, પુત્ર પરસવ થયો તાહરે. ૨૧ કનક સરખી સોભે કાય, જાણુ ચંદર ઉગીઓ ઘર માંહ; દાશી દોડી આવી તાંહાં, પાશા તખતે બેઠાછે જાંહાં. ૨૨ પુત્ર જનમને આવ્યો તહી, વધામણી લેવા આવી સહી; પાશા ઘણો થયો ખુશાલ, તે દાસીને કાઢી નહાલ. ૨૩ તરીઆ તોરણ બાંધ્યાં બારણે, નટવા નરત કરે આંગણે, બંધીજન જસ બોલે અપાર અપછરા નરત કરે તે ઠાર. ૨૪ ઘેર ઘેર ઓછવ મંગળ થાય, આનંદ સહુને અંગ ન માય. ૨૫

**દોહરો**—પાશાએ જોશીને તેડાવીઓ, રમલ તણો જાણનાર; જનમ પતરીકા કરો કુંવરની, ગરહ વરતો આ ઠાર. ૨૬ રમલ શાસ્ત્ર નીરણે કરી, નાંખા પાશા તે દીશ, તેમાંએવું આવીયુ, ફકીરી લેસે શીશ. ૨૭ ચઉદ વરસનો સુત થસે, શીસે ઘણો મન માંય; જોઇ છબી મોહ પામસે, જાસે જંગલ માંય. ૨૮ આવરદાછે અતી ઘણુ, બતરીસ લક્ષણો થસે ભાલ; અસતરીથી મોહ પામશે, મોહોટો એ જંજાળ. ૨૯ માટે તમને ચેતાવીએ, ચમા ન રાખશો ઘર માંય; બાર નવ કાઢશો બાલ, જોશી કહીને જાય. ૩૦ પાદશાહ એપું સાંભળી, ચીંતા પામો મન મન માંય; વજીરને શાહી પુછીયું, હેવે કરવુ કેમ. ૩૦ વજીર વલતુ બોલીઓ, તે વાતની શી ચીંતાય; છબી સરવે ઢાંકો કરી, ઘાલો પેટી માંહે. ૩૧ તે ઉપર ચોકી ધરી, દાશી એક તોણીવાર; હુકમ વીના ઊઘાડશે, તોતો ખાસે માર. ૩૨ મોહોલ બાર નવ કાઢશો, રાખીશુ ઘરં મોઝાર; ચઉદ વરસ વહી ગયા, પછો પુત્ર કાહાડીશું બાર. ૩૩

**ચોપાઈ**—પાશા વજીર એમ કરે વીચાર, આવી બેઠા સભા મોઝાર; દન ઉપર દન વહી જાયછે, પાશા જાદો મોટો થાયછે. ૩૪ પરાતશકાળે જેમ સોભે મણી, એવી સોભા સુતની ઘણી; જાણે દીનકર ઊગો શસી, મુખ રહુ છે તેનુ હસી; ૩૫ સાત વરસનાં થઓ જાય; ચઉદ વીદયા જાણે નીરવાણ, સુત જોઇને હરખે માતને તાત; ઘણી સકોમળ તેની જાત. ૩૬ વીલો ન મુકે તેની દેહ. રખે નારીસુ આવે નેહ; મોહોલ બાર ન જાવા દે, પીતાની પાસે તે બેશી રહે. ૩૭ ચાલ ચતુરાઈ તેની જોક રહી, સભા મનરાં મોહી રહી; એમ કરતાં વરશ થયાં દશબાર; સાંભળ સહાજાદા વીસતાર. ૩૮ લખ્યા લેખ નવ થાએ ફોક, સાંભળ મનથી છાંડી શોક; એક દીવસને સમે સહી જાણ, પીતા પુતર શભાથી ઊઠયા નીરવાણ. ૩૯ ખાણુ ખાધુ તેણે જઈ, પલંગ ઊપર સુતા સહી; મધયાનકાલ થઓ છે તહી; પાશાને નીદરા આવી ગઇ. ૪૦ ઉઠો સોડમાંથી કુમાર, મોહોલમાં ચાલો તેણીવાર; દીઠી નારી એક ઉભી તહી, ચોકી કરે પેટીની સહી. ૪૧ તાંહાં આવીને ઉભો જાણ, બોલ્યો દાશી પરીતે વાંણ; કેમ ઉભીછે આણે ઠાર, શું ધારયુછે મન મોઝાર. ૪૨ આ પેટીમાં શોછે ખયાલ, કેમ સાચવુ કરીને ચાલ

ત્યારે દાશીએ જોડા હાથ, બોલી શાહાજાદાની સાથ. ૪૩ હુ નથી જાણતી શુંછે માંહે, હુકમ પાસાનો રહીછુ આંહે; ચઉદ વરસ ગયાંછે વહી, બેઠી ચોકી કરૂછુ અહી. ૪૪

**દોહરો**—તારે શાહાજાદા બોલીઓ, દાશી પ્રતે વચન; લાવ કુચી તુ એહની, જોઉ કરી જતન ૪૫ હુકમ નથી તમ તાતનો, નવ આપું કુચી આદીશ અરજ કરૂ જઇ પાશાકને, તોદ છે મારૂ શીશ ૪૬ રીસ કરી તે નારપર, મારી લાત દસ બાર; કર મધ્યે કુચી હતી; મુકાવીલીધી તેણીવાર ૪૭ પેટી ઉઘાડી વેગે કરી આનંદ આણી અંગ જુએતો માંહે છબો ભરી નઉતમ રંગ ૪૮ મોહો પામો મનડા વીશે ભારિ દીઠો ખીઆલ; પરમેશવરે નીરચી હશે. એવી નઉતમનાર. ૪૯ તમામ છબી હતી સહી તે શગળી નીરખી તે ઠાર; તે મધ્યે એક દીઠી શહી ચતુર સીરોમણ નાર. બારવરશ બુધ્ધે આગલી, રૂપ તણો ભંડાર; મુખ કમલ હશી રહ્યું, કામ તણો અવતાર.૫૧ આભ માંહથી જેમ વીજળી, જાણે ઉગયો સુરજસરૂપચંદ્ર ઝાંખોતેઆગળે એવું નારીનુ રૂપ. ૫૨ ભગુ ટીપંકજ કાતુની, શાખા ગજ શીરના બાલ, મગ નેણીકટી કેશરી, લાગો તે ઊંપર ખયાલ. ૫૩ ચુમંન દેઇ ચાંપી રૂદે, મહારા સમબોલો નાર, કોણ પાશાની બેટી તમો, કોણ શીર ભરથાર. ૫૪ અકલ ભુલ્રો ચતુરાનો, નવ સુજે કઇ પેર એ નારીજો મુજને મળે તારે હું રહુ ઘેર. ૫૫

**ચોપાઈ**—એવુ મન વીચારૂ સાર,મોહ પામો તે અપરમપાર; વસ્ત્ર કાઢીને કીધા એમ; જો પરેમદા કરે મુજપર પરેમ. ૫૬ તો પાછો ફરીને આવુંજાણ, નહીતર કાઢુમાહારા પ્રાણ; એમ વીચારૂ મન મોઝાર, ફકીર થઓ નવ લાગી વાર. ૫૭ રાખ ચોલી તેને તહીં, અલેક અલેક મુખ વાણી કહીં; નીકળી ચાલો ઘરથી બાહાર; હાહાકાર હવો તે ઠાર; ૫૮ પાશા સુતો ઉઠયો તહીં અરજ બેગીએ હકીકત કહીં છાતી કુટી બોલ્યો વાણ શાહાજાદો ફકીર થયો નીરવાણ, ૫૯ એવો બોલ પાદશાહે શાંભલો; મુરછા ખાઇ ધરણી ઢલો બેગમ રડેછે મોહોલમાં આપ. કોણ પ્રગટયુ એને રૂપાપ ૬૦ પુત્ર રાખો રેહેવાનો નથી. અલ્લા લેખ થયા સરવથી પાદશાહે દાસી તેડી તહી ચોકી મુકી પેટીપર સહી. ૬૧ દાસી બોલી તેણી વાર, માહારો વાંક નથી લગાર; મુજને મારી અપરમ પાર, લીધી કુચી કર મોઝાર. ૬૨ ઉઘાડી પેટી છબી જોઇને રસી રહ્યો ઘણુ મનડા મોઇ, પાદશા મનમાં થઓ નીરાસ; આવ્યો સાહાજાદાની પાસ. ૬૩વીનતી કરી સમજાવો સહી.કહ્યુ નમાને કોઇનુ તહી. પેગમબર ઊંતરે સરવથા તેહેનુ કહયુ માનવાનો નથી. ૬૪ દુખ કરો તમે મનથી તાજ, તખતે બેશી ચલાવો રાજ; મનનુ માનુ જો માહરૂ થશે, દુખ દાહલાં તમારાં જસે. ૬૫ એમ કહીને ચાલો તહી, સવજન શોકાતુર થઆં સહી; નીરાસ થઆ નગરના લોક; પાદસાહ વજીર મન આણે શોક. ૬૬ એકલો ગઓ જંગલમાં સહી, માણસ એક મોકલીએ સહી, શુખ દુખની કરીએ વાત. એકલવાંન શોધ્યો વીખ્યાત. ૬૭

**દોહરો**—એક વજીરનો છોકરો, જાફર એવુછે નામ; તેણે તાં ઉઠી કરી, પાદશાહતે કરી સલામ. ૬૮ મે એનુ નામ ખાધુ સહી, હલાહલ કરૂ આ ઠામ; ભાઇબંધતો મારો સહી, ચાકરી કરીસ અપાર. ૬૯ એમ કહી ચાલો સહી. મુકુ ગામતે દીસ; શાહાજાદાને મલ્યો સહી. ચરણે નામું સીસ ૭૦ મુજને ઇશક લાગો સહી, દુખીઓ થઓ અપાર; તુ શાને આવીઓ જાઓ તમારે ઠામ,૭૧ તારે જાફર બોલીઓ. ચરણે નામી સીસ; તમારી સાથે હુ નીસરો' રખે કરો મન રીસ ૭૨ જાંહાં જસોતાં આવસુ, કરસુ દુખની વાત; એકથી બે ભલા સહી સાંભળ મોરા બ્રાંત. ૭૩ અઘોર વનમાં ચાલો સહી, દુખ ધરે ઘણુ કાઅ;મોહ ખાણથી વ્યાકુળ થઓ, સાલે રૂદીઆં માંય, ૭૪ સાત દીવસ એમ વહી ગઆ બોલ્યા જંગલમાંએ; ખાવાં પીવા પાસે નથી માહા દુખ પામો કાએ. ૭૫ શરોર તણી સુધી નથી, મુકે કાંટામાં પાઅ; ઉઝરડા અંગે અતી ઘણા રૂધીર ઝરેતે માંહે. ૭૬ એમ કરતા આવી પોતા સહી.

નગર સુદર એક દેશ, તાંહાં આવી પોતાં સહી બન્યો જોબન વેશ. ૭૭ પાદરે દેહેરૂ
શાહી, છે શીવની પ્રતીમાએ તાંહાં આવી બેઠા સહી, બોલ્યા તાં પરધાન. ૭૮

**ચોપાઈ**—પ્રધાન બોલ્યો કરી પ્રણામ, બેશોભાઇ તમે આણેઠામ, જઇઆવુ આ ન
ગરમોજાર, ખાન પાન લાવુ આઠાર. ૭૯ એમ કહીને ગઓતે ગામ, બેઠે ફરકપાલ તેણે ઠા
મ: વીચાર કરે પોતાને મન એમ કરતાં આથમીઓ દીન ૮૦ પ્રધાન તણી મન ચીન્તા થ
ઇ. નીસા પડી કેમ આવ્યો નહી, પુજારો દેહેરૂ તજીને ગઓ. પાદસાહ દેહેરે બેશી રહો. ૮૧
દેહેરામાં દીપકછે શાર, તાહાં જઇ બેઠો નીરધાર; ધીરજવાનછે શબલોકાઓ કોઇ તણો ગાંજ્યો
નવ જાએ. ૮૨ બેઠાં આપ વીચારી મન; દુખ તણા માથેછે વન; કાએર થયાનુ કામજ ન
થી, હીમત હુ રાખુ સરવથી. ૮૩ એમ વીચાર કરે જેટલે, અરધી રાત ગઇ તેટલે; માણસ
નાં પગલાં વાગ્યાં શાહી,પરધાને શાંભળાં દેહેરામાં તહી. ૮૪ પ્રતીમા હુતી માતા તણી, તે
પાછલ બેઠો બુધી ધરી; પલક એક થઓ જેટલે, આઠ ચોર આવ્યા તેટલે- ૮૫ માહા ભયા
નક તેની દેહ, આવી કરીને બેઠાતે; દંડવત શીવજીને કરી, મુખ તણી વાણી ઓચરી. ૮૬
હમે જાણુ નગરમાં શાહી, મોહોલ ફાડસુ રાજાનો તહી, પુત્રી પદમણી એક તેજ તણી. તેણી
પાશે દોલત ઘણી ૮૭ સુતીછે શીગાશન જેહ' રતન હીરે જડ્યુ છેતે;કોટે ઝવેર જડ્યાં છેમાંહે
તે લઇને આવસુ આએ ૮૮ નારી સહીત લાવશુ અમો, તેનુ મસ્તક ચટાવુ તમો; એવી
પુજા માની તહી. સુકન જોઇને ચાલા સહી. ૮૯ ફરકપાલ ઘણા વીશમે થઆ. ચોર શ
હેર શમીપે ગઆ તાર પછે કાંરણસુ થયું તુતી કહે વીસતારી કહુ ૯૦

**દોહરો**—ચોર ગયા તે શેહેરમાં, ફરીઆ ચારે પાસ; પાશાજુદીનો મોહોલછે, આવા તેની
પાશ૯૧ ઊસ્કાલનાં દીનછે,ઝરૂખાં ઉઘાડાં જાણ; નાંખીઆદોરતે ઉપરે, વળગો દોર નીરવાંણ૯૨
દોરડે વળગી કરી ચડયા ચોર તેણી વાર સમેદાંની બલે સહી; સુતીછે નીરબલનાર, ૯૩ રત
ન જડીત્ર તખત સહી, તે ઉપર સુતી જાણ, આભુસણ અતી ઓપતાં, જાણે ઊગોભાંણ. ૯૪
નીદરાવશ તે નારછે શુભ શકોમલ અંગ, એકલીછે તે તારૂણી, નથી માણસ કોઈ સંગ ૯૫ચા
ર જણાએ ઉચકુ તખત તેણી વાર દોરે બાંધી મુકીઊ હેઠાં તે નીરધાર. ૯૬ હરકતને હીલો
નહી નવજાણે કોઈ એભરમ; લઈ ચાલા તે તારૂણી, કેહે ફલુ હમારૂ કરમ૯૭ ઘડી ચારમાંઆ
વીઆ ગામ થકી તે બહાર, પાદરે દહરૂ છે શહી, આવ્યા તેણે ઠાર.૯૮ આવી કરી ઉભારહા
નામુ શીવત શીશ, કમલ પુજા !કરીએ નારીની, માની લેજો ઇશ. ૯૯ ફરક પાલે વીચારીઊ,
મારી નાખસે નાર ધોજારૂ ડેહેરૂ થશે, એતો નહી વેહેવાર. ૧૦૦ પરતીમાં પાછળ બેઠો
સહી; તાંહાંથી બોલયો વાંણ; શાને મારોછો તારૂણી હુ પામયો ભોગ નીરવાંણ. ૧૦૧ તારે
ચોર ખુશી થયા નમીને લાગ્યા પાય તમ કરીપાથી લાવીઆ, તખત શહીત કન્યાય ૧૦૨
તારે સબદ બીજો થયો તમો સરવ નીસરો બાહાર એક પુરૂસ રહો સહી. ચડાવો મુજને ના
ર ૧૦૩ પ્રસન છુ તમ ઉપર સહી નીતે કરો એવાં કામ દરવ માજા અતી ઘણો નવલે
સે કોઇ નામ ૧૦૩ ચઢાવો મુજને કામની પછે લઈ જાઓ માલ, અખુટ ભંડાર તમ તણોહુ
થઊછુ તૃસમાન ૧૦૫ **ચોપાઈ**—ખુશી થયા તે મન મોજાર આવી બહાર બે
ઠા તેણી વાર એક ખબરદાર હુતો સહી તે નરને મોકલીઓ તહી. ૧૦૬ જાઓ તમે દેહે
રાની માંહે સીવનો સમરપે કન્યાએ દેહેરામાં આવ્યો જેટલે ફરકે મારયો તેટલે. ૧૦૭ એ
વો નીમચો મારયો સાર, શીર પડ્યુ ધરણી મોજાર ઘડી એક એમ કરતાં થઇ બીજો એ
કમોકલીઓ તણો. ૧૦૮ પેલો ગયો તે બેશી રયો, નારી દખી કામાતુર થયો જાઓ શીવને
સમરપી નાર, તેડી લાવો તમે આ ઠાર. ૧૦૯ બીજો આવ્યો દરા મોજાર મારયો હાથ તેને
તે વાર, એવો ઘા એક મારયો સહી ધડ ઉપર મસ્તક રહ્યુ નહી. ૧૧૦ વળી તીજો મોક
લીઓ સહી, તે પણ જીવતો મુકયો નહી ચેલા બેઠા મન કરે વીચાર, નથી આવતાં દેહે

રાથી બાહાર. ૧૧૧ નારી જોઇને મોહાતાંહાં, એમ કહીને ચોથો જાએ મારયો હાથ એક શાર માંહે પડો પ્રપતી એક નવ લાગી વાર. ૧૧૨ વારા ફરતી દેહેરામાં ગયા આઠે ચોર તાંહા પુરા થયા ફરકપાલ મન કરે વીચાર મારયા ચોરમેં આણે ઠાર ૧૧૩ તખત શહીત એનારી સહી, હુ એને ઘેર મુકી આવુ જઇ. એમ વીચાર કરે જેટલે, ઝબકીને જાગી તેટલે ૧૧૪ થરથર ધ્રુજવા લાગી કાઅ; કંઠ રૂધાઓ નવ બોલાએ; રૂધીર મુખથી ઊડી ગયું જીવ ગયા સમાને થયું ૧૧૫ ફરકપાલે મન કરયો વીચાર, હમણાં નારી મરશે આઠાર; મધુર વચન બોલ્યો વાણ, તુ માહારા ધરમની બેહેન છે જાણ. ૧૧૬ ચિંતા ફરક કરશો નહી તમે, તાહારે તાં પોહોચાડુ અમો; ત્યારે સાંતતા પામી નાર, બંધવ થયો પછે સોવીચાર. ૧૧૭ **દોહરો**—તજને ચોરજ લાવીઆ, તખત સહીત આઠાર, તેનેતો મેં મારીઆ, પડયાછે ધરણી મોઝાર. ૧૧૮ ધરમ તણી તુ બેહેનછે, દુખ કરો મન તાજ; ચાલો પોહોચાડુ તમ ઘર વીશે, કરો મન વાંછીત કાજ.૧૧૯ નારી મનમાં રીજી સહી પગેલાગી તે દીસઆસના તમારી અધીકછે, દેહુ કરૂ બખસીસ.૧૨૦મુજ ખાલ તણાકરૂ ખાશઠાં રહુ તુજ ચરણ મોઝાર, તો એતો ઓસીકલ થાઉ નહી,સાંભળ ભાઈ આઠાર. ૧૨૧ કોણ દેસના અધી પતી. કોણ તમારો તાત; કોણ પનોતીએ કુંખે ધરયા, સાચી કહો ભાઈવાત. ૧૨૨ બાળપણામાં બુધી આગલી, કેમ નાસરીઆ બાહાર; શુ દુખછે ભાઇ તમ તણુ. માંડી કહો વીખ્યાત. ૧૨૩ જો હુથી બનશે સહી; તો કરૂ તમારૂ કામ. મોહેલ આવ્યા માહરે, ચાલો જઇએ ગામ. ૧૨૪ શંક્ષેપે કહી શહી. વીસતારીને વાત; મોહોલ આગળ આવીઆ; પોહેર પાછલો રાત. ૧૨૫ જુવેતો દોર નાખીઓ સહી, ચોરે તેણે ઠાર; રહી ગડછે તે શાહી તાંહાં આવ્યાં નરનાર ૧૨૬ બાંધુ તખતતે દોરડે, ઉપર બેસાડી નાર; આગળથી પોતે ચડયો, ખેચુ તખત તે વાર. ૧૨૭ **ચોપાઈ**—નારી લીધી મોહોલ મોઝાર. બેઠા બન્યા તેણે ઠાર; ખાન પાન નાના વીધનાં સહી, લાવી નારીએ મુકયાં તહી રતન જડીતર રકાની જાણ; ભરી સુખડીએ મુકી નીરવાણ ખાવુ ખાધુ પેટજ ભરી પછે ફરકપાલે વાણી ઓચરી. ૧૨૯ અમને રજા આપો નાર અમે જાગુ અમારે ઠામ; નારી કહે નવ જાવા દેઉ તુને; જીવતદાન તેં દીધુ મુને. ૧૩૦ તુછે માડીજાઓ વીર; તુજ વીના નવ પીવુ નીર; સુવો માહારી શેજા મોઝાર, વાહાણામાં જાજો નીરધાર ૧૩૧ ચાકરી કરૂહુ રૂડી રીત, પુરવ જનમની માહાર પ્રીત; સુતાં બનો નરને નાર, સુખ સજાપર તે ઠાર. ૧૩૨ કપટ વાત કાંઈ મનમાં નથી,પાક મહોબત છે સરવથી; નીંદરાવશ થયા બેઉ શહ'. સરીર તણી સુધી નવ રહી.૧૩૩ નારી કેરો હાથ જે જાણ, પડો ફરકપાલના ગલામાં નીરવાણ; ફરકપાલ તણો જે પાય, જઇનેપડો નારીની કાય. ૧૩૩ અસ્ત્રી ભરથાર સુતાં હોય જેમ, નર નારી સુતાં છે તેમ; એમ કરતાં થયુ સવાર, લોંડી આવી ઘર મોઝાર. ૧૩૫ આવી કરીને ઊંભી રહી, જયાં નારી સુતી છે તહી દીઠી સોડમાં નરની જાત, આતો વીપરીત સરખી વાત. ૧૩૬ છાનુ રાખીને સુ કરૂ, વાણ વાંકે હુ શાને મરૂ; બોલ્યો એક બેઠો દરવાન, લુંડીએ વાત કહી તેને કાંને. ૧૩૭ પાદશાજાદીની બુધી ગઇ; પર પુરૂસ લઇને સુતીછે તહી, એવાં વચન દાશીનાં સુણી, રીસ કરી ખોજાએ ઘણી. ૧૩૮ મોટાં માણસ એમ કરે નવ કામ, જુડી વાત બોલો આ ઠામ; તારે દાસીએ ઝાલો હાથ, આવો દેખાડુ મારી સાથ. ૧૩૯

**દોહરો**—દીઠો પુરૂશ તેણે સહી, શુતોછે શોડ મોઝાર કોટે વળગી તારૂણી નીદ્રાવશનનાર. ૧૪૦ ઝાલી પગને ખેચીઆ, જાગી ઉઠો તે દીશ બંધન કીધો તેહને છેદાવે તુજશીશ. ૧૪૧ કોણ તણો તુ દીકરો કેમ આવો તુ આંહ, કેમ સુતો નારી કને કોટે વળગી બાંહે ૧૪૨ નારી ઝબકીને જાગી સહી કેમ બાંધો તે મુજ ભરાંત ઉપકારી દુખ પામશે તો તમારી

કરીશ હુ ઘાત ૧૪૦ ખબર દાર એ નર તણો, જો વાંકો થાશે વાળ તેલ કઢાવીસ તાહરૂ પી લાવીશ તારાં હાડ ૧૪૪ કહ્યું નવ માનું કુંવરી તણું લઇ ચાલ્યો તેણીવાર શભા સમીપે બેસા ડીઓ અરજી આપી તે ઠાર ૧૪૫ પાસા અરજ માહરી સુણો પુત્રી તમારી જાણુ આ પુર શને લઇ કરી સુતી સેજ નીરવાંણ૧૪૬ કોટે વળગી સુતી સહી દાંકુ નજરે જાણુ બાંધી લા વો તે નરને આ બેઠોછે નીરવાંણ ૧૪૭ જેવો હુકમછે તમતણો તેહવી કરીએ પેર એવાંકા મ નીતે કરો ખાતર પાડે તમ ઘેર ૧૪૮ વાંચી અરજી કોપીઓ બોલ્યો તેણે દીસ સુલી ઉ પર ઘાલો એહને વલતી છેદો શીસ ૧૪૯ હુકમ લઇને નીસરો; ચડો ઘણો મન કાળ, ચ ડાલ ચારૂને શોપીઓ, ગરદન મારો એ બાલ૧૫૦ ફરકપાલે વીચારીયુ. કરમે લખુ તે હોય મનના મનોરથ નવ થયા સુલી પામી સોએ ૧૫૧ હીમત નથી તે મુકતો ચાલ્યો તેહનીસા થ લઇ ચાલ્યોછે તેને મસાણમાં બાંધાછે બેઠુ હાથ. ૧૫૨ **ચોપાઈ**—પારશાજાદીને ખબરજ થઇ, ફરકપાલને મારવા મોકલો સહી ધીકાર જીવતર માહરૂં જાણુ ઊપકારીના લીધા પ્રાણ ૧૫૩ વગર તસકારે મારો જશે, તેહનુ પાપ માહરે સીર થશે; તાત ભરાંત સરખો એ જાણુ, પાક મોહોબતથી રાખો નીરવાણ, ૧૫૪ વીસવાશ ઘાત મુજ માથે થશે, કમોતે તે મારો જશે, ઊંડી તાંહાંથી તે કુમાર. પીતાની પાસે આવી તે ઠાર;૧૫૫ મરજાદા તેને છોડી સહી પીતાની આગળ ઊભી રહી; કર જોડીને બોલી વાણ, પીતા વીનતી સુણજો કાન, ૧૫૬ તાત ભરાત સરખો નર એહ, જીવતદાન આપુ મુજ દેહ, વગર ઇનસાફ મારયો જશે, તેનું પાપ માહારે શીર થશે. ૧૫૭ વગર તકશીરે મારો આપ. શો દેશો પરમેશવરને જપાબ, માટે તેડો તેને જાણ, તાકીદ વાત કરો નીરવાણ; ૧૫૮ વગર સમજે એને મારશો, જીતી બાજી તમે હારશો, પછે પસતાશો મનમોજાર, પાછો તેડાં તમે આણે ઠાર. ૧૫૯ હુછુ સતી તમે .અવતાર;-લાવો કર ઝાલુ અંગાર, જુડી પાડુ હું આણે દીશ, તો માહરે છેદાવું શીશ, ૧૬૦ તારે પાદશા સમજો સહી; એ નરને તેડાંવો અહીં પુછી કરીને લીધો પાર, પછે પસતા તાઓ મન મોજાર, ૧૬૧ જે હકીકત દેહેરામાં થઇ, તે સરવે વીસતારી કહી. ૧૬૨

**દુહો**—પાદશાએ તેડાવીઓ, પોતા કેરી પાસ; પરીત કરી તે ઊંપરે, આવો મન વીસવા શ. ૧૬૩ ચોર નહી તમે ચતુરછો, કોણ તણા કુમાર; જો સાંચુ તમે ના કહો, પરથવી તણો શીર ભાર. ૧૬૪ ફરકપાલ તારે બોલીયો, કરી પાદશાને સલામ; સીગલદીપ તણો શાહાજા- દો, આવો છઊ આણે ઠામ. ૧૬૫ નીશા પડીં તમ દેસમાં, રહો દેવલ મોજાર; ચોર આડ તહાં આવીયા, બેસી કરયો વીચાર; ૧૬૬ શંતાઇ હું બેઠો શહી, ચોર બોલા મુખ વાણ; મેલ ફાડીએ પાદસાજાદી તણો, તે એમ બોલા જાણ. ૧૬૭ માનતા માની દેવની, થાશે મારૂ કામ; તોતે નારીનો ભોગ સહી, આપીશુ આણે ઠામા ૧૬૮ એમ કહી આવ્યા શહી, તમા રા [illegible]હેર મોજાર; ચડા મેહેલ ઉપર શહી; લાવ્યા તખત ને નાર. ૧૬૯ ભોગ આપવા માં ડીઓ; નારીનો જેની વાર; હુ તે વારે બોલીઓ. પાંમો ભોગ આ ઠાર. ૧૭૦ જાહેર જો પાડુ સહી તો મુજને મારે સાર; વળી સબદ એક બોલીઓ, દેવળની મોજાર. ૧૭૧ આ ઠમો એક રહો શહી બાકી જાઓ બાહાર; તોતો ભોગ લેઉ શહી, નારીનો નીરધાર.

**ચોપાઈ**—શાત બાર ગયા જેટલે, તે નરને મારો તેટલે; એમ કરતાં ઘડી એકજ થ ઇ, એવે બીજો આવો સહી; ૧૭૩ તેને હાથ મેં મારા શાર, શીર પાડું ધરણી મોજાર; એમ આઠેના લીધા પ્રાણ, જુવો દેવલમાં પડયા છે નીરવાણ. ૧૭૪ એવે પુતરી જાગી તુજ તણી, દેહ સુજવા લાગી ઘણી, બેહેન કહીને બેશાડી પાસે, તારે તેહને આવ્યો વીશવાશ. ૧૭૫ તખત શહીત હુઘેર, પોહોચાંડી મોહોલમાં રૂદી પેર; ભાંઇ બેહેનની પરઠી પ્રીત; રહો મો હોલમાં રૂડી રીત ૧૭૬ સુતાં સેજ ઊપર જેટલે, નીદરાવસ થયાં તેટલે; દાસીએ ખબર

જાને કહી. સભામાં લાવા મુજને ગરહી. ૧૭૭ કીસમતમાં લખુ જેટલુ, તાર પછે વીતુ તેટ લુ, એવે પુજારો આવ્યો તાંહાં, પાશા તખતે બેઠા જ્યાં. ૧૭૮ સલામ કરીને બોલો વાણ, મસ્તક આઠ દેવલમાં જાણ; નીશા થઇ પાદશાહને તહી, માણસ મોકલીઊચકાવ્યાં તહી.૧૭૯

**દોહરો**—આંધો થયો છે પાદશા, તે ઓશીઆળો થયો અપાર; ગુણ ઉપર અવગુણ કરો, ધીકધીક મુજ અવતાર. ૧૮૦ જીવતદાન તમે આપીઓ. જીવાડી મુજ કંનાએ, દાશી થ ઇને કરે ચાકરી. તો ઓશીંગલ નવ થાય. ૧૮૧ સા કામે તમે નીસરા, તજીને માત પીતાએ; તે કામ કરૂ હુ સહી, કો મુજને વારતાએ. ૧૮૨ ફરકપાલ વાણી વદે, નવ કહેવાએ મુખ; ક હ્યા વીના નથી છુટકો, મોટુ દારૂણ દુખ. ૧૮૩ છબી લઈ આગળ ધરી, શોધી કાઢુ આના ર; તે સાથ મને પ્રીતછે, સોધોતો નગર મોઝાર. ૧૮૪ બીજુ દુખછે સહી, વજીર તણો કુમા ર; તે તમારા શહેરમાં. અવાપ થઓ નીરધાર. ૧૮૫ પાદશાહે તજવીજ કરી, નહી નગરમાં નાર; વજીર તણો જે છોકરો, શોધી લાવો તે ઠાર; ૧૮૬ બેહુ મીતર આવી મળયા. પછે પાદ શાહને કરી સલામ; છબી લઇને સંચરા જંગલ કરો મુકામ. ૧૮૭ ઘણા દીવસ ભમા સહી,બં ને જંગલ માંહી; એમ કરતાં શહેર એક આવીયુ, આવ્યા બંને તાંહે. ૧૮૮ વજીર સુતવા ણી વદે, નહી રજલાનુ કામ; માસ છ માસ રહેવુ સહી, આપણે આણે ઠામ. ૧૮૯ હુનર કાંઇ કરવો સહી. ચતુર તાણી જે ચાલ; ઘેર બેઠા આવે તહી, તે નારી કેરી ભાલ. ૧૯૦

**ચોપાઈ**—ઉજાણી શેહેર એવુ નામ વીશાલ, આવ્યા તેમાં બંને બાલ; બજાર સંદર એ ક દીઠો તહી, દુકાન ભાડે લઇ વશીઆ શાહી; ૧૯૧ મન મધે કરો વીચાર, હુનર કરીએ આ ણે ઠાર; તરે તરેની છબી જેહ, ચીતરવાને માંડો તેહ; ૧૯૨ અમીર ઊમરાવ તણી જે, ઊતા રી તહી. ૧૯૩ ચતુર સુંદર નારીના રૂપ, જે દખે મોહ પામે ભુપ; તમામ છબી ચીતરી શાર; મોહની રૂપ કરાં તઇઆર. ૧૯૪ પાછલો પોર થાયે જેટલે; બાર છબી માંડે તેટલે; ત માસ ગરી મળેછે અપાર; દખીને મોહે નરનાર. ૧૯૫ શેહેરમાં ચાલી સઘળી વાત, ધનધન એ નરની જાત; દસદેશના આવેલોક; દખે છબીને છાંડે શોક. ૧૯૬ મુસાફર આવે શરવથી, તેણે વાત પુછી છે કથી, આવી સકોમલ દીઠી નાર, સાચુ બોલો આણે ઠાર. , ૧૯૭ દેશ દ શાંતર ફરીઆશોએ, એવી નારી ન દીઠી કોએ. નારે ભાઇ એવી તે નાર, દીઠી નથી બીજે ઠાર. ૧૯૮ દશ દીવસ ગયા જેટલે. બીજો હુનર કરો તેટલે, છ રાગ છતરીશ રાગણી, તેઓ માં સમજાણ બંનોને ઘણી ૧૯૪ છતરીશ વાજાનુ નામ, સંગીત નટ એનુ જાણે ગાન. તુતી વાત કરે શરવથી; તેવો ગાનારો કોઇ દીઠો નથી; ૨૦૦ રાગને માન આવે જેટલે, અશમાનથી પ રી ઉતરે તેટલે. પેલી છબીમાં પેશી જાએ, જડ હોય તે ચેતન થાય; ૨૦૧ નરત કરે છબી શઉ તાએ; વીસમે પામા સઉ મન માંહે; તાન તાલ અલાપે જેટલે; થેઇ થેઇ નાચે તેટલે. ૨૦૨ એ વો તમાશો રચીઓ તાંહિ એક જીન્હાએ વરાણવ સુ થાએ. એમ કરતાં વીતા દીન ચાર; ફકી ર એક આવ્યો તે ઠાર. ૨૦૩ **દોહરો**—વરધ ફકીર તે અતી ઘણો, જીરણ થઇછે કા એ; આવી કરી ઉભો રહો. જાં મોટા રંગ થાય. ૨૦૪ જોઓ તમાશો અતી ઘણો, રીઝે પોતા ને મન. ૨૦૫ ધારી ધારીને જુવે સહી, નારી નીરમળ જાણ; પરધાન સુત વાણી વદ; ફકીરશુ તેણે ઠામ. ૨૦૬ કરજોડી ઉભો રહયો, બોલ્યો તેણીવાર; હઇ મોકલો તમો સહી દીઠી એવી નાર. ૨૦૭ કોણ મુલક કોણ દશમાં, કોણ તાણી કુમાર; જાં દીઠી હોય તયાં કહો; તમો પ્રથવી ફરનાર. ૨૦૮ તારે ફકીર બોલો સહી, તુજ આગળ કહુ વીખીયાત, અ સ્રીઆ રાજ નગરછે, કામરૂ દેશ એવુ નામ; ૨૦૯ તે પાદશાહની દીકરી. તેની છબી આ ઠામ. તે દેસતો પાકો સહી, નવ મળે નરની જાત. ૨૧૦ અજાણો કોઇ ચડે, તેની કરેછે ઘા ત; સો જોજન સુધી સહી. નહી પંખી કોઈ વન. ૨૧૧ ઝાડ ઘણા જંગલ વીશે, નહી

ફલ જલકે અન; રેત તપે તાં અતી ઘણી; નવ મુકાએ પાએ. ૨૧૨ અજાણ્યા જોપગધરે, તે તરત ગળીને જાએ. ૨૧૩ **ચોપાઈ**—એમ કહીને ફકીરજ ગઓ, વછર તણો સુત સુખીઓ થયો, જઈ પાદશાને કરી સલામ, શકલ મનોરથ પુરણ કામ. ૨૧૪ નારી કેરી ભાલજ મળી. હવે આપણી પોતી રળી, કામરૂ દેસમાં પાદશાહની બાલ; ચાલો તાં જઈએ તતકાળ. ૨૧૫ ઉતાવળનુ કામજ નથી, મારગ વીકટ ઘણા સરવથી; જો પરમેશવર કરશે કામ, તો તો પોચસુ તેણે ઠામ. ૨૧૬ સો જોજન જવુ સરવથી, તાં ફળ જળ મળવાનુ નથી, વળી રેતીની ધરતી જાણ, તેમા આદમી જળી જાએ નીરવાણ. ૨૧૭ એવો વીકટ દેશછે સહી, પરમેસવર પહોચાડે તહી, કાઅર થવાનુ કામજ નહી, ૨૧૮ તે દેશ મુકો નીરવાણ. વળી જંગલમાં મુકયા જાણ; ઘણો પંથ કાપો તહી, મધ્યાન કાલ થયો શહી. ૨૧૯ દીઠી વરક્ષની સુંદર છાંએ, બને જણ ઊતરીઆં તાંહે; પાણી પુછુ પાદસાહે તહી, વછર તણી નજર ઝાડી ઉપર ગઈ. ૨૨૦ ગરૂડ તણો માલોછે જાણ, બચાં ચાર માંહે નીરવાણ; અજગર વળી દીઠો એક તાંહે, તે બચાંને ખાવા જાએ; ૨૨૧ તરફડવાને લાગા તહી, અજગર હમણાં ખાશે સહીં, તે વછરે દીઠૂ જેટલે, ચડો ઝાડ ઉપર તેટલે; મારો હાથ અજગરને સોશ, કટકા કરી નાખ્યા દશવીશ. તે બચાંને આશીશે કરી; સુતાં બને હીમત ધરી. ૨૨૩. **દોહરા**—એક પહોર એમ વહી ગઓ, આવો ગરૂડ તેણી વાર; સુતા દીઠા માનવી મનમાં કરો વીચાર. ૨૨૪ મુજ પુતરને મારવા, જે આવ્યા આ દીશ; પ્રાણ લઊ એ તણા, મારૂ ચાંચ એને શોસ. ૨૨૫ એમ વીચારી આવીઓ, ચઢો ઘણો મન કાળ; માલા મધે આવીઓ, તારે બોલ્યા બાલ. ૨૨૬ અજગર ચડયો આ ઝાડ પર, ખાતો અમને આ દીશ, તેને મારો આ પંથીએ. કટકા કીધા દશવીશ. ૨૨૭ એવાં વચન સુતનાં શુણી, ખુશી થયો તે અપાર; ઉપકાર કરૂ કાંઇ એહને, છે ગુણ તણા ભંડાર. ૨૨૮ પાસે આવી ઊભો રહયો, કરજોડી કરે પરણામ; મેવા લાવો જે વનથી, તે આપો તેણે ઠામ. ૨૨૯ તમે ઊપકાર કીધો ઘણો મારે અજગરને જાણ; છવાડા મુજ પુતરને, પ્રસન છઊ નીરવાણ. ૨૩૦ માગ માગ કાંઇ મુજ કને, જે મન ઇછા હોય, પરસન થઓ તમ ઉપરે, ભરાંત નવ રાખીશ કોએ. ૨૩૧ પુત્ર મારા છવાડા તમો. તેવા તમે મારા પુતર; દુખ ભાજુ હુ તમ તણુ, સાચુ બોલો સુત્ર. ૨૩૨ તારે તે નર બોલીઆ; ગરૂડ પરતે વાણ, કામરૂ દેસ જાવુ સહી, લઇ જાઓ તેણે ઠામ. ૨૩૩ એવાં વચન ગરૂડે શુણી, ખુશી થયો અપાર; પીઠ ઉપર બેસાડીઆ, ઊડયે તે નીરધાર. ૨૩૪ પહોર દીવશનો ઉડીઓ ચાર પહોર વીતી રાત; પાદરે આવી મુકીઆ જારે થઓ પરભાત. ગરૂડ કહે સુણ ગુણ નીધી, જાઓ તમે આ ગામ; અમો જાશુ ઘેર અમ તણે, કરો તમારૂ કામ, ૨૩૬ પર આપુ એક પાંખથી, હેત ધરીને અપાર; ગુણ ગણો તે પર તણે, તહેનો કહુ વીસતાર. ૨૩૭ ભીડ પડે કાંઇ તમને, તારે અગની ઊપર મુકો જાણ, તે વેળા આવી કરી સાહે કરીશ નીરવાણ. ૨૩૮

**ચોપાઈ**–એમ કહીને ગરૂડ ગઓ, પોતાને ઠામે જઇ રહયો; પાશા વછર કરેછે વીચાર, આપણે શુ કરવુ આ ઠાર, ૨૩૯ મરદને વેસે પેશીએ જાણ, તો તો આપણા લેશે પરાણ. અસતરીવેશ ધરીને કાએ. આપણ જઇએ નગરી માંહે, ૨૪૦ એવુ મન વીચારી કરી, બનો ચતુર થયાં સુંદરી- ગુથીં વેણ સમારયા કેશ, થઇ રામા નવ જોબન વેશ; ૨૪૧ કંચની વેશ ધરીછે કાઅ, સાંજ સહીત નગરમા જાએ; જેવી ફકીરે કહીતી વાત, તેવી નજરે જોઇ સાક્ષાત. ૨૪૨ નવ મલે પુરૂશનુ નામ, જયાં જુવે તાં નારીના ઠામ; પદમણી સરખી છે સઘળી નાર, નાટારંગ કરેછે અપાર. ૨૪૩ જોતાં જોતાં ચાલ્યા જાએ, આનંદ તેને અંગ ન માએ. વાડી દીઠી એક શોભામાન. તાં તો નાચ થાએ સંગીત ગાન, ૨૪૪ મલી મેદની જોવા અહુ, મીજલસ

બેઠી ભરાઇ બહુ; નાચ કરેછે અપરમપાર, ચતુર શીરોમણ ગુણ ભંડાર; ૨૪૫ તાં જઈને કરો સલામ, શફલ મનોરથ પુરણ કામ; આશીરવાદ દઇ ઊભા રહયા, તારે બોલ મીજલસે ક હુયાં. ૨૪૬ કયાં આવ્યા છો આ દેશ, કોણ ઠામ કરો પરવેશ: તારે તેણે જોડયા હાથ, બોલા સરવ સભાની સાથ. ૨૪૭ કીશબી છે હમારી જાત, દેશ દેશ ફરવુ વીખીઆત, ઘણા દેશ જો યાછે અપાર, ચતુરનવ દીઠા નરનર. રાગને માન આપે સરવથી, તેવાં માણસ કોઈ દીઠાન થી, ખુબી તગ દેસની સુણી અપાર; ચતુર લોક વશે આ ઠાર, ૨૪૯ ઘણા ઉમેદથી આવા છીએઅમો, માટે ગાન શાંભલોની તમો, સભા વીશમે પામી અપાર,કેમનાચકરસેઆનાર,૨૫૦ એટલો તોરરાબેછેજાણ, કેવુ નરત કરશો નીરવાણ, હુકમ કરો સભાએ સાર, બાંધી ધુઘરીનવ લાગી વાર. દોહરો—ઉતારો આપો સહી, મેહેલ એક સુંદર જાણ; સાજ રાજ આવો સહી, હુકમ કરો નીરવાણ. ૨૫૨ તાં જઈને તે ઉતરયા, તે વેળા તે દીશ; ઇશવરલજાંરાખશે,તોકામથશે આદીશ. ૨૫૩ સોળે સણગાર તેને સજા, મોતી પરોવા વાળ, આ પરતાપ શરખીતારૂણી; જાણે ચંદર ઉગયોછે ભાણ. ૨૫૪ મરગ નેણી કટી કેશરી, હંશા ગમની ચાલ, જોઇ સભા વીશમે થઈ, ખંજન પડેછે ગાલ. ૨૫૫ જાણે આભમાંની વીજલી, જાણે દીપકનીં જોત; સભા સહુ ઝાંખી થઇ. જાણે થયો ઉદોત. ૨૫૬ સલામ કરી સભા વીશે, ધુઘરા બાંધયા તે દીશ. તંબુરે તા ચઢાવીઓ, પછે નાચુ શભાને શીસ. ૨૫૭ છતરીશે વાજા વાગીયા, નરત કરૂ તે ઠામ; ગાન તાન એક મળી ગયુ, કામવીને વાધો કામ. ૨૫૮ તાન તાલ તાં અલપે, તે વેળા તેનીવાર રીઝી શભા સહુ તે સમે, ધનધન તુજ અવતાર; ૨૫૯ સરવને તાન વાપી ગયુ, ઉલટ આવ્યો અંગ; સરીર તણી શુધી નથી, પેઈ પેઇ કરે તે સંગ. ૨૬૦ ઘેલી થઇ સભા સહુ; ખુબ મચો છે રંગ; ચીતરામણ વત થઇ રહયુ, જુવે સામાનુ અંગ. ૨૬૧ છ રાગ છતરીશ રાગણી, છતરીશ વાજાનુ તાન, સુર ચાલે નારી તણો, કોએલના શબદ ગાઅન. ૨૬૨ અસમાન ઉપર થકી, પરીએ મુકયો અહંકાર; અમરા કરતાં એ અધીકછે, ગાવુ ઘણુ છે રશાળ. ૨૬૩ કોઇએ હીરા મોતી સહી, કોઇ માણેક કોઈ લાલ, દ્રવે અનગલ આપીઓ, લાગો ઘણો મન ખયાલ ૨૬૪ સભા સહુ, ઉઠી સહુ લાગુ સઊ સઉને કામ; તે બંને જાણા રહી સહી, તે વાડીમાં કરો મુકામ. ૨૬૫ ચોપાઈ તે નગરમાં ચાલી વાત, કસબી તણી ચાલીછે ખાત; ફુલ તણી ખુશબોઇ જેમ, સઘલે વાત બેહેકી રહી તેમ. ૨૬૬ ગલી કુચી ઘરને ઘાટ, મેહેલ મેડી બેઠકને પાટ; ધનધન બંનેની જોડ, નહી કોને ખાંપણ કે ખોડ; ૨૬૭ સુઘડસકોમળ એનુ આતર, એન આગળ આપણ કોણ માતર; છતરીસે વાજનો જાણે રાગ, બીજા ગાનારા નહી શોભે લગાર, ૨૬૮ એવી વાત નગરમાં થઇ, વજીરને ખબર કોઇએ જઇ કહી, તે પણ રાગ તણો ગાનાર ઇશક તેને છે અપાર. ૨૬૯ તેની ખુબી શાંભલી જેટલે, મનમાં મોહ પામીયો તેટલે. મોકલી દાશી વેગે કરી, માન દઇ તેડી લાવજો સુંદરી. ૨૭૩ દાસી આવી તેની પાસ, હેત પ્રીત થકી કીધુ હાશ; તમારી કીરતી શાંભળી અપાર, હેતે વજીર પામીયો તે ઠાર. ૨૭૧ મુજને તેડવા મોકલી આજ, સફળ થશે તમારાં કાજ, એવાં દાસીના સુણી વચન બંને જણ હરખેછે મન. ૨૭૨ વજીર તણુ જો રીજે મન, તેતો કામ થયા ને નથી વીલંબ; એવુ મન વીચારી કરી. શાજ સહો તાં ચાલી સુંદરી. ૨૭૩ જઈ સભામાં ઉભા રહયા, તારે વજીરેબોલજ કહયા, કાંથી આવ્યો આણે ઠામ, કોણ દેશ કોણ તમારૂ નામ ૨૭૪ તારે તેણે જોડયા હાથ, બોલી તે વજીરની સાથ; કીસબ અમારો થાવાનો ઘણો; કંચની જાતછીએ અમો,૨૭૫ ફરતા ફરતા આવીઆ અમો. પુછો વાત તો શુણજો તમો; દેશદેશના હમો ફરનાર, કોઇ ચતુર નવ દીઠો શંસાર- ૨૭૬ નાચી કરી પસતાએ શહી, ચતુર સુઘડ કોઇ દીઠો નહી. ખુબી તમ દેશની સાંભળી અપાર. ચતુરવંત લોક અકલવાન સાર. ૨૭૭ ઘણા દીવસે આવ્યા છે અહી વાડીમાં ઉતરીઆ સહી, કોસીદો મળશે આ ઠામ; રાખે ચાકર તો રહીશુ આ ગામ, ૨૭૮ દીવસ બાર રહીશુ અહી, પછે કુચ કરીશુ શહી.

**દોહરો**—તારે વજીર બોલીયો, નાચ કરો આ ઠાર; ગાનારછો તમે અતી ઘણાં, મેં કી રતી સુણી અપાર. ૨૮૦ એવાં વચન વજીરતાં સુણી, સાજ ચોડો તે દીશ; સજે સણગાર તે કામની, મોતી પરોવ્યાં શીશ. ૨૮૧ જાણે માનસરોવર થકી, આવી હંશની જોડ. દેખી મુખ તે નારનું, વજીર થયો દીગ મુઢ. ૨૮૨ છતરીશે વાજાં સહી. ઘુઘરીનો ઘમકાર; તાને તાન મળી ગયું, એવી સુઘડ તે નાર, ૧૮૩ પછે રાગ તેને આલપો, સુર શતી તે દીશ; દીપક રાગ પરકાશીઓ, કપાલી ચડાવ્યુ શીશ. ૨૮૪ ઘુઘરીના ઘમકારથી, વળી વાજાનુ તાન; વળી કંઠ તે નારનો, શુણીને મોહ પામો પરધાન. ૨૮૫ પરશન થયો મનડા વીશે, વશવા આપો આવાસ; નીતે નરત કરો સહી, રહો મોહોલ મોઝાર. ૨૮૬ સોલે સણગાર કરાવીઆ, વસતર જરીનાં સાર; સાજ દા કરી આપીઓ, વલી આપો મોતીનો હાર. ૨૮૭ પરીત અતી અંતર થઈ, ઘડી ઘડી અલગાં નવ થાએ. રાગ તાન નીતે સુણે; આનંદ દીન જાય. ૨૮૮ જે મુખે બોલે કંચની, તે વજીર કરે પરમાણ; મોહ બાણે તેને મારીઓ, વસ કરયો નીરવાણ. ૨૮૯

**ચોપઈ**—કંચની વીના નવ ચાલે ઘડી, પરેમ પ્રીત બંનેશુ જડી; તનમન ધન કંચની શું અડુ, જાણે વીંટી માંહે કુંદન જડુ. ૨૯૦ એમ માસ ગયો છે વહી, પાદશા આગળ ખબરજ થઈ; કંચની બે આવી છે સાર, વજીરે રાખી ઘર મોઝાર. ૨૯૧ છતરીસે રાગ જાણે શરવથી, તેની જોડ પ્રથ્વીમાં નથી; એવી વાત સુણી જેટલે, પ્રધાન તાં આવ્યો તેટલે, સલામ કરીને ઊભો રહ્યો. પાદશાહે બોલ વજીરને કહયો; કંચની બે તમો રાખી સહી, તેને તેડી લાવો અહી. ૨૯૩ રાગ તેનો શાંભળીએ જાણુ, તેડી કરી લાવો નીરવાણ, શેહેરમાં સઘળે તેની વાત, સુઘડ સ્કોમળ કેવી છે જાત. ૨૯૪ સાજ સહીત તેને લાવજો, ઘડી એક માંહે આવજો; વજીરે ઊઠી કરી સલામ, તેડી લાવુ તેને આણે ઠામ. ૨૯૦ એવુ કહીને ઉઠો તહી, આવી વાત કંચનીને કહી; પાસા તુજપર થયો ખુશાલ, સાજ સહીત ચાલો તતકાળ: ૨૯૬ એવાં વચન વજીરનાં સુણી, કંચની ખુસી થઇ મનમાં ઘણી; જે સારૂ મુકયુ છે ગામ, તેનુ મુખ જોશુ આ ઠામ. ૨૯૭ વીજોગનો સંજોગ આજે થશે, દુખ દાહલાં મારાં જશે; નાના વીધના કરયા સણગાર, વસ્ત્ર જરીનાં પેહેરયાં સાર. ૨૯૮ કમલ જલમાં ખીલે સહી, એવી શોભા તેની થઇ; સાજ સહીત આવી તે નાર, સભા ભરાઇ બેઠી તે ઠાર. ૨૯૯ દીઠુ નારી કેરૂ રૂપ, ટળી ગઇ પાદશાહની ભુખ; દેખી નારીને સુખીઆ થયા, ફરી વચન કંચનીને કહ્યા ૩૦૦ નરત કરો તમે નારી જાણુ, એવું પાદશા બોલા વાણુ. ૩૦૧ **દોહરો**—નખરે જોઇ તે નારને, મોહ પામો અપાર; મુરછા ખાઇ પરથવી પડો, ધરણી ઢળો તે ઠાર. ૩૦૨ ઘડી ચારે સુધ થઇ, પછી જોવા લાગો તાંહે; એકી નજરે જોઈ રહયો, પરીત કરી મન માંહે. ૩૦૩ મોહ બાણ વાગુ સહી, દીઠુ ચતુર શુ જાણુ; છબી કરતાં ચોઘણી, રૂપ કળા નીરવાણ. ૩૦૪ તારે પાદશા બોલીઓ, શુ થયુ તમને આજ; મુજ સામુ કેમ જોઇ રહયાં, શુ ધારોછો કાજ. ૩૦૫ તારે તે વાણી વદે, જોયા પાદશાહ અપાર; તમ સરખા દીઠા નહી, પરથવીની મોઝાર. ૩૦૬ ઇંદરપુરીની ઉપમા, સરખી સભા સહુ જણ; તે દેખી રીઝ અમો અમો, વાગુ મોહનુ બાણ. ૩૦૭ એમ કહી ઉભી થઈ, બાંધ્યા ઘુઘરાતે પાગ; તંબુરો કરમાં ગ્રહો; માંડયો સંગીત રાગ. ૩૦૮ છત્રીસે વાજાં સહીત, છતરીશ રાગની ચાલ, સુરસસીત ગાયુ સહી, પાદશાહ થયો ખુશાલ. ૩૦૯ સભા સહુ ખુશી થઇ, પરસન થયો તે દીશ; શાલ જોડા સવા લાખનો, આપાડયો તેને શીશ. ૩૧૦ સાત દીવસ મધે તમો, એક દીવસ આવજો સભા મોઝાર; સલામ કરીને ઉઠીઆં, કંચની તેણી બાર. ૩૧૧ મુકામે આવ્યા તહી, જોઇ નારી તે ઠામ, ધીરજ રાખી તે રહી, વજીર તણે મુકામ. ૩૧૨ એક વાર રમે સહી, વજીર ખુશી છે અપાર; સરબત પીધા પાલા ભરી, નરત કરે તે ઠાર. ૩૧૩ શુણી રાગ ઘણુ રીઝીઓ, માગ માગ [illegible] દીશ: જે માગે તે આપુ શહી, જાત કરૂ બખશીશ. ૩૧૪ **ચોપાઈ**—તારે તેમ જો

ડા હાથ, બોલી તે વજીરની સાથ; તમે મારા અંન દાતાર, વચન આપોતો માગુ આડા ર. ૩૧૫ વજીરે વચન આપુ સહી, જે માગે. તે આપુ અહી, તારે કચની બોલી વાણ, સાંભળજો વજીર તમે ચતુર સુજાણ. ૩૧૬ આ દેશની એવી રીત, પુરૂશ સાથે કરે નહીં પરીત, ચોરી છુપોથી રાખે જાણ; તેથી વંશ વધે નારવાણ. ૩૧૭ પરગટ પુરૂશ કેમ રા ખતા નથી, કારણ કહો મુજને કથી, પાદશાહ પુરૂશપર રાખે વેર, તે વાતની મુજને કહો પેર પરમેસવરે સ્ત્રી પુરૂસનું જાગુ, નર નારી જોડુ કરૂનીરવાણ; તેતણી નથી જોતા જાત,એ મોટી છે વીસમે વાત. ૩૧૯ તારે વજીર બોલો તેણીવાર. હુ નથી જાણતો વાત આ ઠાર; જે ચી જનુ નામજ નહી; તે નાંમ શીદ લેવુ તહી. ૩૨૦ તારે ફરકપાલ બોલો વાણ, ધીક જીવવુ મારે નીરવાણ' તમે અંતર રાખો છો શાહી, હવે મારે રહેવુ નહી, કપટી મીતર નવ કરવો જાણ; રાખી વાત કરો નીરવાણ. જે માણુસનુ વચનજ ગયુ, વલતી તે માટે શુ રહયુ, ૩૨૨ એટલી વાત તમે કહેતા નથી, બીજુ સુ આપશો સરવેથી; લાચાર પાડીને બોલો નાર, વજીર પશાતાઓ મનમોઝાર. ૩૨૩ હુ જાણતો હુતો તમારી આણ; તમને એ રઢ લાગી નીરવાણ; પાદશાને પુછી લાવશુ, તમારા મનનો સંધે ભાગશુ. ૩૨૪

**દોહરો**—ઘણા દીવસ એમ વહી ગઆ, નવ પુછાએ વાત; એક દીવસને સમે સહી; છેડી વાત વીખાત. ૩૨૫ એકાંત જગો બેઠા સહી; પાદસા વજીર બે પાસ, મદ પાલા પીધા સ હી, કરે માંહો માંહે હાસ, બે હોસ થઇ ઘણી, કેફ ચડી ગઇ કાએ, સરીર તણી સુધી નથી; ખુશી ઘણી મન માંહે; ૩૨૬ પુછી વાત વજીરે તહી, ચરણે નામી શીશ, એક વાત પુછુ અ મો, રખે કરો મન રીસ, ૩૨૭ નર સામું જોતા નથી, નરને દાછો માર; તે વાતનો મુજનેકહો, માંડીને વીસતાર. ૩૨૮ વીચાર કરીને બોલીઆ, વજીર સુતે ઠામ; કહયા વીના નથી ચાલતું. કહુ તો બગડે કામ, ૩૨૯ કોઇ આગળ કહેશો સહી' તો વીપરીત થાશે વાત; અમલ જાશે આપણ તણો, કોઈ માણુસની થાશે ઘાત. ૩૩૦ વજીર કહે હું નહી કહુ, કોઈ બીજાને કાન, સુખે કહો મુજને તમે, મોટા છો ગુણવાન, ૩૩૧ **ચોપાઈ**—તારે બાદસા બોલો વાણ. સાંભળ વજીર ચતુર સુજાણ, પેલા જનમ તણી જે વાત, તુજ આગળ કહુ વિક્ષાત. ૩૩૨ શીચાણી જાનવર હુતા અમો, આદ અંત માંડી કહુ તમો; નરમદાનું જોડું શાર; કીડા કરતા અમો અપરંમપાર; ૩૩૩ મેવા ખાધા હમો જંગલમાં સહી, પાણી પીતા અમો તલાવે જઈ, ભર જોબન થઆં નર નાર, એટલે ઇંડાં બે મુકયાં સાર, ૩૩૪ પાંખ પાથરીને શેવાં કરૂ, બાળક ઉપર પેમજ ધરૂ, કેટલે દીવશે ઇંડાં ફોડા સાર, બચાં બે નીસરાં નીરધાર; ૩૩૫ હેત પ્રીતથી હું મનમાં ધરૂ, બચાની પ્રતી પાલજ કરૂ. એમ કરતાં દીન વીતા બહુ, તાર પછે વીતુ તે કહુ, ૩૩૬ ઉસાણ કાળના આવા દીન, પરીતાપ થઓ તે વન; અમો હારીને ગઆ નર નાર, દવ લાગી ઉઠયો તે ઠાર. ૩૩૭ માલો હમારો વચમાં સહી, ફરતો દવ લાગેછે સહી; જવા કેરો નવ જડયો લાગ, ઘણુ જોર કરે છે આગ; ૩૩૮ શોચાણા પરતે બોલા હમો, જાઓ બાલક લઇ આવો તમો, તમો નર તણો અવતાર, બાલક લાવતા નવ લાગશે વાર; ૩૩૯ તે નરનુ નવ માનયુ મન, ગાલ દઇ ઊડયો તે જન; આપણ જીવશુ તો બચા બહુ થશે અગનીમાં પેસતા પરાણ મુજ જશે. ૩૪૦ મારો જીવ બચામાં રહયો, શીચાણો તાંથી ઊડી ગયો. બાપ મુકી ગઓ તે તન, હુ મુકી કયમ જાઊ વન; પુતરનુ દુખ કયમ મનમાં ધરૂ, એ પહેલા હું નકી મરૂ; ૩૪૨ પાંખ બાંધી મેં તેણી વાર, ધીકાર પુરૂશ તણો અવતાર; બાલક તજીને વનમાં ગયો. પુતર કરતાં જીવ વહાલો થયો; અગની પાશે મેં માગયુ શાર, પેલો ભવ વેર લઊ નીરધાર; પુરૂશ તણી સોબત નવ કરૂ, જેથી દુખ પામી હુ ઘણુ; ૩૪૪ એવુ કહી બળી મુઇ તહી, બીજે જનમ હુ પામી અહીં, પુરવ જનમની હુ જાણછુ વાત, તેથી કરછુ ન રની ઘાત; ૩૪૫ પરસવ કાઓ તેની સહી, શઘળી વાત વીસતારી કહી; વજીર તાંથી ઉઠયો ઘ

હી, આવી વાત કંચનીને કહી. ૩૪૬ જે જે કહી પાશાએ વાત, શઘળી વાત કહી વીખ્યાત; એમ કરતાં દીન વીતા બહુ, તાર પછી વીતુતે કહુ. ૩૪૭ **દોહરો**—માસ એક એમ વહી ગયો, વજીરને કરી શલામ; રજા આપો અમને સહી, અમે જાશુ અમારે ગામ. ૩૪૮ તારે વજીર વાણી વદ, નવ જાવા દેઉ જાણ; દલાસો દીધો વજીરને, અમે પાછા આવશુ ગામ માત પીતાને મળી કરી, આવશુ તમારે ધામ; સાત પેઢોનો કોલછે, સાચુ બોલુ આ દીશ. ૩૫૦ વચન ચુકુ જો અમ તણુ,તો પરથવીનુ પાપમુજ શીર; વજીર રીજયો મનડા વીશે, મહીનો ચુકાવો તે ઠામ; ૩૫૧ બીજુ ઇનામ આપયુછે ઘણુ, આગલ મળી તે ઠામ; ગામ બહાર તે નીસરા, તજે વેશ તે ઠામ; ૩૫૨ નારી ફીટી નર થયા, ક્ષણુ નવ લાગો વાર; પર આપુતુ ગરૂડે સહી, તેને અગની ઊપર મુકુ જાણ, ૩૫૩ ગરૂડ આવી ઉભો રહયો, તે વેલા નારવાણ કેમ સંભારે મુજને કહો અમ શરખુ કામ. ૩૫૪ તારે ફરક પાલ બોલીઆ મુકો અમને બીજે ગામ; પાંખ ઉપર બેશાડીઆ ઉડયો ગરૂડ બીજે ગામ. ૩૫૫ ઘટીકા ચારમાં મુકીઆ, એક શહેરની પાસ; વળી દુખ પડે શહી, સમરજો મુજને શાર. ૩૫૬ સાહે કરીશહુ તમ તણી, એમ કહી ચાલે નીરધાર. ૩૫૭ **ચોપઈ** ફરકપાલ જાફર વશીઆ બેઉ તાંહાં, આનંદ તેને અંગ ન માય; ૩૫૮ મનસુબો કરવા એક વળી, જેવી પહોચે મનની રળી; દરવ અનગળ પહોચે અપાર, રાખીએ માણસ અપરમપાર. ૩૫૮ જમાવ લશકરનો કરીએ અહી, પછે જવુ તે દેશમાં શહી; સુરાપુરા મહા જુજાલ, રાખા ચાકર નવ લાગી વાર; ૩૫૯ મુઆરો મનગમતો લીજીએ, કામ ફરમાવુ તે કીજીએ; એક શહસતર માણસ કરૂ તઇઆર; પાશે દરવ તેની શી વાર. ૩૬૦ જાણે કરાંત સરીખા કાલ, એવા માણસ રાખા તે ઠાર; હુકમ સહુ લશકરને કીધ. ઉપડુ લસકર નગારૂ કીધ, ૩૬૧ શો જોજન ઝાડી જાણ; તાંહાં જઇ ઊતરા નીરવાણ, કુચ મુકામે ચાલ્યા જાએ, પાણીનો ઘાટ તાં રાંધી ખાએ. ૩૬૨ એમ કરતાં થયાં દીન વીશ, આવી ઝાડી તેણે દીસ, મહા ભયાનક તાડી આવી, નવશે તેમાં માનવી. ૩૬૩ સમરણ કરૂ ગરૂડનુ જાણ, ધુપ દીપ કીધો નીરવાણ, એક ઘડી થઇ જોટલે, ઉભો આવી ગરૂડ તેટલે; ૩૪૬વળી શુ પડયુ મહારૂ કામ, કેમ સંભારો આણે ઠામ; દંડવંત કરી લાગો પાએ. તમો અમારા છો પોતાય; ૩૬૫ પુતર તમારા છઇએ અમો, અસતરી આ રાજ ઊતારો તમો લશકર લઇ મુલક વશ કરૂ, અસ્રીઆ રાજની નારી વરૂ, ૩૬૬ પીતા થયા તો કરો એ કામ; લસકર ઉતારો તેણે ઠામ. તમ વીના કામ થવાનુ નથી, નહીતર પરાણ તજુ સરવથી.૨૬૭ તારે ગરૂડને આવી દયા, બાલક પરતે બોલજ કહયા. દુખ તમે નવ ધરશો રેશ, હમણે પહોચાડુ અસ્રી આ દીસ. ૩૬૮

**દોહરો**—એવુ કહીને ગરૂડે તહી, પરચંડ કરીછે કાઅ બેસો સહુ બાહાદુર થઇ; હમણા ઊતારૂ તાંહે. ૩૬૯ ચાર જોજન પહોલી કરી; પાંખ તેણી વાર, તે ઊપર બેસાડીઆ; પછે ઊડયો નીરધાર. ૩૭૦ સો જોજન મજલ સહી; ચાર ગઉમાં ઉડો જાણ, પાદરે આવી ઊતારીઊ; લશકર શહુ નીરવાંણ. ૩૭૧ મનના મનોરથ પુરા થશે સફલ થશે તારૂકામ આશી રવાદ એવો કરી; ઊઠીગયો તેણી વાર; પછે વાડીમાં ઉતરા મનસુ કરો વીચાર, પાદશા થશુ આદેશના; પોચશે મનની હામ. ૩૭૩ એ નાસી વલી નરતણુ, નથી જોતી મુખ, દએ તહોથી નરને દમે; દેછે દારૂણ દુખ. ૩૭૪ તેવો ફંડ આપણે રચ્યો, નવ જોવી નારી નરેશ, મુખપર બુરખો નાખીઓ, કીધો વાડીમાં પ્રવેશ, ૩૭૫ તે વાડીછે જે તણી; માંહે ચોકી ફરે ઘણી નાર. હુકમ કરે માણસને, મારી નાખોશ હું આઠાર. ૩૭૬ અમારે મુખ ન જોવુ નારી તણુ. મારીસુ સઉને આઠાર એક મુકી તેમાં જીવતી; તે ગઇ શેહેર મોઝાર. ૩૭૭ લશકર આવ્યુ ઘણુ નર તણું, પાદશાએ ઢાંકયુંછે મુખ, નારી નજરે જોતો નથી દે છે નારીને દુખ. ૩૭૮

**ચોપાઈ**—શાભા વીશે આવી તે નાર, પાદશા વજીર બેઠા તે ઠાર, હાથ જોડીને ઊભી થઇ, પાદશા આગલ વાતજ કહી. ૩૭૯ લશકર પુરસતુ આવ્યું જાણુ, સાચુ તમને કહુ નીર વાણ. ચારશે નારી વાડીમાં સહી તેને મારી નાખશે તહીં ૩૮૦ નારી સાથે તેને વેર, અને અથવા દછે જેર, મુખે બુરખો નાખયો શરવની નારી તણુ મુખ જોતો નથી. ૩૮૧ એવીવા ત શાભામાં કહી, તે પાદશાએ માની નહીં; આટલી ચોકી મુકી જાણુ, કાંહાંથી લશકર આવ્યું નીરવાણ. ૨૮૨ જોવા માણસ મોકલ્યાં તહીં, તેને પણ મારી નાંખા સહી; એક તેમાંથી આવી નાર, તે સાથે કહાવ્યો સમાચાર. ૩૮૩ પેલા જનમનુ મારે વેર, માટે તજીને આવ્યો શેહેર; એક એકને વીણી મારશુ, પેલા જનમનુ વેર વાલશુ. ૩૮૪ તે આવી દાશીએ કહુ, તારે ગમાન નારીને થયુ; રખે પેલા ભવનો ભરથાર, આવી ચડો હોય આણે ઠાર. ૩૮૫ તે વીના નવ જાણે વાત, આગલા ભવ તણી વીક્ષાત; એવુ મન વીચારી નાર, વજીર સાથ બોલી તે ઠાર. ૩૮૬ આપણી પાદસાઇ પુરી થઇ, નર ચડી કોઇ આવ્યો સહી; પેલા ભવ તણી છે પરીત, આવે જોવામાં એવી રીત. ૩૮૭ **દુહો**—પાદસા વજીર ઊઠા શાહી, લશકર સાથે લીધ; ગાંમ બાહાર તે નીશરા, શલાહ તે સાથે કીધ. ૩૮૮ ધાક ઘણો છે નર તણો, અસ્ત્રી તણુ શુ જોર; દગો કીધો જંગલ વીશે, ફરી થઇ આવો ચોર. ૩૮૮ તારે નર તે બોલીઓ, ધીક નારીનુ નામ, મરવા મોકલ્યો સ્વામીને, ચતુર તણુ નહીં કામ. ૩૯૦ પુત્ર મુકયા નરે પરહરી, દયા ન આવી તે; જીવ પોતાનો વહાલો કરે, પાપે ભરીયુ પેટ. ૩૯૧ અસ્ત્રી ભરથાર રહો જીવતાં, તો ઘણો થાય પરીવાર; પ્રાણી વહાલો નહી જે નારને, તેનો ધીક અવતાર. ૩૯૨ એમ માંહો માંહે વડાં સહી, તે વેલા તે દીશ; વજીર આવી વચે પડો, ઉતારી બેઊની રીસ.૩૯૩ બુરખો ઉતારો મુખ થકી, જાણે ચમકી વીજ; જાણે ભાનુ ઉગીઓ, નારી પામી રીઝ.૩૯૪ આશક પડી તે જોઇને, મોહ પામી તે નાર; છતર પોતાના શીર તણુ, ધરૂ જેહને શીર તે વાર. ૩૯૫ ખાન પાન કીધાં ઘણાં, સરબત પાલા પીધ; વાજતે ગાજતે આવીઆ, કામ કરીને શીધ. ૩૯૬ વજીરાત કરતી હુતી ચતુર શીરોમણ નાર, તેહને જાફર પરણાવીયો; તે વેલા તે ઠાર. ૨૯૭ ફકરપાલ પાશા થયો, શીંગલ દીપનો જાણ; જાફરે વજીરાત કરી. સંભળાવો વીસ્તાર. ૩૯૮ ઝાડી કપાવી નાંખી સહી, મેદાન કરૂ તે જાગ; નવાં ગામ તે વસાવીઆં, ભલુ તે પ્રથવીનુ ભાગ. ૩૯૯ લખી કાગળને મોકલો, પીતાને તેણી વાર; છબી વાલી નારી મલો, તે લખા સમાચાર. ૪૦૦ તમ તણી કીરપા થકી, પરણ્ પદમણી નાર; શીંગલ દીપના પાદશાહ અમો, થઇ રહયા આ ઠાર. ૪૦૧ વજીર તણો જે છોકરો, જાફર એનુ નામ; તેના પુન પરતાબથી, કીધુ નઊતમ કામ. ૪૦૨ જીવ થકી વહાલો સહી, સુખ ભોગવીએ સાર, પતર વાંચીને લખજો તમારો સમાચાર. ૪૦૩ કાશદ ચલાવો તાં થકી, આવ્યો શીંગલ દીપ ગામ; શાભામાં આવી કરી, આપો કાગળ તે ઠાર. ૪૦૪ વાંચી કાગળ રીજે ઘણુ, ખુશી થયો ઘણુ મન; ધન જીવતર માહરૂ, ધન ધન માહારો તંન. ૪૦૫ કાશદને ખુશી કરો, ઇનામ આપુ તેણી વાર; પ્રતી ઉતર લખી કરી, આપો તેણે ઠાર. ૪૦૬ અહીંઆંથી વાત પુરી થઈ, ફકરપાલની આ દીશ, મેહેતા હરીશંકરે કહી; ઇષ્ટ ગુરૂને નામી સીશ. ૪૦૭ તુતીએ કહી શાહી પંદરમી પુરી વાત; છઠે દીવશે બોલશે, અજી જશોદા ઘરની ખાંત. ૪૦૮ વાત પંદરમી પુરી થઇ, તુતીએ શાહાજાદાને કહી.

## વાત ૧૬

**ચોપાઈ**—છઠા દીવસની જવ પડી સવાર, જાંહાંદારશાહ વીચારે મન મોજાર; બેશી રહે કાંઇ શીધ્રા નથી, વળી પંથ કાપો સરવથી. ૧ નીસાસો ઘણું નાંખે કાય, માહાશોકાતુર મન

માં થાય; અરે પરમેશ્વર દીન દયાળ, તું મારી લેની સંભાળ. ૨ જગતપીતા તમારૂ નામ, કાં દુખ દાછો આણે ઠામ; ઘણા તાણાં તમો કરોછો કામ, મેં શુ પાપ કરૂ આ ઠામ. ૩ નારીના વિરહે રહેવાતુ નથી. પ્રાણ મારા જાશે સરવથી; એમ વીચારી બેઠા તહી. તારે તુતી બોલી તહી.૪ પાસે આવી બેઠા જાણ, મધુરે વચનથી બોલી વાણ; મુજને એમ સુજેછેઆજ, નીશચે કામ થશે માહારાજ. ૫ દુખ સુખ સરીરના જાણ. લખ્યા લેખ ભોગવે નીરવાણ; આફત પડે માયેઅપાર, તોએ ધીરજ ધરીએ શાર. ૬ હીમત નવ મુકો તમો. તોતે ઉપર કથા એક કહુ અમો; એક સોદાગર ભારે સહી, તેણે હીમત મુકી નહી. ૭ ઘણુ દુખ પામો તે કાય, હીમત મુકી નહી મન માંહે; ભોગના જોગ પુરા થયા જેટલે. તેનુ કામ થયું તેટલે. ૮ તારે પાશા બોલો વાણ. સાંભળ તુતી ચતુરસુજાણ; તેની વાત માંડી કહો તમો. એક મને સાંભળુ અમો. ૯ કહુ ગામ તેનુ શુ નામ, કેમ દુખ પામો તે ઠામ; મારગ રસતો નીકતો થાય. તુતી વાણી સાંભળતાં દુખ જાએ. ૧૦ **દોહરો**—તારે તુતી ઓચરી. ઉજેણી એવુ ગામ; શોદાગર તે શેહેરનો. અજીત એવુ નામ. ૧૧ દોલતની દુનીઆં અતી ઘણી. સઘળી વાતનુ શુખ; એક વાતનોનહીં ઓરતો. સ્વપનામાં નહીં દુખ. ૧૨ રાગ રંગ કરે ઘણુ, મોજ કરે તે જાણ; એક વારને સમે સહી. વાડીમાં બેઠા નીરવાણ. ૧૩ સાથે સાથી છે ઘણા, સરખે સરખી જોડ; મીજલસ કરી બેઠા શહુ. તેમાં નહી ખાપણ કે ખોડ. ૧૪ ખાન પાન નાના વીધના, વઇભવ કરે છે અપાર; મુસાફર એક તાંહાં આવીઓ, તે વાડીની મોઝાર. ૧૫ એકાંત જઇ બેઠો શહી. પછે રડવા લાગો જાણ; ઘણુ રૂદન તેણે કરયુ, સાંભળે સહુ નીરવાણ. ૧૬ વશમે પામી મીજલશ શહુ, માણુસ તણુ નહી નામ; જોતાં જોતાં આગળ ગયા, તાં દીઠુ માણસ સાર. ૧૭ જુવેતો મુશાફર સહી, રૂદન કરે નીરધાર; પાસે આવી ઉભા રહ્યા, મુખથી બોલા વાણ. ૧૮ તારે તે રડતો રહે. નવ બોલે મુખ વાત; કેમ રૂદન કરે શહી, સાચુ કહે વિખીઆત. ૧૯ વીસમે પામી સભા સહુ, કોણ તમારી જાત; છાતી ફાટતે રડો સહી. વળી રહી ગઓ આ દોશ. ૨૦ સાચી વાત તમો કહો, છાંડો મનની રીશ; શું દુખ છે તમ દેહમો, કહી બુડાં તુજ વહાણ ૨૧ કોણે તુજને મારીઓ, સાચુ કહો ચતુર સુજાણ. ૨૧ **ચોપાઈ**—તારે મુશાફર જઇ લાગો પાગો પાય. ઘણુ દુખ છે મારી કાય; તમો મને પુછોછો વાત, તો હુ માંડી કહુ વાખીઆત. ૨૩ લોભેત બાજછે મારૂ નામ, લોભેત શેહેર મારૂ ગામ; સોદાગર છે માહારી જાત, તમ આગળ કહુ સાચી વાત. ૨૪ માલ મેં તો ઘણો લીધ. શફરે જાવા મન ઇછા કીધ; પોઠ લઇ નીશરીઓ જાણ. ઘણો દસ જોઓ નીરવાણ. ૨૫ પછે મન વીચારૂ ખરૂ, અહીંઆંથી શફર કનોજની કરૂ, એવુ વીચારીને ચાલ્યો જાગ, ચાકર પરતે બોલો વાણ. ૨૬ કનોજ શેહેર કહેવાએ ગામ, પોઠ હંકારો એણે ઠામ; અઘોર વનમાં આવ્યો જેટલે, અક કૌતક થયુ તેટલે.૨૭ ઝાંડો પાણી જવાને રહયો, કાફલો શઘળો ચાલતો થયો; ઘડી એકતો મુજને થઇ, ધસી કરાને ચાલો સહી. ૨૮ મારગ રશતો ભુલો જાણ, કમારગે ચાલો નીરવાણ; વીકટ ઝાડી મોટુ વન, તે દેખી ધ્રુજવા લાગુ તન- ૨૯ વાઘ વરૂ બોલે શીઆળ, જાણે હમણાં આવ્યોછે કાળ; ભુત પરેતના ભડકા બળે, તે દેખી મુજ કાયા છળે, ૩૦ સમી શાંજ એમ કરતા થઇ, વરક્ષ તળે હુ બેઠો જઇ, ઘડી એક બેઠો તે જાગ, તાંહાં માણશના વાગા પાગ. ૩૧ મે જાણુ જે લેશ પ્રાણ; ગુફામાં હુ પેઠો નીરવાણ. શતાઇ બેઠો જેટલે જક્ષ એક આવ્યો તેટલે. ૩૨ છાતી ઊપર આવી રહ્યો, કરોધ કરીને બોલજ્ કહ્યો; સાચુ બોલ કેમ આવ્યો જાણ, જુઠુ બોલો શતો લઇશ પરાણ. ૩૩ હકીકત મેં માંડીને કહી, જક્ષને દયા આવી શહી; મારી પાછળ આવો જાણ, મારગ હું દેખાડુ નીરવાણ. ૩૪ આગળ પાછળ ચાલા જાણ, શેહેર સમીપ મુકયો નીરવાણ; તે શેહેરમાં હુ તો ગયો, જક્ષ તાંહાંથી અલોપ થયો. ૩૫ તે નગરની શોભા

અહુ, શું વીસતારી તમને કહુ; ચતુર શીરોમણુ શઘળી નાર, જાણે કામ તણો અવતાર. ૩૬ લોભતબાજ વાત કરે છે શહી, અજીજ સોદાગર શાંભળે તહી; તેવામાં એક કઉતક થયુ, તુતી કહે વીસતારી કહુ. ૩૭ દોહરો—મીજલસ ભરાઇ બેઠી સહી, રસમાં આવીછે વાત; તે વેલા શુ નીપનું, શાંભળ સાહા વીખીયાત. ૩૮ બીલાડી જુધ આગલી, જુગતે છે બે જોડ, આસન ઉપરથી તે પડી, નહી તેમાં ખાપણુ કે ખોડ ૩૯ શભા; સમાપે તે પડી, તેણે જુધ કરૂછે અપાર; લોક શહુ વીસમે પામીઆ, ભંગાણુ પડુ તે ઠાર. ૪૦ એવો ખ્યાલ દીઠો નવો, અતે શુ કઊતક હોઅ, અચરત દીઠુ આવી લાગુ, લોક સહુ તે જોએ. ૪૧ પોહોર એક એમ વહી ગયો, અલોપ થઇ તે નાર, બીલાડી દીઠી નહી, મીજલશે કરો વીચાર. ૪૨ લોભતબાજ તાંહાંથી ચાલીઓ. મુકી અધુરી વાત; ચાલો તે જંગલ વીશે, નવ જડે સોધો જાત. ૪૩ વીચાર કરી મનમાં રહ્યા, વળી શભા કરીતે ઠાર; વાત પેલાની સુણીએ શહી, બોલાવો આં ઠાર.૪૪ લોભતબાજ દીઠો નહી, શોધે શેહેર મોજાર; પછે પસતાવા લાગીઆ શોદાગર તે ઠાર ૪૫ ચતુર સીરોમણ સુઘડ નર. આવ્યો વાડી મોજાર આ દરમાન નવ પામીઓ, તજી ગયો આઠાર. ૪૬ જીવ રહો તેની વાતમાં. વીચારૂ અજીજે મન; તે નરને શોધી કાઢીએ તો હરખે માહરૂ મન. ૪૭ સજન પ્રતે બોલીઓ, શોદાગર તે દીશ; હમો સફરે જાશુ સહી, એમ કહીને નામુ શીશ. ૪૮ સોપ્યુ લોભતબાજને, શુણજો તેની સાર; વળી માલ વેચીને આવશુ, આપણા શેહેર મોજાર. ૪૯ ના કહી શકે મળી, નવ સાંભળુ કોઇનું કાન; માણસ લેઇને નીસરો, માણશ સહીત નીરવાર. ૫૦ લોભતબાજે કહુ હતુ, કનોજ શેહેરનું નામ; અજીજ સોદાગરની સેરો. તે દીશાએં કરૂ મુકામ. ૫૧

**ચોપાઈ**—તે મુલકમાં ગયો હોશે જાણ તાંહાંથી મુજને મળશે નીરવાણ; દીવશે કુચ રાતે મુકામ, એમ કરતાં આવ્યો તે ગામ. ૫૨ આવી કરીને પુછી વાણ, નવો શોદાગર કોઇ આવ્યો છે જાણ, લોભત બાજ છે તેનું નામ, તે આવ્યો છે આણે ઠામ. ૫૩ નાહાં કોઇ કહેતુ નથી, લોભતબાજ નામે કોઇ નથી, પુછી ભાર લીધી તહી. નીરાશ થઇને તે બેઠો સહી. ૫૪ દેશ દેશાંતર ફરીઓ ફેર, નવ લાગી ભાલ મનમાં પામો શોક, નાશ છ મારો આવશે અહી. નગરમાં વશીઓ સહી. ૫૫ બેઠાં ખરચ ખાધો તે ઠાર, ઘણા દીવસ વીતા નીરધાર, દોલત હતી તે પુરી થઇ; તો પણ તે નર આવયો નહી. ૫૬ ભુખે મરવા લાગો જાંણ. ચાકર જતા રહયા નીરવાણ, એકલો રહો સોદાગર તહી, વીચાર કરવા લાગો સહી. ૫૭ લોભતબાજ છે નામજ સાર. લોભતબાજ ગામ નીરધાર. તે શોધીને કાહુ સહી શું કરૂ આંહી બેશી રહી. ૫૮ કફની પેહેરી તેણી વાર, ફકીર થઇ ચાલ્યો નીરધાર; મુલક મુલક ફરે સરવથી, તે શેહેરનું ઠેકાણું નથી. ૫૯ જેને પુછે તે ના કહે. ફકીર વેશે ફરતો ફરે; અઘોર વનમાં ફરતા ફરે, અઘોર વનમાં આવ્યો સહી, ફકીર એક બેઠો છે તહી. ૬૦ પુરો સાહેબનો વલી જાણ. બેઠો ધ્યાન ધરે નીરવાણ. તેને જોઇ નામુ શીશ, પાસે જઇને બેઠો તે દીશ. ૬૧ આંખે આંશુ ચાલ્યાં વહી, તારે ફકીરે વાણી કહી; કેમ આવવું પડ્યું આ ઠાર, શા દુખે નીસરીઆ બાહાર, ૬૨ તારે તેને જોડ્યા હાથ, બોલ્યો તે ફકીર સાથ; હુછું સોદાગરનો કુમાર. એક મુસાફર આવ્યો મુજ શેહેર મોજાર, ૬૩ વાડીમાં હું બેઠો જાણ, તારે તે રડવા લાગો નીરવાણ. મેં તેને પુછું તે ઠાર, શું કરવા રડે છે નીરધાર. ૬૪ શાબ ઘાલીને પુછું તહી, તેણે મુખથી વાણી કહી, અરધો વાત થઇ જેટલે, કઊતક એક થઉ તેટલે. બીલાડી વઢતી આવી જાણ, રંગમાં ભંગ થયો નીરવાણ; માહારી નજર બીલાડી ઉપર ગઇ, તે નર ઊઠી ચાલ્યો સહી. ૬૬ ઇસક લાગો તેની વાતનો જાણ; તેને સોધવા નીસરયો નીરવાણ. લોભાત બાજ નગરી સાર, લોભત બાજ નામ નીરધાર, તે શહેરની ખતા

વો જાગ, હુ લાગુ તમારે પાગ. ૬૮ **દુહો**—તારે ફકીર વાણી વદે, અકલહીણુ તુ જાણુ; કોઇને લાગો કહે સહી, કહા દુખ વેઠે નીરવાણ. ૬૯ પરદેશી તથી હશો, વટે મારગુ કોઇ પથર આપી તુજને ગઓ, માથુ ફાડવા શોએ, ૭૦ અમો મુલક જોવાવાણા પણ નથી સુણુ એ ગામ. લોબત બાજી દીઠુ નથી, તમો જાવ તમારે ઠામ, ૭૧ તારે અજીજ શોદાગર બોલીયો ફકીરને લાગી પાય; હુ નવ જવુ મુજ દેશમાં; તો પુજને સાંગે, ૭૨ પાર કાઢીશ પરથવી તણો સોધી કાઢુ તે ગામ; તે નરને માણુ મહી, તો સફળ જીવતુ આ ઠામ. ૭૩ ફકીરે વીચારયુ સહી, મરી જાશે માંય, દઆ આવી તેને ઘણી, ખડગ આપુ એક તાંહે. ૭૪ જા પરસન છુ તુજને સફળ થાશે તુજ કામ, પીંસા પડે જા વન વીશે, તે ઠામે કરજો કામ; ૭૫ તરવાર મેનથી કાઢજો, શુજો લઇને પાસ; તે ઠામે શોભા થશે, જાણુ લીલા વીલાશ. ૭૬ નગર થશે એક કારમુ માણસ શોભા માન. ખાન પાન મળશે ઘણાં; કહુ વાતે ધરજો કાન. ૭૭ સુરજ ઉગે જારે સહી, મીયાન કરજે તલવાર, વળી મારગમાં ચાલજો; દુખ નવ પામીશ લગાર.૭૮ જતન કરીને રાખજો, છે તુ ચતુરસુજાણ, ખોશો તો દુખ પામશો; માનજો વાત નીરવાંણ ૭૯ વીદાએ કીધો અજીજને; ફકીર થઓ અંતર ધાન; પગે લાગીને પંથે પડયો તમો દીધુ જીવતદાન. ૮૦ એમ કરતાં નીશા પડી અઘોર વનની માંહે, તલવાર કહાડીશુતો સહી;શોભા ઘણી થઇ તાંહે. ૮૧ મેહેલ મેડીને માલીઆં શેહેર બજારને ચોક, સૌ સુતો દેખે શહી; વશણ અઢારે લોક. ૮૨ **ચોપાઈ**—આઠ દીવશ એમ કરતાં ગયા; મધ્યાન કાલ જંગલમાં ગયા, પાણી તણો એક આવ્યો ઘાટ આવીને બેઠો તે વાટ. ૮૩ ખાધાં ફલ નદીનેતીર, પાણી પીવા બેઠા વીર. નીચી ગરદન કરે જેટલે. કર માંહેથી તલવાર પડી તેટલે. ૮૪ ઉંડો ઘરો જલનો નહી પાર. તેમાં જઇ પડી તલવાર; કરમ કરે તે ન કરે કોય, બેઠો કાંઠા ઉપર સોય. ૮૫ ઘણો પસતાવો લાગો તહી, વળી ધીરજ રાખીને ચાલો શહી; એક જોજન ગયો જેટલે, તાંહાં વસતી દીઠી તેટલે. ૮૬ માણસ એક દીઠુ તાંહે, તે ખેતર સાચવે જંગલ માંહ; તેને ખેતર જઇ ઉભો રહયો. તારે પટેલે બોલજ કહયો. ૮૭ કાંહાંથી આવો તુ નરેશ, કોણ ઠામ કરવો પરવેશ; તારે અજીજે વાતજ કહી, ચીત ધરી કાણબીચ લહી. ૮૮ પુરવની વાત હતી જેટલી, માંડી હકીકત કહી તેટલી; તુ સરખો મુરખ નહી કોય, એવો વાત શાચી નવ હોય. ૮૯ પારકી વાત દુખ પામે સરવથી તુજ સરખો મુરખ પરથવીમાં નથી; એમ કહીને દીધી આશ, ચાકર કરીને રાખો પાસ. ૯૦ તે ખેતરમાં ઝાડ એક સાર, તેની શોભા અપરમપાર; સમી સાંજ થાય જેટલે, કોટી દીવા ઉગે તેટલે. ૯૧ ડાળે ડાળે દીપકની જોત, ઉદેકાર થયો ઉદોત; સોદાગર મન વીસમે થયો, આતે કારણ શુ કહેવાય. ૯૨ ભુત પરેત કે વતરી જાણુ, શા કાણી શહી આહી દીશે નીરવાણ; ઘડી એક એમ કરતાં ગઇ, તેમાંથી હાથ નીકળીઆ સહી ૯૩ પટેલે મદનો પાલો ભરો; જજે કરી તેને કર ધરો; છઅ શાત પાંચ દસને બાર. ચાલીસ પાલા પીધા નીરવાંણ. ૯૪ પાછો હાથ તેમાં પેશી ગયો, અજીજ શોદાગર જોઇને રહો. નીતેહાથ નીસેરેછે જાણ, પટેલ પેએલા પાળા નીરવાંણ. ૯૫ એમ કરતાં દીન વીતા બહુ, તાર પછે વીતુતે કહુ, પટેલ મુખે બોલો વાંણ, સાંભળ પથી ચતુરસુજાણ. ૯૬ તમેતે પેઆલા પાજેઅહી, હુતો ઘેર જાઊછું વારૂ કહીને રહો તે ઠામ, પટેલ ગયો પોતાને ગામ ૯૭ સમીસાંજ થઇ જાણી વાર; રોશની થઇ તાં અપરંમ પાર, અજીજ શોદાગર વીચારે સાર; જોઉ એનાંછે નર કે નાર. ૯૮ હાથ બાર કાહાડો જેટલે ઝડપ કરી ઝાલો તેટલે. ૯૯

**દોહરો**—હાથ અજીજે ઝાલીઓ તારે ચીસ પાડી અપાર; જાણે અશમાન તુટી પડયુ, કટકા થયા તેણીવાર. ૧૦૦ જનાવર એક નીશરૂ મહા ભઆનક કાઅંચાંચમાં અજીજને ઘાલીઓ, અંતરીસ ઉડી જાએ. ૧૦૧ એકસો ફરંગ ઊંચુ ગયું, જનાવર તેણી વાર; પછે હે

હે ઉતરયુ, પાહુાડપર મુકયુ નીરવાણ. ૧૦૨ નાખી જનાવર તે ઊપરે, ગયો પોતાને ઠામ; સો
દાગરને સુધી નથી શરીર તણી લગાર. ૧૦૩ ઘડી બેચાર વહી ગઈ, જોયું નજરે જાણ; ઝા
હાડ તાં દીઠુ નહી પાહાડ તાં નીરવાણ. ૧૦૪ દુખ પામો કાઆ વીશે, ઉતરે હેઠો જેમ; પગ
ખસે તેનો શહી, પરથવી ઊપર પડીઓ તેમ. ૧૦૫ પહાડ ઊપર તે પડયો ગડબડતો તેણી
વાર; તે ઠામે કુવો હતો, તેમાં પડો નીરધાર, ૧૦૬ શરીર તણી સુધી ગઈ, દુખવા ,લાગયુ
શરીર; આવાવરૂ કુવો શહી, નથી કાંઇ તેમાં નીર. ૧૦૭ તેમાં તે આવી પડો, કોણ કાડે તે
ને બાર; ભુખ તરસ પીડે ઘણુ, દુખનો નવ આવે પાર. ૧૦૮ તણ દીવસ એમ વહી ગયા તે
કુવામાં જાણ; તાર કહી જે નીપજયુ, તે તમને કહુ આ વાર. ૧૦૯ એક જાલીઉ દીઠુ સહી
તેમાં ઘણી સોભાય; તેમાં રચના છે ઘણી, તે અકલીત નવ કળાય ૧૧૦ મેહેલ મેડાને મા
ળીઆ, વાડી શરોવર ગામ; મેવો નાના પરકારનો દીઠો તેણે ઠામ. ૧૧૧ હાથે કરીને ખોદી
યુ મોહોડુ કરયુ તેની વાર; એક માણસ પેસે સહી, છેંડુ પાડુ નીરધાર. ૧૧૨ તે જાલાને મ
હોડે સહી, ફાંસી બાંધીછે જાણ; વાંકો વળી પેઠો સહી, આહા ગલામાં નીરવાણ. ૧૧૨ તર
ફડવાને લાગીઓ, તાં એક ફકીર આવો શાર; તેને કાડી નાખો શહી, પાહાઠ ઊપર નીરધાર
૧૧૪ **ચોપાઈ**—તે ફકીરના પુતરી જેહ, તે આવીને ઉભી તેહ; દીઠો પુરૂસ પડયો તે
સાર; તાં આવીને ઉભીં નાર. ૧૧૫ ખુશી તે થઇ મનમાં ઘણુ, કીસમત જાગુ આજ મુજ
તણુ; શીકાર પરમેશવરે મોકલ્યો અહી, માણસ ભક્ષ મળ્યુ છે સહી. ૧૧૬ ફાંસી આથીને
આવીને કાડી નાર, લઇ ચાલી તેને શેહેર મોજાર; ચોકી મુકી તેના પર સાર, કાલ તેનેખાઉ
નીરધાર.૧૧૭એમ કરતાં નીસા પડી, ચોકી વાલો સુતો તે ઘડી; નીંદરાવસ થઓ જેટલે, અજી
જ ચાળી ઊડયો તેટલે. ૧૧૮ આખી રાત ચલો વન મોજાર, પરાતસકાળ થયો જેનીવાર;
વળી આગળ ચાલવા માંડયુ જેટલે, ફકીર એક આવ્યો તેટલે. ૧૧૯ ઘોડા ઉપર છે અસવાર,
ફકીર વેશ કીરસતા શાર; અજીજે તેને દીઠો જેટલે, તરત પગે લાગો તેટલે; ૧૨૦ માથા ઉપ
ર મુકો હાથ, વાત કહે ભાઇ મારી સાથ; શા દુખે આવો છો તમો, સાચી વાત કહોની અમો
૧૨૧ આંખે ચાલી જલનીં ધાર, બોલ્યો અજીજ તેણીવાર; હુ છુ જાતે સોદાગર સહી, ભુલો
પડયો જંગલમાં અહી. ૧૨૨ પગે લાગો તેહેને શાહી, મુજને તે ગામ મુકો જઇ; તે શીધ્રનેઆ
વી દયા, સોદાગર પરતે બોલજ કહયા. ૧૨૩ આખ મીચતુ આણી વાર; જઇ પોતીશ તુતે
શેહેર મોજાર; અજીજે આંખ મીચી જેટલે; તે શહેર શમીપ આવયો તેટલે. ૧૨૪ લોબતબાજ
તે શેહેરનુ નામ, આવીને ઉભો તે ઠાંમ; દીઠા આગળથી દરવાજા કોટ, ઘણી શોભાને મહોમા
મોટ, ૧૨૬ **દોહરો**—અજીજ સોદાગર આવીઓ, તે શેહેર મોજાર; ભુખ દુખ ભુલી
ગયો; એવી છે શોભાય. ૧૨૭ જાણે ઇદરપુરી સહી, જાણે શીવ કઇલાસ, જાણે બીજી દુવાર
કા, લોક વશે શહુ વાસ. ૧૨૮ જાણે સવરગપુરી સહી, તેમાં બેઠાં નરને નાર; સદા ખુશા
લી તેહમાં, દુખ નથી લગાર. ૧૨૯ સુના જેવી પરથવી સહી, નહી રજ માતર તાં મેલ; જા
ણે હીરમાંએ ઘડુ, ખરા હુનરથી ખેલ; ૧૩૦ મોહોટા મહેલ નવ ટુકના, મીનાકારી છે કામ;
સી સોભા કહુ તે નગરની, ભરમા ભુલે તે ઠામ; ૧૩૧ વાડી બાગ સોહામણા, વનસપતીભા
ર અડાર; મેવો પાકે તાં અતી ઘણો, શોભા અપરમપાર. ૧૩૨ નાળીએર કેળાંબીજોરડાં અ
ખોડ પસતાં બદામ; દરાખ ચારોલી ઘણી, ઢગલા પડયા તે ઠામ. ૧૩૩ દાડમ અંજીર જમરૂ
ખ સહી, ફાણશી ફાલશીના વન, આંબો જાંબુન કદલી. દખીને રીજે મન. ૧૩૪ અજીજ જો
ઇ વીસમે થયો, ધનધન મુજ અવતાર; આ રચના કોઇ દવે રચી, શોભા અપરમપાર. ૧૩૫
જોતો જોતો ચાલ્યો સહી, મનમાં પામો ઉલાસ; એટલે માણુસ તાંહાં આવીઆં, તે શોદાગર
ની પાસ; ૧૩૬ હાથ જોડી વીનતી કરી, પરણમી લાગો પાય, લઇ ચાલ્યા અજી જને,ભરી

સભાની માંહે; ૧૩૭ પરદેશી પંખી સહી, દીઠો ચતુર શુજાણ; ખુશી થઈ સભા સહુ. શીર છતર ધરૂ નીરવાણ. ૧૩૮ પોસાક જે પાશા તણો પહેરાવ્યો તેણી વાર; તખત ઉપર બેસાડીઓ, ક્ષણુ ના લાગી વાર. ૧૩૯ અજીજ વીસમે પામીઓ, આતે શુ કહેવાય; અંદેશો મનમાં રે; તારે વજીરે કરી સલામ; ૧૪૦ ચીંતા ફીકર કરવી નહી, વાત સુણો આ ઠામ. ૧૪૧

**ચોપાઈ**—વજીર બોલ્યો તેણી વાર; મનમાં ચીંતા નવ કરશો લગાર; આ શહેરનો પાદશા સહી, મરણ પામો છે તે અહી. ૧૪૨ અવશાન શાંગે થયો જેટલે, અમ સાથે બોલો તેટલે અપુતરવાન હુઓછુ જાણુ, પુતર સારો નથી નીરવાણ; ૧૪૩ તે માટે તમે કરજો એક કામ, વચન મારૂ કરજે પરમાણ; આજથી ચોથે દીને શાર, જે કોઇ મુસાફર આવે નીરધાર; ૧૪૪ તેને માન આપજો નીરધાર. પાદશાહ કરી બેસાડજો આ ઠાર; પુતરી મારી ચતુર શુજાણ; તે નરને પરણાવજો નીરવાણ; ૧૪૫ તમારા ભાગ્ય તણો નહી પાર, ચોથે દીવસ આવ્યા આ ઠાર; શુખ ભોગવો અપરમપાર; અમો તમારા ચાકર નીરધાર; ૧૪૬ એમ કહી પગે લાગીઓ, વજીર કરજોડીને રહયો; તારે અજીજને આવ્યો વીશવાસ; વજીર લઇને બેઠો પાસ; ૧૪૭ સરકાર તણા કાયદા જે, વજીર આણીને શીખવે તે; ચાલ ચતુરાઇ રૂડી રીત, તે સરદાર શીખવે અજીજને નીત. ૧૪૮ એમ કરતાં તે વીતા દીન ચાલીશ, પછી પુતરી પરણાવી તે દીશ; ખાન પાન તાં થયાં અપાર, આનંદ સહુ પામા નરનાર; ૧૪૯ ઘરમાં ચારકુલ તે રીતે કરી, પાદશાની પુતરી અજીજે વરી; પાદશા તે નગરનો થયો, પુરણ પીત ધરીને રહો. ૧૫૦ મહાદુખ પામો વનમોજાર, હીમત નવ મુકી લગાર; મનમાં સમે છે સરવેથી, એ વાત કાંઈ મળતી નથી, ૧૫૧ પુછી નારીને લીધો પાર, લોગત આજ પાશા નીરધાર; તે હવે જંખના મુજને થઇ, કીસમત લઇને આવુ અહી. **દોહરો**—એવુ મનમાં વીચારયુ, ધીરજ ધરા અપાર; અજીજે હીમત રાખો શાહી, તે પાસા થઓ નીરધાર. ૧૫૩ દુખ પામો તે અતી ઘણુ પણ હીમત ન મુકી તે ઠાર; દુખ ફીટીને શુખ થયુ, શફળ થયુ તેનુ કામ. ૧૫૪ તેમ હીમત રાખો તમો, શોક કરો મન તાજ, મુજને એવુ સુજે શાહી, થોડે દીને થશે કાજ. ૧૫૫ અજીજ મહા દુખ પામીઓ તેવુ નથી પડયુ કોઈને શીશ; તે દુખ ફીટીને શુખ થયુ તે કરનારો જગદીશ. ૧૫૬ એ વાત તો પુરી થઇ, અજીજ શોદાગરની જાણ; તુતીએ માંડી કહી, જાંદારશાહને મંડાણ, ૧૫૭ છઠા દીવસની પુરી થઈ, તુતીની આદીશ, મેહતા હરી શંકર કહે ચરણે નામી શીશ ૧૫૮ વાત શોળમી પુરી થઇ તુતીએ શાહાજાદાને કહી.

---

# વાત ૧૭

**ચોપાઈ**—સાતમો દીવસ થયો વળી જાણ, મારગ સહી ચાલ્યો નીરવાણ; જાંદારમા પંથે ચાલીઓ, આકુળવાકુળ મનમાં થયો. ૧ સરીર તણી તેને સુધી નથી, આંખે નીર વહેછે સરવથી, બેહોર બેહોર બોલે વાણ, અરણ જંગલમાં ચાલ્યો સહી જાણ; ૨ શા નારીશુ લાગયુ ધ્યાન. બીજી વાત તણુ નહી ગ્નાન; તુતી સાથે બોલે વચન, સાંભળ પક્ષી તુ આણે દીન. ૩ તારે મારે પરીત અપાર. પેલા ભવનો હુ માગનાર; જાનવર છે પણ બુધી અપાર, ચરતુ શીરોમાણ ગુણ ભંડાર, ૪ મહાદુખ મુજને પડયુ શાહી, તે તુજને વીલો મુકયો નહી; નીમકહલાલ કરૂ અપાર, પંખી પણ ઇશિવરનો અવતાર; ૫ મારી સાથે તુ દુખાણી થઇ, ઘડી પણ વીલો મુકયો નહી; સુખ સરવે કરૂ તેં તાજ, મારી સાથે આવી આજ. પ્રાણ દાન કરૂ તેં મને, સું ઓશીંગળ હુ થઉ તને; તારી વાત સુણતાં દુખ જાય, મારી કાયા સીતળ થાય. ૭ નતમ વારતા કાંઇએક હોય, તે મુજ આગળ કહોને સોએ, મારગ રસતો નીદર જાણ, સુખ

થીં બોલ્યો મધુરીવાણ. ૮ **દોહરો**—તારે તુતી એમ ઓચરી, શાંભળ હુ દુપતીના ત
ન. એક વાત તમ આગળ કહુ, તે ઠેકાણે રાખો તમારૂ મન, ૯ એક તાણુ ભીતર હુતા સહી,
શોદાગરના કુમાર: ચઊદ વીદ્યા ગુણ આગલો, ખુટી તાણા ભંડાર. ૧૦ બે ચારેક હુતા સહી;
બેઠા ખાધુ બહુ દીન; દોલત હતી તે ઘટી ગઈ, વીચારવા લાગા મન. ૧૧ આપણે અહાંથી
કાંઇ જઈએ સહી, પરમુલક કોઈ ગામ; સફર કરીએ કોઇ શહેરની, રળી લાવીએ કાંઇ દા
મ. ૧૨ બેશી રહેવુ ઘર વીશે, ચતુર તાણી નહી ચાલ; એમ કહીને ગલીઆ તરણે જાણુ ત
તકાલ. ૧૩ સુભ મહુરત જોઈ કરી, ચાલા ચતુર સુજાણ; દાણા પાણી જે ચામનો તાંહાં રહેશુ
નીરવાણ. ૧૪ **ચોપઈ**—એમ વીચારીને આવ્યા જાએ, આણંદ તેને અંગ ન માએ;
એક ગામ લે બીજુ મુકે સહી. નાશા પડે તાં રહે શહી ૧૫ ઘણા મુલકે એમ ફરીઆ સાર
એક શહેર આવ્યુ તે ઠાર: મજલ લાંબી કરી સરવથી, થાકા ચરણ ચલાતુ નથી. ૧૧૬ ધર
તી નવ મુકીએ પાય, ભરાઇ ગઇ છે તેની કાય, બે ગાઊ શહેર રહ્યુ છે સરવથી, તેટલુ ચાલ
વાની સુધી રહી નથીં ૧૭ એક વરખની સીતળ છે છાંય, શીતળવાયુ આવે છે તાંહ, મધ્યા
આન કાળથયો છે સહી, તણે જાણુ તાં બેઠા જઈ. ૧૮ ખા ખાધુ તરણે મહીં જોગ, બેઠા વાર
કરે નીરવાણ. ; હાસ વીનોદ કરેછે સહી, એક તેમાંથી બોલો તહી. ૧૯ એકેકી વાત કરો
નીરવાણ, જે વીતી હોય શીરપર જાણુ, એક વારા ફરતી કહેવી જાણુ, લેશ લાજ નવ રાખવી
નીરવાણ.૨૦ આપ વીતી હોય જેટલી, માંડી વાત કરવી તેટલી; તરણમાંથી મંતર બોલેવાણ,
તેને મુરખ જાણવો નીરવાણ. ૨૧ જે આપ વીતી નવ કહે વાત, તેની મુરખ જાણવી જા
ત; જેને વીની હોય નહી, તે નગરમાં પહોચાડે સહી. ૨૨ ખાધ ઊપર બેસાડે જાણુ, બે
કોશ પહોચાડે નીરવાણ, તેની વાત સહુને મન વસી, એ વાતમાં ચીંતા કસી. ૨૩ સુખે ક
હો ભાઇ વીતી વાત, જે ગુજરી હોએ પોતાની જાત. જે નરને નવ વીતુ કાએ. તે બેહુ
નરને ઉચલી જાએ. ૨૪ **દોહરા**—તારે એક તેમાંથી બોલીઓ, મુજ વીતી કહુ
વાત, તે તમ આગળ કહુ, માંડી સરવે ખીઆત. ૨૫ બ્રમાંડ બહુ ડોલી પડે, ડોલે દશ દી
ગપાળ; સમુદર નીર સુકે સહીં, મુજ દુખ સાંભળતાં વાર. ૨૬ જેટલુ લખુ લલાટમાં. તેટલુ
વીતે; ઓછુ અદકુ થાએ નહી, શોધે વેદ પુરાણ. ૨૭ પુરને વાત માંડી, તમો સાંભળજો વાત;
મહાદુખ વેઠુ કાએ. ૨૮ એક શોદાગર આપણા શહેરનો, બેન વજીર એવુ નામ; એક વહા
ણ ભરી કરી, ચાલો સફરને કામ. ૨૯ તે તાણા ચાકર અમો, સાથે અમોને લીધ; લંગર
ઉપાડયુ વાહાણનુ કામ કરયુ છે શીધ. ૩૦ બંદરે બંદરે ફરે શહી, વેચ્યો માલ અપાર; ઘણો
દરવ કમાયો સહી, કહેતા નવ આવે પાર. ૩૧ ઘણો દરીઓ ખેડયો સહી, અપરમપાર અ
પાર, સફર તેણે પુરી કરી, પાછો ફરયો નીરધાર,૩૨ અનગળ માલ ભરી કરી, પાછો વ
ળ્યો તે દીશ; તેવામાં એક કઉતક થયુ, કોપા સી જુગદીશ. ૩૩ **ચોપાઈ**—ઘર ભ
ણીઆવતા સહી, વહાણ પડયુ વમળમાં જઈ; ચકરી ખવી તેને તીર, ગરક ગયુ તેવુ તે નીર
જળ તણો નવ આવે પાર, તા વહાણ બુડુ નીરધાર. સઘળા લોકો બુડા છે તહીં, એક હુ જી
વતો નીસરો છુ સહી; ૩૫ પાટીયુ એક આવયુ કર મોજાર, તે ઊપર બેઠો નીરધાર; સાતદી
વસને સાતજ રાત, આઠમા દીવસનો થયો પરભાત. ૩૬ દરીએ છોળ મારી અપાર, કહાડી નાં
ખો જળથી બહાર, મહા દુખ પામો હુ ઘણું, સુ વીગત કહુ મુજ તણુ. ૩૭ શવા પહોરે સુધી
થઈ, હળવે હળવે ચાલો સહી; એક જોજન ગયો જેટલે શેહેર એક દીઠુ તેટલે. ૩૮ તે સ
હેરની સોભા ઘણી, જાણે રચના ઈંદરજ તાણી; તે ગામને પાસે શહી મહાશોકાતુર બેઠાં જ
ઈ ૩૯ ઘટીકા બે થઇ જેટલે, માણસના પગ વાગયા તેટલે, તે શહેરમાંથી દશ વીશક નાર;
કીડા કરવા નીસરી બહાર. ૪૦ પછી જાત છે સઘળી જાણુ, તે સહેર પરીનુ બે નીરવાણ,

આનંદ વીનોદ કરેછે સહી, તેવામાં મુજને દીઠો તહી. ૪૧ આવી કરીને ઉભી પાસ, મુજ સામુ જોઇને કરેછે હાસ, કયાંથી આવ્યો આ ઠામ, સુ ધારે મે મનમાં કામ. ૪૨ પંચમાભુત નુ પુતળુ સહી, કયાંથી આવીને બેઠો અહી, કે મેં તાં જોડા હાથ, બોલ્યો તે નારીની સાથ સઘળી વાત કહી જેટલે, તે નારી રીઝી તેટલે; પરીત ઘણી તે મનમાં ધરી, ચાલી ચતુરા તાંથી સુંદરી, ૪૪ **દુહો**—એક નારી તેમાંથી રીઝી ઘણી, આવીને ઝાલ્યો હાથ; હાંવ ભાવ કટાક્ષે કરી, લઇ ચાલી મુજ સાથ. ૪૫ શોળ વરસની સુંદરિ પરી જાતછે નાર; ઇછા વર મુજને વરી, પરીત ધરીને અપાર; ૪૬ મહાસુખડ તે સુંદરી, કામ શરખો દેહ; લઇગઇ મુજને શેરમાં, મનમાં આણી નેહ. ૪૭ વાડી એક પોતા તણી, ફરતાં ચોમન છે ચાર; તેની વચમાં એક ચબુતરો તેની શોભાનો નહી પાર. ૪૮ સફાટીક માણીનોછે શાહી, જગમગ કરાણ જાત; શોભા તેની શી કહુ, જાણે ઝળકાર લહોત ૪૯ પુસપ નાના પરકારના, તાં એવો અપરમપાર; શી સોભા કહુ વાડી તણી, વનસપતી ભાર અઢાર; ૫૦ ખાનપાન નાના વીધના આભુશણ અંગે અપાર; વસ્ત્ર વાઘા નીતે નવા, કીડા કરીએ નરનાર. ૫૧ લઇભોગ મન ગમતા કરૂ, તેમાં નરનારી રીજે મન; હેત પરીત રાખે ઘણી, કહે સ્વામી તુજને ધન, પર ચોરાશી આશન સહી, ભોગ કરૂ તે ઠાર; તેમ તેમ નારી રીજે ઘણુ. ગુણ તણો ભંડાર. ૫૪ સોળ સણગાર સજે કામની, વેણ સહાગજ કેશ, નરત કરે મુજ આગળે, અગળા જોગમન વેશ.૫૪ જાણે સુખ સવરગ તણુ, તેથી અધીક તાં હોય; આઠ પોહોર ચોસઠ ઘડી, આણંદ મંગળ હોય ૫૫ વરશ સાત એમ વહી ગયા, કીડા કરતાં અનુદીન, પછે રજા માગી તે નારની, બોલ્યો મુખથી વચન, ૫૬ **ચોપાઈ**—તે નારી પ્રતે બોલ્યો વાણ, સાંભળ વીનતી ચતુરસુજાણ તારે મારે પરીત અપાર, કહેતા નપ આવે પાર. ૫૭ વચન તમારૂ આપો હાથ, તો એક વાત કહુ શાથ; તારે નારી બોલી વાણ. તમારૂ વચન કરૂ પરમાણ, ૫૮ સાત પેહેડીનો મારે કોલ સાચો માનીશ તમારો બોલ; તારે તેણે વાત કરી, મુજને રજા આપો સુંદરી, ૫૯ માત પીતા મારા વરધ કાએ, તેની મુજને ચીંતા થાય; તેની ચાકરી કરવી જઇ, એવી મનમાં ઇછા થઇ. ૬૦ શાત વરસ સુખ ભોગવુ કાએ, હવે મુજને કરો વીદાય તે નારી પણ વચન રહી; મુજને વલાવા ટુ્ાવી સહી, ઘોડો મુજને એક આપો જાણ, તે ઉપટ બેઠો નિરવાણ, હેત પરિત ને ઊલટ ભેર, જાવા માડયુ મેં મારે ઘેર. ૬૨ ઉડયો પંખી ઘોડાની જાત, આશમાન ઊપર ઉડયો વીખયાત, હજારો ગાઊ તે ઊંડયો જાણ, કારમો ઘોડો તે નારવાણ. ૬૩ અઘોર વનમાં એક મોહોટો પાહાડ ઘોડો ઉતરે તેની આડ; પરથવી ઉપર ઊભો જેટલે, સરપ એક દીઠો તેટલે. ૬૪ એક જોજનનો લાંબો જાણ, દોહોડ જોજનનો પહોળો નીરવાણ. ૬૫ મહા જેહરી તેને દીઠો શાહી, શરીર તણી મહારી સુધી ગઇ, ઘોડા સુધાં ખાશે શરપથી, હવે જીવવાની આશા નથી. ૬૬ **દુહો**--એમ વીચારયુ શાહી, તેવે વીપરાત થઇ એક વાત; તે તમ આગળ હુ કહુ, જે વીતુ મુજ જાત. ૬૭ ઊડ પખો ઘોડો શાહી, પરીએ આપો તો જાણ, હણહણીને તે શરપ થઓ, એક જોન તે પરમાણ. ૬૮ તે દખીને વીસમે થયો, આતે સુ કારણ હોય; અચરત દીઠુ અતી ઘણુ ધજવા લાગો શોએ. ૬૯ જુધ તેણે કીધુ ઘણુ, માંહેમાંહે વળગા શાથ, અતોલ જુધ કરે શાહી, પરથવી પછાડે આપ. ૭૦ વીખની જુવાલા નાંખે ઘણુ એક એકની ઊપર કાએ, ભડકા બળે અગની તણા, ભલે પરથવી પરલે થાય. ૭૧ પહાડ ઊપર ચડી ગઓ, સુધ નવ રહી કાએ, જીવ લઇ નાઠો શાહી. મહા અરાણ્ય ની માહે' ૭૨ અઘોર વનમાં નાઠા શાહી, નહી જળ ફળને નીર; વાઘ વરૂ બોલે ઘણા. કેમ કરી રાખુ ધીર, ૭૩ તણ દીવશ ભમો શહી, નહી વરાતી કે વાટ, અન કે ફળ પામે નહી, નહી પાણીનો ઘાટ. ૭૪ ચોથો દીવશ થયો શાહી, તે જંગલમાં તે વાર, મ,ણશ એક દીઠો શાહી જીરણ થઇ છે કાએ; -

ઊઠા બેઠાની ગતી નથીં, તેને જઇને વાગો પાય. ૭૬ હુ પરદેશી વટે મારગુ, ભુલો પડેલોછુ જાણુ,તમો શરણુ આવયા શહી શાહેત્તા કરો નીરવાણ. **ચોપઈ**–તારે વરધ્ધ પુરૂશ બોલે વાણુ, તુ કયાંથી આવે, જંગલમાં જાણુ. મનીસ નામે કોઇ આવે નહી, તારો કાળ.લાવોછે સહી; ૭૮ વાઘ વરૂ પરવતને પહાડ, કરડી ખાશે તારૂ અંગ, જેમ ચેતાએ તેમ ચેતી લ્યો; હુ મણુ તારો આવ્યો કાળ. ૭૯ દાણો પાણી પરવારયુ સુખ, પરમેસવરને સંભારો મુખ, એવાં વચન તો વરધે કહયા, મારાં ગાતર તો સીતળ થયાં; ૭૬ હુ તો આવ્યો તમારે શરણ, જીવ તો રાખો કે પમાડો મરણ; એમ કહીને ચરણો નમો, મારો બોલ તેને મન ગમો. ૮૧ શીધ્ધ કહે શાંભળ સુજાણ, આવ મારી સાથે નીરવાણ; આગળ પાછળ આવ્યા જેટલે, પાહાડ એક આવ્યો તેટલે, ૮૨ તે મધ્યે એક મોટી ગફાએ, મુજને લઇને પેઠો ને માંહે. શોહેન માણુની ગદા એક. ગુફાને મહોડે હુતી વીવેક. ૮૩ વરધ્ધ પુરૂશે ઊપાડી તેહ, મુજને આણી ઘાલો નેહ; પાછી ગદા ગફાને મધ્ય ધરી, આગળ ચાલો વેગે કરી, ૮૪ આગળ હુ ચાલુ જેટલે, શીધ્ધ અપોપ થઓ તેટલે, મહા ભઆનક દીઠુ તાંહા તે તમને શાંભળાવુ અહીં. ૮૫ મનુસ માથાની તુમડીજે, સહસ્તર એક પડીછે તેહ; વળી અહુતી તણો દીઠો અંબાર. ચરમ તણો ઢગલો તે જાણુ; ૮૬ આસરીઅ ઘણો મનમાં થયો; વળી આગળ જોતો ગયો, જોયુ તો મનીશ. અપાર; બંધન કરી નાખો તે ઠાર; ૮૭ તેને મેં તો પુછયુ તહીં; કોણે તમને બાંધયા અહીં; તારે તે નર બોલો વાણ, સાંભળ પંથી ચતુર સુજાણ, ૮૮ વરધ્ધ પુરૂસ તમને લાવો શહી જાણુ; તે તો રાક્ષસ છે નીરવાણ; મનીસ રૂપે નીસરે બહાર, ભેળવી માણુસ લાવે આ ઠાર. ૮૯ કોઇને શેકે અગનીમાં સહી, કોસને કાચો ખાઅછે અહીં; આજની રાત તમારી સુખે જસે. કાલની ગતી આમ સરખી થશે, તારે તેણે જોડયા હાથ, બોલો હુ તે માનવી સાથ, દહીત કેટલા રહેછે અહીંએ. તેની મુજને કહે વારતાએ. ૯૧ બીજો કોઇ એવો સાથી છે શહી; કે એકલો જાતે રહેમે અહી. તારે તે નર બોલ્યો વાત, બીજો એક છે તેની જાત; તે પણ મહા બળીઓછેસહી; સહુસ્તર માણની ગદા ઉપાડે અહી, બકરા લઇને જંગલમાં જાએ; નીસા પડે તારે આવે આંય ૯૪ તેતો અમને દુખ બહુ દે, ગફાને મોડે જતેને સુવે; નીત બેચાર પાંચને ખાય છે, વાણા ચરવા જાયછે; ૯૪ એમ વાત કરે જેટલે, તે પાપી આવ્યો તેટલે.

**દોહરો**–નીશા પડી હવે સહી. આવો પાપી તેણી વાર; બકરાં સહુ તે ગોધીઆં, આવો માણુસને ઠાર, ૯૬ બે માણુસને લઇ કરી, સેકા અગની માએ; ભક્ષ કરાં તેને સહી; ક્ષણ નવ લાગી વાર. ૯૭ પછે ગુફાને મોડે જઇ કરી, સુતો પાપી તેણીવાર; મે હીમત રાખી કરી. વીચાર કરે તે ઠારા ૯૮ જીવાની આસા નથી, મરવુ છે આ ઠાર; એ પાપી મરે સહી; તેહેવુ કરવું કામ, ૯૯ ભરનીદરામાં થઓ સહી, દાત તેણી વાર. શીખ કાંડી અગની થકી, આવો તેણે ઠાર; ૧૦૧ મરવું તેણે કબુલ કરયું. નહી બીનો તે લગાર; સીખ બનો કરમાં ધરી; ઘાલી તેણી આંખ મોજાર. ૧૦૨ તરફડીને જાગો સહી; આંધલો થઓ તે કાઅ, ચોગરદમ શોધવા તે ગયો. દુશમન નવ દીઠે, તાંહે. ૧૦૩ એક ખુણે હુ પેશી ગઓ, તેણે શોધ કરી અપાર, એવે પાતસકાળ થઓ સહી; પેલા બકરાને કાઢાં બાર. ૧૦૪ આંખે અંધ થઓ સહી, અધીર આવી અપાર; હાથ ફેરવાં બકરાં ઉપર પછે, કાડે બાર. ૧૦૫ બકરાં તણું એક ચામડું, પડું હતું તે જાણ; તે મેં પીઠ ઉપર બાંધીયું, ચાલો હું નીરવાણ. ૧૦૬ પીઠ ઉપર હાથ મુકીએ, બકરૂ જાણી નીરધાર. ૧૦૭. **ચોપઈ**–બાહારો નીશરો જેણી વાર, જાણ જો પેલા વરધ્ધને થશે, તો તો જીવ માહારો જશે. ૧૦૪ માહા વીખ જેનીછે માંહે, જેમ નસાએ તેમ નાસે તો, અઘોરવનમાં નહી કોઇ સાથ, કાલી અંધારી માજમ રાત. ૧૦૮ રાત દીવસ તે ચાલો જાએ, ક્ષુધા તરસાથી વાકુલાથાય, શાધ્ધામાં તે ચાલો જાય, એક પાહાડ.

આ એવોછે તાંહ. ૧૧૦ તે ઉપર બીછાનુ સાર, જરી તણું પાથરૂ તેણે ઠાર, ઘાણી ખુશી મા
રૂ મન થઇ, કોણ માણસ દીસેછે અહી. ૧૧૧ તાંહાં જઈને જોયું જેટલે, ઘાશ જનાવર આવ્યું
તેટલે, શોભા ઘાણી તે ઘાશની શાર, શોભા જેવુ શોભે નીરધાર. ૧૧૨ બેઠો હું જઇ તેણે
ઠાર, પરમેશવર સમરો નીરધાર. પરદુખ નવાજ તું દીન દઆલ, તુ મારી લેની સંભાળ,
૧૧૩ જગત પીતા કહાવે જુગદીશ, કીરપા કરો હુ નામું શીશ. સરસટી તાણા તમો સરજન
હાર મુજને દુખ છે અપાર. ૧૧૪ નોધારાની શાહ કરો, દુખ દાહડાં માહારાં હરો; જગત
પીતા કાહાવું જગદીશ, મુજ રંક ઉપર રાખો રીસ; ૧૧૫ એમ અસતુતી કરે જેટલે, ઈંડાં સાત
દીઠાં તેટલે, તે દખીને મનડું ચલુ. ઘાણા દીવશે મુજને ભક્ષ મલ્યુ, ૧૧૬ પરમેશવરની
શતુતી કરી અપાર. પછે તે ઇંડાં ખાધાં તે ઠાર; ઘટોકા ચાર થઇ જેટલે. પાંખ મને ઉ
ગી તેટલે ૧૧૭ સાત રંગના પરછે સહી, ઉડવા માંડું મેતો તહી, પરમેશવરની માયાનો
નહી પાર, માણશ ને પર ઊગા તે ઠાર, ૧૧૮ ઊડો કરીને ચાલ્યો જેટલે, શેહેર શમીપે
આવો તેટલે, બુલંદ ઝાહાડ એક હતું સાર, તે ઊપર બેઠો નીરધાર, ૧૧૯

**દોહરો**—લોક મળતાં અતીઘાણાં. દીઠો મુજને જાણ. વીસમે મનમાં પામી સહી, કાંઇ
કારણ છે નીરવાણ. ૧૨૦ કોઇ કહે છે એ ભુત સહી, કોઇ કહેછે કીરજાત; કોઇ કહે માનવી
વપરીત સરખીં વાત. ૧૨૧ લોક મલાંતાં અતી ઘણાં, મનસો કરો વીચાર; ગોલી મારીને મા
રીએ. પાડીએ ઘરની મોજાર, ૧૨૨ બદુક કર લીધી સહી. શુરત બાંધી તે દીશ, ઝાહા
ડ ઉપર નાસી આવીઓ, ચીસ પાડી તે જગદીશ, ૧૨૩ હાંક મારી મેના શાહી; બીનો સ
ઘલો સાથ, જીવ લઇ નાસી ગઊ, બંદુક નવ રહી હાથ. ૧૨૪ હોકાર પડો તે ગામમાં, ગઇ
દરબારે વાત; પંખી કોઇ એક આવીયો, દીશે માનવ જાત, ૧૨૫ માણશ ઊપર દોડે શાહી,
રીશ કરીને અપાર; નાઠાં માણશો દશો દીશ, પાદસા સુણો આ ઠાર, ૧૨૬ વીસમે પામી
શભા શહુ, વજીર બોલો વાણ; જાઓ સશકર લઇને, પકડી લાવો નીરવાણ. ૧૨૭ રખે તેને
મારો તમે, જીવતુ લાવો આ ઠામ; પકડી કરી લાવા શાહી, "જેમ દખે બધુ ગામ, ૧૨૮ વજીર
તાંથી ચાલીઓ; માણસ લઇને અપાર, ગામ બાહાર તે આવીઓ, બુલંદ ઝાડને ઠાર ૧૨૯
ઘેરા નાખો ફરતો સહી, વચમાં લીધુ તે ઝાડ. માણસ રૂપ પક્ષોશાહી, "દીઠું તેણે ઠાર. ૧૩૦
તે વજીરને મે ઓળખો, બોલાવો દઇને માન. રખે મારતા મુજને, જઇને કરો પરણામ. ૧
૩૧ હુ સોદાગરછુ સહી. હમેશ આવતો તમ ગામ; કરમે લખુ છુટે નહી, પણ થઓ આઠામ.
૧૩૨ **ચોપાઈ**—એવાં વચન વજીરે શુણી, નીશા થઇ તેને મન ઘાણી; પાસે તેડો
મુજને શાહી. હેત પ્રીતથી વાતો કરી. ૧૩૩ પછે લેઇ ગઓ મુજને શભા વીખે તેઠાર; પાદસા
તખતે બેઠો તેઠાર. ૧૩૪ સલામ કરીને જોડા હાથ, તે પાદશાહ બોલો મુજ શાથ; મનીશ રૂ
પે તુંછે જાણ, તુજને પર ઉગાં નીરવાણ. ૧૩૫ શાચીવાત મુજ આગળ કહો, રખે ચીંતા
મનમાં લહો; તારે મેં તો કરી સલામ, સઘલી વાત કરી તે ઠામ. ૧૩૭ શાત દીવસ હું ભમી
ઓ જાણ, અન કે જલન લીઊં નીરવાણ એમ કરતાં એક આવ્યો પાહાડ તે ઉપર હું ચ
ઢીઓ શાહી; માણશનાં મકાન દીઠાં નહી; ૧૩૮ ક્ષુધાએ પીડયો અપાર; પરમેશવર સ
મરયા તે ઠાર; ઘડી એક થઇ જેટલે; ઈંડાં સાત દીઠાં તેટલે; ૧૪૦ કોઇ જનાવર મુકાં
શાર; ઘાશમાં દીઠાં નીરવાણ; શાત દીવશની લાગણુ થઇ; એટલે ઇંડાં મે ખાધાં તહી,
૧૪૧ એક પોહોર થઓ જેટલે; માહારે સરીરે પાર ઊગા તેટલે; તાંથી ઊડીને આ
વ્યો જાણ; શેહેર શમીપે દીઠું નીરવાણ. ૧૪૨ ઝાહાડ ઉપર વીશરામ મેં કરો સહી; લોક
જોવાને મલીઆ તહી; ગોલી મારવા માંડી જાણ; ચીસ પાડી હું પડો નીરવાણ; ૧૪૩ લોક શ
સરવે નાઠા સહી. આવી વારતા તમને કહી; તમે વજીરને ફરમાવું કામ; મુજને લઇ આવો આ
ઠામ; ૧૪૪ કહીમેતો માહારા દુખની વાંત; મેં તમને કહી વીખયાત. ૧૪૫

**દુહો**—પાદશાહ ઘણુ રીઝીઓ, આપુ મુજને રેહેવાનુ ઠામ; ખાન પાન ભરાવીઆં, સુખે રે હુયો આગામ. ૧૪૬એક વરસ તે રહો સહી, તે શેહેર મોજાર; પર સઘલાં તે ખરી ગઆં માસ બારમાં નીરધાર ૧૪૭ હતુ તેથી બમણુ થયું, સવરૂપ શોભામાન, રજા માગી તે પાદશા કને, આપણે ઘેર આવો નીરવાણ. ૧૪૮ એવુ વીતું મુજને; મીત્ર આગળ કહી વાત. તુતી એ શાહાજાદાને કહી; માંડીને વીખયાત. ૧૪૯ હવે મીત્ર બીજો તયાં બોલશે, પોતીકી વીગત વાત, મેહેતા હરી શંકર કહે સહી શંક્ષેપે વીશતાર. ૧૫૦ **ચોપાઈ**—તારે બીજો મીત્ર બોલયો વાણ. શાંભલો ભાઈ તમો ચતુર શુજાણ; શી નગર એવું એક ગામ, જઈ પોચ્યો હુ તેણે ઠામ. ૧૫૧ તાંહાં મુજને વીતુ જેટલુ તમ આગલ કહુ તેટલુ; તેતો નગર ઘણુ શોભામાન; વાત કહું તે ધરજો કાન. ૧૫૨ તાંહાં નીશ ઘાસાં શુદરના, જાણે ઉતરશી આ તાર; પુરૂશ દેવ શરીખાં જાણ, સુઘડ લોક દીઠાં નીરવાંણ. ૧૫૩ મોહાંટા મોહેલ દીસેછે વીશાલ, ઘેર ઘેરછે ઝાક ઝમાળ; તે નગરમાં શઘળુ છે સુખ, જોતાં માહારી ભાગી છે ભુખ. ૧૫૪ બજારની છે શોભા બહુ. અનામત ચીજ મળે છે સહુ; ગાંધી તાણાં દીસે છે હાટ, નેશતી નાણાવટીની વાત. ૧૫૫ સુખડીઆ પશાતગીંઆ બહુ, દોશી દલાલ બેઠા છે સહુ; જેતો જેતો જાઉ જેટલે, કાવાવાલો દીઠો તેટલે. ૧૫૬ કાવો પાય છે આણી નેહ, દુકાન માંડીને બેઠો છે તેહ; માહા ચતુર ગુણનો નહી પાર. બેઠો દીઠો તેને બજાર. ૧૫૭ મુખ શોભા રહી તેની હસી, જાણે પુનમ કેરો શશી; નેતર ચપળને મધુરી વાણ, ઘણી શોભા છે તેની જાણ. ૧૫૮ તે નરનુ શોભે બહુ ગાત્ર, બીજા લોક શહુ તરણા માત્ર; તાંહાં જઈને હુ ઉભો રહયો, તેને મુજને બોલજ કહયો. ૧૫૯,આવ ભાવ કરો તે ઠામ, દીધુ માનને પુછયુ કામ, વાત કરતાં થઈ એકજ ઘડી; પરેમ પ્રીત તે સાથે જડી. ૧૬૦ પ્રીત અભયાતરશુ થઈ, નીતે જઈને બેશાવુ તહી; એક બીજો સોદાગરનો કુમાર; તે પણ આવી બેઠો તે ઠાર. ૧૬૧ તેઓ પણ મહા સુંદર કાય, તરણ મળી કરીએ વારતાએ; પરીત અભયતર છે અપાર, જુદાગરી નથી લગાર ૧૬૨ દુખ સુખની કરતા વાત, એમ કરતાં થઈ ગયા માસ સાત. ૧૬૩ **દુહો**—એક દીવશ હુ નીશરયો, થયો ઘોડે અસવાર; ધનુશ બાન ચડાવીઆં આવ્યો ગામથી બાર ૧૬૪ શીકાર કરવા માંડયો સહી, હરણ દીઠુ એક જાણ; તે ઊપર ઘોડો નાંખીઓ, નાઠુ હરણ નીરવાણ ૧૬૫ મેં પણ ઘોડો મારયો શહી, સુરત બાંધી તે ઠાર; મારયુ હરણ વેગે કરી પાડુ હરણ ધરણી મોજાર. ૧૬૬ મધ્યાંન કાળ થયો શહી, તરશ લાગી ઘણી તાંહે; ગલુ બંધ માહારૂં થઈ, મુખે નવ બોલાએ. ૧૬૭ દુખે પાપે આવીઓ. પછે શેહેરની પાશ; દીઠો મેહેલ સુદર શહી, પોતી મનની આશ. ૧૬૮ તેમેહેલ સોભાં ઘણી, કોટીક ખરચી દાન; પ્રતીહાર કનીઆને બેશાડીઓ, એક વાંદર તેણે વાર. ૧૬૯ શાંકલે તેહેને બાંધીઓ, માણસ નહી તે પાસ, મુખે તેને બોલાવુ; મારી સોડીને તેને શીશ. ૧૭૦ ચીશ પાડી તે વાંદરે, એક દાસીની સરી બહાર, કેમ મારો તમે એહને, ખોશો તમારો ભાર. ૧૭૧ કઠણ વચન મુજને કહયાં. વઢવા લાગી જાણ; તેને અશારતે સમજાવી સહી, પાણી પાઓ નીરવાણ. ૧૭૨ તે દાશી સમજી સહી, તરશો આવો છે આજ. પાલો ભરીને આપીઓ; સરીઆ તેણે કાજ, ૧૭૩ શાતા મુજને થઈ ઘણી. તુર આવ્યુ છે અપાર; બેઠાં ઘડી એક તહી, દાશી બોલી તે ઠાર. ૧૭૪ ચતુર નર દીશો સહી, કેમ આવા આ ઠામ, તકશીર વાન હુ થઈ ઘણી, કોહો મુજને કાંઈ કામ. ૧૭૫ મેહેલમાં તમો આવો સહી, મુજ શેઠાણી પાસ; તે હેત પીત કરશે ઘણુ તાંહાં શોભા લીલા વીલાસ. ૧૭૬ **ચોપઈ**—લઈ ગઈ દાશી ઘર મોજાર, તાં એક દીઠી નઉતમ નાર કનક સરખી તેને દેહ; મુજપર આણો તેણે નેહ; ૧૭૭ આદર માન કરૂ અપાર, પાશે આવીને બેઠી નાર; ખાનપાન નાનાં વીધનાં જેહ, હાજર કરીને મુકા તેહ. ૧૭૮ પેલા જનમનો મારો નેહ; મુજ લાઅક તમારી દેહ; કીડા મનગમતી કરો અપાર, નીત આવો તમો આણે ઠાર, ૧૭૯ સોલે શણગાર સજા સુંદરી, મહા હરખતે મનમાં ધરી. ચાર ઘડી તે કીડા કીજીએ, વ

મારી કાયાનો લાવો લીજીએ. ૧૮૦ સરખે સરખી આપણી જોડ, નહી એમાં ખાપણ કે ખો ડ, તે નારીની શાંભળી વાણ. મારી દાડ ગઇ નીરવાણ, ૧૮૧ મેં વીચારૂ મનમાં આપ; એ નારી મુજને દશે શરાપ. કામાતુર એ થઇ છે નાર, રતુદાન આપુ તે ઠાર; ૧૮૨ સુખ સજાપ ર મલી તે નારીની પોતી રળી; વરહની જવાળા હોલવી જાણ, નારી સુખ પામી નીરવાણ ૧૮૩ ઘોડો દાડાવો અપરમપાર, તે નારી રીઝી મનમોજાર; કોક સાસ્ત્ર ભણતો સહી, તે પ્રમાણે સભોગ કરોતો તહી, ૧૮૪ તેમ તેમ નારી રીઝી મન માંહે, શાબાશ પુરૂશ તમારી કાએ; તુ સરખો કોઇ નરની નહી જાણ, મેતો નવ દીઠી નીરવાણ. ૧૮૫ ચુમન હેત પ્રીતથી ફરી, ગતીભંગ થઇ શુંદરી. કોટે વળગીને સુતી સહી, ઘણી બેહોશ તે તો થઇ. ૧૮૬ તેવામાં એક વીઘન થયુ સહી, તે તમ આગળ માંડી કહુ સહી, દાસી એક આવી તે ઠાર; તેણે મુજને દીઠો બગલ મોજાર. ૧૮૭ **દુહો**—તે દાશીએ આવી કરી, તીરસકાર કરો અપાર: મોટા માણસ થઇ કરી, સું કરમ કરો આ ઠાર. ૧૮૮ ધીકાર પડો તમારા રૂપને લંપટ છો નરનાર. રીશ કરી તેણે અતી ઘણી, મુજને લઇ ચાલી બહાર; ૧૮૯ દીવાન ખાનું હતું સહી મુજને ઘાલો તેની માંહિ; દરવાજો બંધ કરી ગઈ, દુખ પામો ઘણુ તાંહિ. ૧૯૦ જીવા તણી આશા નથી; મરવુ આણે ઠામ. મહાચંતા કરૂ શહી, પણ ધીરજ ધરૂ તે ઠામ. ૧૯૦ ઓઝ એક તાંહાં છે શહી, ભરૂ પાણી તે માંહે; અદેશો કાંઇ સુજે નહી, જઇને બેઠો તાંઅ ૧૯૨ ઘટીકા ચાર થઇ શહી, તેનો ખાવીંદ આવ્યો જાણ; દીવાનખાનુ ઊઘાડીયુ, આવી બેઠો નીરવાણ. ૧૯૩ મેં મનમાં વીચારીયુ, દખશે મુજને આ દીશ, જાહુર ચોર જાણી કરી, છેદશે મારૂં શીશ. ૧૯૪ હોજમાં હુ ઊતરયો. પાણી ગળા લગણ જાણ; શરીર સઘળુ સંતાડીયુ પાણીમાં ગળુ દખાએ જાણ. ૧૯૫ ઓજમાં એક તુમડુ લઇ, માથે મુકુ જાણ; એવામાં તે નર આવીઓ, ફરતો તાં નીરવાણ, ૧૯૫ આવી કરો ઊભો રહો, તે હોજ કેરી તીર; એવે સાંજ પડીતહી હુલાવુ તેણે નીર. ૧૯૬ તુમડુ પેલુ હાલુ નહી, મનમાં કરો વીચાર; કાંકરા વીણીને મારીઆં તે વેલા તે ઠાર. ૧૯૮ મેં મનમાં વીચારયુ, આખમાં વાગશે જાણ, જલમાં ડબકી મારી સહી, દમ બાંધી તેણી વાર. ૧૯૯ તુમડુ તરતુ તેડે ગયુ, ભાગો સંદ તે ઠાર; પોતાને મારગ ગયો. દીવાનખાનાનો બહાર; ૨૦૦ મેં લાગ દીઠો સહી, સુનો દીઠો તે ઠામ, જીવ લઇને નાશીઓ; આવીને ઊભો ઠામ. ૨૦૧ મુકામ જઇ સુતો સહી, ઉદ થયો પરભાત; કાવા વાલાની દુકાને જઇ, કહી વાંસતારી વાત; ૨૦૨ **ચોપઈ**—કાવા વાલો બીજો શોદાગર જાણ, તીજો હુ મલીઓ નીરવાણ; સઘળી વાત વીસતારીને કહી, એકે મન બંનોએ લઇ. ૨૦૩ ઓજ લગી કહી જેટલે, શોદાગર ચમકો તેટલે; તુમડામાં મેં કાંકરા મારયા જાણ, તેતો નકી મેં નીરવાણ. ૨૦૪ નકી ઘર મારૂ એણે સહી, એવી વાત વીચારી તહી; સઘળી નીશાનીનાં સુણી વચન, તે સોદાગર દુખ પામો મન, ૨૦૫ મુખનો નુર ઉડી ગઓ, કરોધ આવી કાયામાં રહો; હું સમજો મન મોજાર, એની નારી સહી તે ઠાર. ૨૦૬ ખુન ભરાયુ એને સરવથી, જીવતો એ મુકવાનો નથી; એમ સીચાર કરે જેટલે, તે નર બોલો તેટલે. ૨૦૭ ફરી વીસતારીને કહો તમો, સંધે મનમાં પડો અમો; તારે હુતો બોલો વાણ, પછે જાગી ઉડયો નીરવાણ; ૨૦૮ સવપનામાં વીતુ જેટલુ, મેં તમ આગળ કહુ તેટલુ; તારે તેનું ઉતરૂં જહેર, મુજ સાથે નવ રાખો વેર. ૨૦૯ હેત પરીતથી ઊલટ ભેર, ગયા સહુ સહુને ઘેર; કેટલાએક દીવસ રહો તે ગામ, પછે હુ આવો આણે ઠામ; ૨૧૦ એવુ વીતુ મુજને જાણ, તે તમ આગળ કહુ નીરવાણ; ફરવી વાત કહુ વીખીઆત, નહીતો મારૂ મસતક જાત. ૨૧૧ બીજા મીતરની વાત પુરી થઇ, સુતીએ શાહાજાદાને કહી; ઘણો ખુશી થયો મન મોજાર, ધન તુની તારો અવતાર; ૨૧૨ તારી બુધી તણો નહી પાર, જાનવર પણ ગુણનો ભંડાર; હવે તી

જો મીતર બોલો વાણુ, મહેતા હરીશંકર કહે કહુ નીરવાણુ. ૨૧૩ **દોહરો**—તારે તી જો મીતર બોલીએ, નથી વીતી મુજ જાત, તો તમ આગળ સુ કહુ વીગત કેરી વાત. ૨૧૪ મુરખ હુ થઓ શહી, તમારૂ વચન કરૂ પરમાણુ; તમને ઉચલી કરી શહી, લઈ જાઉ શહેર માં નીરવાણુ. ૨૧૫ મહા બલીઓ હુતો સહી, અપરમપાર કહેવાઉ; બેઉને ખાંધે બેસાડીયા લઇ ચાલો શેહર મોઝાર; ૨૧૬ લોક જુવે તાં અતી ઘણા, હાંસી કરે અપાર; પાદશાહ જાદી તે શહેરની, તે જુવે મહેલથી નીરવાણુ. ૨૧૭ આવા મુરખ દીઠા નથી, નથી સાંભળયા કાને કોએ, એકની ગરદન પર ચડે, વીશમે સરખુ હોએ. ૨૧૮ અચરત પામી મન વીશે, તેડી આ મહેલ મોઝાર; ચકનાખી બેઠી સહી; બોલી તેણે ઠાર; સાચુ બોલો સલક્ષણા વાધી પ ડયો મન માંહે; આપ જુઠુ વચન આલોપો સહી, તો પરલોકારનુ પાપ. ૨૨૦ તરણ જણ કોણુ જાતછે સી સગાઈ કોણ ગામ; એકની ગરદન પર બે ચડયા, તેનુ સુછે કામ. ૨૨૧ ચતુર નર દીશો સહી. મુરખમાં ખપો છો જાણુ; સી તકશીર એણે કરી, દુખ દો છો નીરવાણુ, ૨૨૨ તારે એક નર બોલીઓ, સાંભલો મારી વાત; સફર કરવા નીસરયા, પેટને અરથે વીખયાત, થાકાં હમો મારગમાં, બે કોશ રહુ તમારૂ ગામ; ધરતીપર પગ મુકીએ નહી; બેઠા શીતલ એક ઠામ; ૨૨૪ વીચાર કરયો તરણે મળી, આપ વીતી કરવી આ ઠામ; નહી વીતી હોએ જેહને, તે બેહુને ઊચલી જાએ ગામ. ૨૨૫ અમો બેહુ જણે કહી, જે જે વીતે જાત. એને ન થી વીતી કાંઇ હારો સરત વીખીઆત, ૨૨૬ ઉચલી લાવીઓ તમારા સેહેર મોઝાર, તમારી દરસડે પડા તેડાવા આ ઠાર.

**ચોપાઈ**—તારે નારી તે રીઝી અપાર, બતરીસ લક્ષણા છો બંનો સાર. પેલાને ઠપકો દીધા સહી. તારે તે નરે વાણી કહી. ૨૮૮ માહારે તો ખેતીનો વેપાર, હળ ખેડતો હમારા શેહેર મોઝાર; બીજી વાત તણું નહી ભાન; સાંભલો વીનતી તમારે કાન. ૨૨૯ એણે સફર કરી છે કાય. તે થકી ઘણો થઓ હાંશીઆર; મુજ દેહમાં વીતુ નથી, તો હું શું કહુ તેને કથી. ૨૩૦ તારે પાદશાજાદી બોલી વાંણુ, મારી વીતી તમને કહુ જાણુ, બાર વરસની ઊમરજ સહી બેઠી હુતી બારી પર સહી, ૨૩૧ એક હતો સોદાગરનો કુમાર, રહેતો હતો મેહેલ સામો નીરધાર. માહ્ડા સ્વરૂપ વાન દીઠો તાંહ, તે ઉપર મુજને લાગો નેહ, ૨૩૨ રાતે બારીએ બેશુ જાણ. દરસટે દરસટી મેલવુ નીરવાણુ, તેપણ માહારી સામુ જોએ; મુજ દેખી તેનું મન મોહે. ૨૩૩ ખાવું પીવું કાંઇ ગમતું નથી, તે નરનું મો જોઊ સરવથી, સપનાંતર ઘણું મ નમાં થાએ, જાણે તે નર ભોગવે માહારી કાએ. ૨૩૪ નીરધાત શરીર માહારૂ થાય છે, તે ન રશુ મન મળવા ચાહેછે. તેહેવામાં દઇઆણી આવી તે ઠાર, ચેતી ગઇ તે મન મોઝાર, .૨૩૫ તે નર સામું જોઇને રહી, તે દાએણે જોયું તહી; મુજને શીખામણ દીધી ઘણી, તુ પુતરીછે પાદશા તણી, ૨૩૬ પર નર સામું જોવું નવ ઘટે, લોક દખેતો મહીમા ઘટે, પાદશા આગળ કોઇ કરશે વાત, તો તે કરશે તમારી ઘાત, ૨૩૭ માટે છોકર વાદી નવ કરો તમો, હેત પીતથી કહુછું હમો, ઝરૂખે બેઠાનું સુ કામ, બેશી રહો તમે આણે ઠામ. ૨૩૮ એવાં વચન દાઇએ કહાં, પાદશાજાદીએ મનમાં લહાં; પછે મધુરે વચનથી બોલી વાણ. તુ તો મારી માત સહી જાણુ, ૨૩૯ મુજને મોહ લાગોછે અપાર, સાંભળે તું આણે ઠાર, નર વગર રહેવાતુ નથી; રૂવે રૂવે કામ પીડે સરવથી. ૨૪૦ માહાંરા જીવને રાખે તુ માત; જાણીને કહુ છઊં હું વાત, તમ વીના કામ થવાનું નથી; માહારો પ્રાણ જાશે સરવથી. ૨૪૧ એવું કહીને પગે લાગી ના ર, આપો એક ગળાનો હાર; તે તરને તેડી લાવો જાણ. શોલે સણગાર આપીશ નીરવા ણ. ૨૪૨ હાર દીઠો મોતી તણો, તારે દઇ રીઝી જાણુ, વચન કર આપી કરી, રાતે લાવું નીરવાણુ. ૨૪૩ મન હું રીઝી ઘણું, સફલ થઓ આ દીસ; શોલ સણગાર સજ સહી, મોતી

પેશેવાં શીશ, ૨૪૪ સામગરી સંજોગની, કરી મે અપરમપાર; ફુલછેજ બીછાવી સહી, તે વેલા તે ઠાર. ૨૪૫ કેસર કસતુરી અગરજા, બેહેકે બહુ બરાસ, તેલ ફુલેલ અતર ઘણાં, મેવા મીઠાઇ સહુ પાસ. ૨૪૬ ખાનપાન નાના વીધનાં, કહેતાં નવ આવે પાર; દીપક જોત પરકાશીઆ, વાટ જોઊ તે ઠાર. ૨૪૭ એવો ઉલટ માહારા મન વીશે, આવતામાં વળગુ બાથ, પલંગ ઊપર પોઢાડું સહી, ચાંપુ રૂદીઆ શાથ. ૨૪૮ દદા પેલી ગઇ સહી; પેલા સોદાગરનીં પાસ, હેત પીત કરી ઘણુ, બોલી મુખથકી પરકાસ, ૨૪૯ ઊઠ સીગરે ઊતાવળો. તમારૂ મન વાંછી થયું કામ, પાદશા જાદાએ મોકલી, તમને તેડે તે ઠામ. ૨૫૦ તુજ વીજોગે તેને સહી, ઘડી એક રહુ નવ જાએ. તારાં મોહબાણ વાગીઆં, તેને રૂદીઆ માંહે. ૨૫૧ તારે તે નર બોલીઓ, ચોકી છેરે અપાર. હબશી એક બેઠો સહી, તે મારે મુજને જાણુ,

**ચોપાઈ**—તારે દદા મુખ બોલી વાણ, સાંભળો સોદાગર ચતુર સુજાણ; કશી ચીંતા મનમા નવ ધરો, હું કહુ તે તમે કામજ કરો; ૨૫૩ છોડી વેણ શમારો કેસ, થાઓ નારી નવ જોબન વેશ. હુંછુ તેના ઘરની નાર, માહારી સાથે આવો મોહોલ મોજાર. ૨૫૪ ફુલની પેઠે લઇ જાઉ હમો, લગાર આંચ નહી આવે તમો, તારે હરખો મનમાં જાણ; નારી રૂપ ધરૂ નીરવાણ, ૨૫૫ ઘટીકા બે જારે રજની ગઈ, તે નરને લઇ આવી અહી, ચોકીવાલે જાણી દઇ, પેઠી બનો ઘરમાં ધાઈ; પાદશાજાદી વાટ જુએ છે અપાર, તે નર આવી ઉભો તે ઠાર; અસતરીને વેશે તે જોતાં જાણ, જાણે ઘરમાં ઉગયો ભાણ. ૨૫૭ દરસટે દરસટી મળી તે ઠાર. જઇને ચરણે લાગી તે નાર, વીજોગના સંજોગ થઆ છે. આજ હવે કરશુ મન ગમતા કાજ, ૨૫૮ ચાર પોહોર કીડા કીજીએ, એક એકની કાઆનો લાહાવો લીજીએ, હેત પ્રીતથી હું કરૂ વાત. એટલે તાં થઓ ઉતપાત, ૨૫૯ મનના મનોરથ મનમાં રહા, મજ પીતા મોહોલમાં આવીઆ, દાશીએ આવીને ખબરજ કહી, તમ પીતા મોહોલમાં આવે છે શહી, ૨૬૦ એક ઓરડો હતો મોહોલ મોજાર, તે નરને લાવો તે ઠાર, તાલુ દઇને બેશી જાણ, પાદશા તાં આવ્યો નીરવાણ, ૨૬૧ પગે લાગીને બેઠી પાસ, હેત પ્રીતથી કીધો હાસ, કશી ચીંતા નવ કરશો તમો. સુંદર વર ખોલુ છઉ હમો, ૨૬૩ આશાના વાસના કરી અપાર, ખોલા ઉપર બેસાડી નાર, માસ છ માશમાં કરશુ કામ, ભોજન કરાવુ બધુ ગામ, ૨૬૩ હેત પરીતને ઊલટ ભેર, વીવાહ જાણાવશું આપણે ઘેર, એવી વાત કરેછે જાણ, અરધી રાત ગઇ નીરવાણ, ૨૬૪ પાદશા રજા માગીને ગઓ, જઇ પોતાને મોહોલે રહો, ૨૬૫

**દુહો**—કુંવરી તાંથી ઊઠી કરી. આવી ઓરડાની પાસ; તાલુ મેંતો ઊઘાડીયું મુખથી કીધુ હાસ, ૨૬૬ .આવો બાર તમો સહી, પાદસા ગઆ ઠામ; હાસ વીનોદ કરીએ સહી, પોહોંચે મનની હામ. ૨૬૭ તે નરને હેબત લાગી ઘણી. પાદસાએ જાંણી વાત, શુલી ઉપર ચડાવશે. કરશે મારી ઘાત. ૨૬૮ ઓરડા મધે અકલાઇ ગઓ, નથી પવન પેડાનો લાગ, અકલાઓ તે અતી ઘણો, પરાણ તજા તે જાગ; ૨૬૯ બોલાવો મેંતો અતી ઘણો, નવ બોલો તે વાણ, પાસે આવી ઢંઢોલીઓ, તો મસતક દીઠું નીરવાણ, ૨૭૦ ઘણી દીલગીર મનમાં થઇ, એક નવ સરીયું કામ, જે કરમે લખું તે થયું હતયા લાગી આ ઠામ ૨૭૧ અમરત જાંણી મંગાવીયુ, જાણે કરશુ હાર, કરમ મારૂ છાનું નહી, ઢલી ગયું આ ઠાર; ૨૭૨ મહા દુખ પામી મન વીષે. ઘણી સુંદર તેની કાઅ; ઘા લાગો રૂદીઆ વીશે, કાલજુ ફાટીને જાએ, ૨૭૩ મુખ કમલ રહ્યુ તેનુ હશી, શી શોભા કહુ તમો સાથ, દુખે પાપ રજની ગઇ, ઉગો જયારે પ્રભાત, ૨૭૪ દાઇ આવી પેલી તહી, ઊતરેલુ દીઠું મુખ, ખાનું ખરાબ માહારૂ થયું. નવ સરીઊ એક કામ, ૨૭૫ .કોણ જાણે શું નીપનયું, મરી ગઓ આ ઠામ; રંગમાં ભંગ થઓ સહી, નવ પોતી માહારી હામ. ૨૭૬ હતા મારે શીરચડો છેક થઇ નીરાશ;

તમો કામ કરો સહી. એ નરની સુંદર કાએ. ૨૭૭ માંટી ઠેકાણે કરો સહી; જઇ નાખો ગંગા માંહી. ૨૭૮

**ચોપઈ**—તારે દાઆણ બોલી વાણ. એનો મારૂ નહી કામ, કેમ લઇ જાઊ નરની જાત, કોઇ જાણે તો કરે મારી વાત. ૨૭૮ ખુનનો દાવો મહારે શીશ ચડે, અઘાત દુખ માહારે માથે પડે. તારે હુ બોલી તે સાથે, કાંઇ એક બતાવો મુજને વાત. ૨૭૯ દઇઆણ તારે બોલી વાણ; દાવાન હબસીને કરીએ જાણ; લાગ તેહને અપાર, તે જઇને નાખશે બાર; ૨૮૦ એમ અમો વીચારૂ તહાં; આવી હબસીને લાગો પાએ, તમો હમારા પીતાએ, અમારી લાજની કરો રક્ષાએ. ૨૮૧ એમ કરી પગે લાગી નાર, રૂપઈઆ તાં મુક્યા પાંચ હજાર, આટલો દરવ તમો લીજીએ, આ નરને જળમાં નખી દીજીએ. ૨૮૨ તારે હબસી બોલો વાણ, એતો કામ કરૂ નીરવાણ; જઈ કરી પાદશાહને કહુ વાત, કરાવુ તમારી બંનેની ઘાત. ૨૮૩ જાર વીદયા તમે કરી અપાર, એ નરને મારો મહાલ મોજાર; ઘણા કાલા વાલા કીધા સહી, તે હબશીતો માને નહી. ૨૮૪ નાચાર થઈને બોલી વાણ; જે માગે તે આપુ જાણ મહારી આબરૂ રાખે તુ, જે માગે તે આપુ હુ. ૨૮૫ તારે હબસી બોલો વાણ; સાંભળ વીનતા ચતુર શુજાણ, દ્રવ તણુ નથી મહારે કામ, શોબત કરો મુજસુ આઠાંમ. ૨૬૬ તો તો નાખી આવુ નર, નહીંતો બેસાડુ તારૂ ઘર; જઇને જાણ પાદશાને કરૂ, મુજ હાથે તમો બંને હણુ. ૨૮૭ **દુહો**—આફત પડી માથે ઘણી, ફજેતી થાશે અપાર; લંપટ લોક કહેશે મુને, હનારી કહે શંશાર, ૨૮૮ લાંછન લાગુ મજ તાતને, કુળમાં ઉઠી અંગાર; સુલી એ ચડાવે મુજને અથવા મારે ઠાર. ૨૮૯ કબજ આવી તારે સું કરૂ આપુ હબશી કામ; શોબત કરી મેં તેહની, પહોતી તેની હામ. ૨૯૦ પછે મુડદુ સોદાગરનુ લઇ ગયો, નાખુ તે નદી માહે; વાત કોઇએ જાણી નહીં. પણ હુ જુરૂ મન માંહે; ૨૯૧ હબશીને દેખુ શહી, તારે જુરૂ મનમોજાર, કાઆ બીગાડી મેં માહરી, ધીક પડયો મુજ અવતાર. ૨૯૨ તે નરને દેખુ સહી. તારે ચડે ઘણેરી રીશ, પુરવે વાત સંભારી કરી; રૂદન કરે તે દીશ; ૨૯૩ હબસીને મારૂ શહી, તો હોલવાય મારી રીશ; શાલ ટલેજે માહરૂ, હેવો કરૂ કાંઇ ઊપાય; દાઇ આવી ઘર વીસે, કરીએ એકજ વાત; હબસી દેખી જુરૂ અમે; માટે કરવો એની ઘાત, ૨૯૫ દાઇ કહે શુણ સુંદરી; એતો શેહેલછે કામ; નીંદરા વસ થાશે સહી, તારે નાખી દેશુ બહાર. સાત માલ ઉપર સહી, ચોકી ભરેછે સાર; નીંદરા વશ થયો સહી, બેહુ જણે મલી ફેકી દીધો બાર. ૨૯૭ ભુકો થઇ કાયા તેહની, હબશી મુવો તે દીશ, સીતલ કાઆ મારી થઇ, પછી ઊતરીમનમાંથી રીસ. તાર પછી વીત્યું સહી, જે કાંઇ મારો કાય; તેતમ આગળ હુ કહુ ૨૯૯ **ચોપઈ**—એ વાતતો અહીથી રહી, મુજ પીતાએ વીવા કીધો સહી; જુગતે આવી તેની જાન; મનસા સીધે દીધા માન; ૩૦૦ ખાનપાન થયા અપાર; આનંદ મંગલ ઠારોઠાર, ગામ જમાડુ રૂડી પેર, ફરયાં નોતરાં ઘેરોઘેર. ૩૦૧ લગન દીન આવ્યો જેટલે, કાજીએ કુરાન ભણ્યુ તેટલે; સરબત પાલા પાયા અપાર, પરણી ઊઠયા નરનેનાર. ૩૦૨ પહેરામણી તાં કરી અપાર, સાબાસી આપી તે ઠાર; મહોટો મહેલ એક આપો તહી નરનારો ઊતરોઆં સહી, ૩૦૩ મેંતો મનમાં કરયો વીંચાર, મહારૂ વરત ભગ થયુ આ ઠાર; કુવારા સોબત કરી મે જાણ, પડદા ફાટી ગઆ નીરવાણ: ૩૦૪ સોબત કરીને પુછસે અહી, તેનો ઉતર રૂસુ સહી; દાહા લાગશે મન મોજાર. વીભીચાર જાણશે ભરથાર, ૩૦૫ એ બે કાઆ મારી સરવથી, એવુ કાજ કાંઇ મારે કરવુ નથી; દાંસી માં એક સુંદર હતી, સુભ સકોમળ સોભા હતી. ૩૦૭ મારી બરાબર સોભા હોએ તેને શણગાર સજ્જે તાંએ, મહારી બરોબર તેને કરી પાસે રાખી તે સુંદરી. ૩૦૮ બંનોમાં કાંઇ અંતર નથી, જાણે એક માએ જણી સર

નથી; મદના પાલા મે પાઆ અપાર, ફેરી કરયા મેં મુજ ભરથાર; ૩૦૯ હેત પરીત મેં ક શી અપાર, કામાતુર પછે થઆ કાએ. નવ આખે દખે ને નવ બોલાએ. ૩૧૦ આવીને વલગે જેટલે. દાસી આગળ કરી તેટલે, ઉચકી પલંગ પર નાખી નાર, શોભત કરી તેસુ તે ઠાર, ઘો ડા દાડાવો એણુ જાણુ, રૂધીર તાં વહુ નીરવાણુ; સવામી નીદરાવસ થઓ જેટલે, જઇને પાસે શુતી તેટલે. ૩૧૨ **દુહો**—દાસી ઉઠી તાં થકી. હુ શુતીં તે ઠામ, કોઇએ વાત જાણી નથી, એભ ઢાંકી તે ઠામ, ૩૧૩ તીજે કાને થઇ નહી. આખરૂ રહી તે ઠાર; પરાતુશકાળે ઉ ઠીશહી, રૂધીર દીઠુ અપરમપાર, ૩૧૪ ખુશી થયા નરનારી બેઉ આનંદ દીન જાએ; દાસી વાત કરશે કાંઈ, તેનો કરવો ઉપાય. ૩૧૫ બીજો દીન થઓ સહી, દાસી શુવાડી એક ઠા ર, તે મોહોલ લગાડો મુકીઓ; બલી મુઇ તે નાર, ૩૧૬ એમ કરીને એબ ઢાંકી સહી, એ વીતી મુજ જાત. તીજાની વીતી મેં કહી, મુજ વીતી વીખોયાત. ૩૧૭ તરણે જાણ પછે ખુસી થયા, ચાકરી કરી તે ઠાર; શફર કમાઆ તે શહેરમાં પછેગયા પોતાને ગામ. ૩૧૮ ત રણ મીતરની વીતી કહી, તુતીએ શાહાજાદાને સહી, સાતમાં દીવસની વારતા તરણુ મીતર ની જાણુ, વાત સતરમી પુરી થઇ. ૩૨૧

---

# વાત ૧૮

ચોપાઇ — આઠમો દીવસ થઓ જેટલે, મારગ મધે ચાલો તેટલે, મારગ મધે ચાલો જા એ; વલી શાલવા લાગા ધાએ. ૧ ઘણી બે હોશી થઇછે અપાર, બેહેવર બેહેવર કરે પોકાર તારે તુતી બોલી વાણ, એમ કાએર તમો ન કરો પરાણ. ૨ વળી તમ આગળ કહું વાત. હોં શીઆરી પકડો તમારી જાત, એવાં વચન શુણી તુતી તણા, તાહારે ખુશી થઆ શાહાજાદા ઘણા ૩ તારી વાણી શુણી સરવથી, તેટલી વાર સુખ પામુ કથી, કહો વલી કઇ નઉતમ વાત, માર ગ રસતો દીઠો વીખાત. ૪ તારે તુતી બોલી વાણ, શાભલ શા જાદા ચતુરશુ જાણ; હીંદુસતા નમાં એક હતો દશ; મોટો પાદશા એક તાનો નરેશ, ૫ ઘણી દોલત લશકરનો નહી પાર બુ ધી શીરોમણ ગુણ ભંડાર, તેહ તણો શા જાદો જેહ, કામગાર એને નામે તેહ. ૬ બતરીશ લ ક્ષણ ચતુર શુજાણ, શોલ વરશમાં જાણે શોભે ભાન, વજીર શાથે તેને થયું વેર તે વજીર ઘણૂં રાખે જેર. ૭ તે વજીર વીચારે તહી, કામગાર મારી આબરૂ લેશે શહી, હેવો ભેદ કરૂ આ ઠામ, કાડી મુકાવું પરગામ. ૮ એમ વીચાર કરે જેટલે એક લાગ આવો તેટલે પાદશા વજીર બેઠા એકાંત, ભાગવા લાગા મનની ભરાંત ૯ રંગ મોહોલમાં બેઠા શહી પરધાને તે વારે વાણી કહી; હાથ જોડીને બોલો વાણ; તકશીર માફ કરો નીરવાણ. ૧૦ રીશ નવ કરો કહું એક વાત ઘણીજ બુમ સુણી વીખાત, તારે બાદશા બોલો વાણ જેવી શુણી હતી તેવી કોને અહી. ૧૧ રાખો વાત કરો જો આપ તો મુજ મારાનું તુજને પાપ; પુત્ર તમારા મનમાંછે પાપ મનશુબો કરેછે આપ, ૧૨ તમને બેડી પેરાવાનું કરૂંછે કામ, તખત ઉપર બેશવાની કરેછે હામ, એવી વા ત કરેછે અહી, પાકી ખબર લાવોછું શહી. ૧૩ તારૂં નીમક ખાધું અપાર, માટે ચેતાવું આણે ઠાર, જો ચેતાઓ તો ચેતી ચાલ, સારી સીખામણ કુંવરને આલ. ૧૪ મુજને દોશ નવ દેશો તમો, શાંભલું તેવું કહું છઊ અમો, અંદેશો કીધો મન મોજાર, પાદશા જાદને કાડો મુ કો બાર. ૧૫ દોહરો — એવાં વચન વજીરનાં શુણી, કરોધ ચડો અપાર; પુત્ર તેડાવો પોતા કને, ક્ષણ નવ લાગી વાર, ૧૬ આ વેળા આણી ઘડી, તજો તમો આ ઠામ, નહીતર સુ લીએ ચડાવશુ જેમ દખે બાધું ગામ. ૧૭ કુંવરે મન વીચારીયું વજીરે કરો ઊતપાત, શા યુ જુઠું સમજાવીયું મુરખછે મુજ તાત, ૧૮ વચન પરમાણ કરૂં શહી તજવો મારે આ દેશ. પગે લાગી તાતને પંથ કરો પરવેશ. ૧૯ પાલે પગ પરવરયા પાદરે કરો મુકામ, જે કરમે લખ્યું

શહી તે વીતું આ ઠામ, ૨૦ વજીર તણો એક દીકરો હોશમદ એવું નામ, મી˜ કામ ગારનો
આવો તેણે ઠામ. ૨૧ હું પણ તમ શાથે આવું શહી, જઈએ પરદેસે જાણુ; તમો એકલા જા
ઓ શહી, ધીક જીવત મારૂ નીરવાણ ૨૨ નીમખ ખાધું મેં તમ તણું વલી દાસતી થઇછે
અપાર; તમારે દુખ પડ્યું સહી, ચાકરી કરીશ અપાર, ૨૩ હોશમદ વજીર ગયો સહી, તે
જાંણી ઘરમાં વાત. તે તણો એક મીતર છે, શોદાગર વીખયાત ૨૪ તેણે મન વીચારયું મી
તર ગઓ તજીને ગામ; હું પણ સાથે જાઉ સહી, શફર કરૂ તે ઠામ, ૨૫ તે પણ શેહેર તજી
કરી, જઈ ઉભો મીતરની સાથ, હેત પરીત કરીને મલા, વાંણી કહીરે પરકાશ, ૨૬ તમો જા
ઓ ને હું રહુ. તો ધીક ધીક મુજ અવતાર; તમારી સાથે હું નીસરો, દેશ તજી નીરધાર.
૨૭ તેની વાત ચાલી શહી, સોદાગર તે તજીઓ ઠામ. તેનો મીતર શોની હતો, તેણે તજ્યુ
ઘરનું કામ ૨૮ તે પણ ઊઠીને ચાલીઓ, તજી પોતાની જાગ. આવી કરીને ઉભો રહો,
લાગો મીતરને પાય ૨૯ ચારે ચતુર મલયા સહી; એકઠાં તેણે ઠામ; એકે મને તાં સહી, આ
વી પોતા એક ગામ, ૩૦ **ચોપાઈ**—દીન ઊપર દીન વહીને જાએ, આનંદ તેને અંગ
ન માએ દીવશે કુચને રાતે મુકામ, એમ કરતાં આવુ એક ગામ, ૩૧ મધ્યાનકાલ થઓ છે
સહી; રસોઈ કરીને જમીએ અહી, જોટલો છેડી જોયો તે ઠાર, દરવ પાશે રહો થોડો નીર
વાણ. ૩૨ ખાતાં ખજાનો ખુટે શહી, પાદશા મનમાં વીચારે તહી, માસ છ માસ ઘટશે જાણ;
પછે શું કરશુ નીરવાણ; ૩૩ મીતર સાથે રહેવાના નથી, ચારે જુદા પડશુ શરવથી, એમ વી
ચાર કરેછે તહી. ચેહેરો ઉતરી ગઓ છે તહી, ૩૪ હુ છઉ મોટા તણો કુમાર, મારી સાથે આ
વા જણ ચાર, માહારી સાથે એ દુખીઓ હસે; દરવ વીના મારી હાંશી થસે, ૩૫ એમ વીચા
ર કરે જેટલે, હોશમદ પાસે આવ્યો તેટલે, કામગારને દીઠો મહાદુખી; પગે લાગીને બોલો
તે મુખી. ૩૬ શું દુખ છે તમારી કાઅ, ચીંતા કરોછો મન માંહે; મન મુકોને કોની મને; શા
એ નવ કહોતો મુજ હતાએ. ૩૭ તારે કામગારે કહી વાત; સાંભળ હોસમદ મારા ભરાંત; હું
છઊ પાદશા તણો કુમાર; ખરચી ખુટી આણે ઠાર; ૩૮ તેની ચંતા મારે મન, કાલે કયાંથી
પામીશું અન. તે દુખે જુરૂ છઉ હમો, એનો ઉપાય કોની તમો, ૩૯ આપણી પરાત ર
હેવાની નથી; તાપો તુટી જાશે સરવથી. માહારા દુખનો નહી પાર; માટે વીચાર કરૂ આ
ઠાર. ૪૦ **દોહરો**—તારે હોશમદ વજીર વાણી વદે. શલામ કરી તે ઠામ; તેતો પર
થવીના પરતાપથી. અનગળ મળશે દામ. ૪૧ બરાસ કેરો દાબડો. સદા સેવે છે બરાસ.
તેમ તમો ભાગ્યસાલી છો સહી; જ્યાં જશો તાં લક્ષમી પાસ. ૪૨ મોટા છો તમો છતર પતી,
કીશમત વાનછો સાર; તમારા અચરણ પરતાપથી; દરવ મળશે અપાર. ૪૩ મુજ પાસે ચાર
લાલ છે; ચીંતામાણી સમતુલ; સાત પાદસાઇ વેચે સહી; તેનું નવ આપી સકે મુલ. ૪૪ અમુલ
ખ નામ છે તેહનુ. કોઈથી નવ લેવાએ; તે લઇને હુ આવીઓ; તજો મનની ચંતાએ. ૪૫
આગળ સેહેર કોઇ આવસે; તાં ભારે સોદાગર શાર; એક તેમાંથી વેચશુ, ખજાનો અપાર.
૪૬ ચંતા ફીકર કરવી નહી; ધીરજ રાખો આઠામ. ખાઓ પીઓ ખુશી કરો; જઇને વશી
એ ગામ. ૪૭ પાદસા વજીરે ને કહ્યુ; તે સાંભળ્યુ સોનાએ કાન, દાનત બીગડી ગઈ તેહની,
જાતે ચોર નાદાન, ૪૮ ખાઇપીને ઊઠ્યા સહી, વલી તે જાએ. અઘોર વનમાં તે આવીઆ,
નીસા પડી ગઇ તાંહ. ૪૯ વીચાર કરો ચારે મલી. આપણે બલીઆ અપાર, ચોરચખાનો ભ
ય નથી; પણ જોરાવર છે અપાર; ૫૦ વાઘ વરૂ બોલે ઘણા, રીંછ હરણને સાપ; વારા ફરતી જા
ગીએ સહી, ચોકી કરો સહી આપ; ૫૧ વારા ફરતી સુતા સહી; તેનો કહુ વીસતાર, માંહો માં
હે કઊતક થયું; ચોર મલ્યા તે ઠાર. ૫૨

**ચોપાઈ**—તાણ જણ સુતા તે ઠાર; પરથમ પાદશા રહો હુશીઆર, તાર પછે વજીર
જાગીઓ, પાશાને પગે લાગીઓ. ૫૩ શુખે તમો શુવો માહારાજ, હુતો રક્ષાને રહુ છઊઆ

જ, પાશા સુતો ઠામે જઇ, વજીર ચોકીને ઉભો તહી. ૫૪ મધરાત ગઇ જેટલે, શોની તારે ઊઠો તેટલે; વજીર સુતો બોલ્યો વાંણ; સુણો ભાઇ તેતુતશુજાણ. ૫૫ હુ તમારી રક્ષા કરૂં; કોઇનો ડરવો નહી ઠરૂં વજીર જઇને શુતો જાણ; શોંની ચોકી કરે નીરવાંણ. ૫૬ ઊભો શોની કરે વીચાર, ચાર લાલ ચોરૂ આ ઠાર; અમુલખ છે જેહનું નામ, તેને ચોરી લઉ આ ઠામ. ૫૭ વજીર નીંદરા વશછે કાએ; તેહની પાશે શોની જાએ, લઘુ લાઘવી વીદ્યા કરી; કમરે બાંધીતાં હાંથી લાલને હરી. ૫૮ ચાર લાલ લીધી તેણી વાર, તે બરો બર પથરા બાંધ્યાં ચાર, કોઇ ને રૂવાની ખબર નવ પડી, ચીરી જાંગમાં ઘાલી તે ઘડી. ૫૯ તે વેલા ટાંકા મારયા તે ઠાર તારે વેદાગર જાગો તાંહે, શોની સુતો નીરભે થઇ, તે નામની ચીતા ગઇ. ૬૦ સોદાગરનો પેરો પુરો થયો એટલે તો સુરજ ઉગીઓ, પરાતસ કાલ થઓ જેટલે; વળી મારગ ચાલા તેટલે ૬૧ ઘણા દીવશ ચાલા તે ઠામ, ભારે શેહેર એક આવું ગામ; રશોઇ પાણી કરીએ સાર; ઉતરાજઇ વાણીકને ઘેર. ૬૨ **દોહરો**—રશોઇ પાણી કરી જમા; બેઠો તેણે ઠાર, પાદસાવજીરની મીજલશ કરી, છોડી લાલ તેણીં વાર. ૬૩ જોવેંતો ચાર પથરા સાર, નહી લાલ તેદીસ; રૂધીર પરધાનનું ઊડી ગયું, મથા ો પછાડે શીશ. ૬૪ હઇડે દુખો આવીઓ, મુરછા આવી તે ઠાર; લાલ ને ઠેકાણે, પથર રાડી; મનમાં કરો વીચાર. ૬૫ આંતાના વાશના પસાએ કવી, સુવાડો બોલા માંહે, ચાર ઘડીએ સુધી થઇ, આંખ ઉઘાડી તાંહે. ૬૬ હોંશીઆર થઇ બેઠો સહી, કોણે કરૂ એવું કામ, ચાર લાલ ચોરી કરી; પથર મુકા આ ઠામ. ૬૭ ચારે આપણે ચતુર નર, બીજાનુ નથી કામ, વલીમળી પુછે સહી; કોણ માછે તે ઠામ. ૬૮ જીવ એક આપણ તરણનો, જુદી કાયા છે જાણ; આપણે કામ લાગશે સહી; શુ પાસું નીરવાંણ. ૬૯ ભુડાસ તો કરવી નથી ચતુર તાણી નહી ચાલ, ચારમાં ચોરતો કોણછે; તેનો લાગો ખાલ. ૭૦ હેત પરીત તુટે નહી, નવ ભોગવે આથણો માલ, લાલ ચાર જડે સહી; એવો કરવો કાંઇ બેલ ૭૧

**ચોપાઈ** તે શેહેરમાં પાદશા સહી, ચારે જણા તાં ઉભા જઇ, અમો ચારમાં એક ચોરછે તમો શોધી કાહાડો નીરવાંણ ૭૨ લાલનો ચોર અમ પાશે સહી, સાથે લઇને નીસરા અહી, ચારે મીત્ર અમે છઇએ જાણ; પરદેશ નીશરા નીરવાંણ ૭૩ મુજ પાશેથી લીધી લાલ, ચાર પથર બાંધ્યા તતકાલ; તે ચોર પેદા કરી આપો અમો; અમારા ઘરમના પીતાછો તમો ૭૪ જો રજુલમ દેવો માર, અકલથી શોધી આપો આ વાર; તે પાશા કહે ખોટી વાત, મશકરી કરો આ ઠાર ૭૫ કહાડી ને મુકા તે બાર, એક સોદાગર આવ્યો તે ઠાર; તેણે સવલી સાંભલીવાત, તે નરછે તાં બોલો વીખયાત ૭૬ તમારો ચોર પેદા કરે સાર; એવીતો એક નીરમલ છેનાર; મા ભારે જે કામજ હોય; તેનો તોડ કાડે તેહ ૭૭ માહા ચતુરછે તે શુંદરી; તેની પાસેજાઓ હેતજ કરી; ઘર દખાડી શોદાગર જાએ; ચારે આવીને ઊભા તાંહાં ૭૮ અસ્તુતી કરીતેની અપાર ચતુર શોરોમણ ગુણ ભંડાર, તારી બુધી અમે સાંભલી જાણ લાલ શોધીઆપો નીરવાંણ ૭૯ ચાર ભાઇબંધ અમો શાહી; પરદેશે નીકલી આવ્યા અહી, ચાર લાલ હુતી જાણ, હમો પાશે રાખી નીરવાંણ ૮૦ ચારમાં કોઇએ ચોરી લીધ, તેણે કામ કરૂછે સીધ, વડીએ એતો નહી વેહેવાર; ભાગે મીતર તણો વળી ભાર ૮૧ અકલથી શોધી આપો તમો પગે લાગીને કહુ છઉ અમો, એમ વીનતી કરે અપાર, તારે રાજી થઈ તે મન મોજાર ૮૨

**દોહરો**—તારે તે નારી બોચરી સાંભળો પંથી આ ઠાર, જેની બીના તમને ગુજરી, તે માંડી કહો વીસતાર. ૮૩ કેમ તમે અકલ તે રહયા, કોની પાસે હુતી લાલ, તારે હોશમદ બોલીઓ; મારી પાસે હુતી લાલ. ૮૪ ચારે જણ અમો નીસરો. જગલ આવ્યું તતકાલ, નીસા પડી તે વનમાં, હમો વીચાર કરો તે ઠાર, ૮૫ વાઘ વરૂ બોલે ઘણું; કરડી ખાશે નીરધાર ચોકીદાર પોહોરનો પેરો કરી, હમો સુતા તરણે જાણ, ૮૬ પરથમ પોહોર ચોકી રહો; પાદશા જહો

નીરવાંણુ, બીજે પોરે હું ઉડીઓ, તીજે પોરે તાની શાર. ૮૭ ચોથે પોરે સોદાગર સહી, પછે વાણુ વાયુ નીરધાર, મારગમાં ચાલા સહી આવું તમારૂ ગામ. ૮૮ છોડી જોઇ લાલને, પથર દીઠા તે ઠામ, ચાર પહોર ભરા શહી, તે ઠામ ગઇ જાણ ૮૯ એ વીગતની વારતા, તમને ક હુ મંડાણુ તારે તે નારી ઓચરી, છો તમો ગુણ ભંડાર- ૯૦ ચારે ચતુર આવો સહી, વારાફ રતી આઠાર; ચારે પોહોરો ભરો સહી, એક એક પોહોર મોહરી પાસ. ૯૧ હુ વાત કહુ તેસાં ભલો, પહોચશે તમારી આશ; હુ વાત કહુ તે સરવણે ધરો; કરજો તેનુ તોલ ૯૨ પ્રતી ઉતરતે નો આપજો, યમ બોલી નારી બોલ ખુશી થયા ચારે જણા નીશચે કરવુ એ કામ. ૯૩ પ રથમ પાદશા તાંહા ગયો, જઇને કરો સલામ; આદર ભાવ કરો ઘણો, બેસાડો દેઇ માન ૯૫

**ચોપાઈ**—નારી મુખથી બોલી વાણ, સાંભળ શાહાજાદા ચતુર શુજાણ; એક વાતનું કહુ દરસટાંત, ભાંજુ તમારા મનની ભરાંત. ૯૬ એક મીત્ર હુતા બે ચતુર સુજાણ,તેની વાત કહુ મંડાણ તે બનયોને પ્રીત અપાર, તે કહેતાં નવ આવે પાર ૯૭ એક ઘડી અલગા નવ રહે,છે વ એકને જુજવી દેહ; પરીત જેવી બપઇઆ મેહ, એવો બનોને નેહ. ૯૮ પરીત જેવી કમ લને નીર, તેમ બનોનાં એક શરીર; પરીત જેવી લોભીને દામ, તેમ બનેના મનમાં હામ. ૯૯ પરીત જેવી મછને નીર, તેમ ઘડી અલગા નવ પડે શરીર; પરીત જેવી વાશાળને બાગ, તેમ એક એકનો નવ મુકે ખીઆલ. ૧૦૦ બતરીસ લક્ષણ જુગતે જોડ, નથી તેમાં ખાંપણ કે ખોડ; એક દીવસ આવ્યુ સુભ પરવ, લોક જાતરા ચાલ્યુ સરવ. ૧૦૧ દસ વીસ કોસથી લોક જ જાય, આવી કરી ગંગામાં નહાય; તે મીતર ઘણુ શોભે સહી, નહાતાં કારણ એવો તહી. ૧૦૨ મેદની મળી તહાં અપરંપાર, પરથવી નવ દેખાએ આ ઠાર; છાતીએ છાતી ઘસાએ જાણ, એવી ભીડ ભરાઇ નીરવાણ. ૧૦૩ શાત એોવાડા છે ઘાટજ તણા; તાં સઘળા આદમી છે ગણા; તેમાંનો મીતર જુદો પડયો, ઘાણી મેદની કોઇ કોઇને ન મલો. ૧૦૪ તમાસો તાં જુ એ છે અપાર, વળી મીતરને સોધે તે ઠાર; બને જુદા પડયા જેટલે, એક કઊતક થયુ તેટલે ૧૦૫

**દોહરો**—એક નારી નઉતમ સહી, બેઠી છે રથ માંય; ચોપાસે પડદા નાંખા સ હી, નાહાવા કારણ જાય. ૧૦૬ મહા સુઘડ તે શુંદરી ઊંરવંશીની જાત; શી શોભા કહુ તે ના રની, વીસતારીને વાત. ૧૦૭ કવી કહે એક જીભે કરી કેટલો કહુ વીસતાર; શોહેસ જીભે વર ણવુ તોએ ન આવે પાર. ૧૦૮ પવને પડદા ઊડો સહી, જાણે રથમાં છે જોત; જાણે શુરજમાં હે ઉગીઓ, એવું થાય માંહે ઉદોત. ૧૦૯ આભમાંથી જેમ વીજળી, કરે ઘણુ જોતકાર; તેમપ ડદા ઉઘડો સહી, તારે જોઇ શોભાતે નાર. ૧૧૦ ચંદરને જેમ આભ ઢાંકીઆ, તેમ પડદ ઢાં કી નાર; ચંદર આભમાંથી નીસરે બાહાર, તેમ ભપકા મારે પડદા મોઝાર. ૧૧૧ પેલા બેમી ત્ર જુદા પડયા, તે માંહેથી એકે દીઠી નાર; મોહબાણ તેને લાગીઊં, પડયો ધરણી મોઝાર. ૧૧૨ સુધી નવ રહી સરીરની, આકુલ વાકુલ થાય; લોક મલાતાં અતી ઘણા, આતે કારણ શુ કેહેવાય. ૧૧૩ સાજો સમો ઉભો સહી, મોરછા ખાધી અપાર; કોઈ કહે વાંસુતી ચમકછે, આં બો દાબો આઠાર. ૧૧૪ કોઇ કહે ઝપટમાં પડયો, કોઈ કહે મારો મુઠ; કોઈ કહે શરદી વા પી ગઇ, ઘાલો નાકમાં શુઠ. ૧૧૫ દુરા ચારો બોલે બહુ, કોઇ ગુણ અવગુણ ગાએ; એટલે બી જો મીત્ર આવીઓ, પેલો મીતર પડયો છે તાંહે. ૧૧૬ દીઠો મીતર પોતા તણો ખોલામાં લીધુ શીશ, આશના વાસના કીધી ઘણી, બોલાવો તે દીસ. ૧૧૭ અરે મીતર ઊઠો શહી, શુ દુખ છે તમારીકાય; તે મુજ આગળ કહો, તજો મન ચીંતાય. ૧૧૮ તમ દુખે હુ દુખીઓછુ, તમો સુખીતો મારે સુખ; જે તમારા મનમાં સહી, તે મુને કહો વારતાય. ૧૧૯

**ચોપાઈ**—એવાં વચન મીતરનાં સુણી, નેતર ઉઘાડી જોયુ તે ભણી; સુધ વળી પુછે તેહ ને, એકાંત બેઠાછે તહાં બેઊ જણા. ૧૨૦ કોહોની મીતર તમારૂ દુખ,સાચુ બોલજો મારે મુખ

તારે બોલો દુખનો વાર્ત, તુજ વીના, નથી કોઇ મારે સંસાર. ૧૨૧ તનમન ધન તુ મારે પ્રા
ણ, તો શીદ જુઠુ બોલુ વાણ; આપણે જુદા પડયા જે વાર, તમાસો દીઠો તે ઠાર. ૧૨૨ રૂપે
એશો એક આવી નાર, તેનુ રૂપ છે અપાર; દ્રસ્ટે દ્રસ્ટ મળી સહી, તે વેળા પડયો હું ઢળી.
૧૨૩ વાગુ મુજને મોહનુ બાણ, તે નારી વીના જાએ પરાણ, રૂવે રૂવેથી વાપો કામ; બલોભ
લો થયો આ ઠામ. ૧૨૪ એક વાર કરૂ તેનો સંભોગ, તોતો મારો જાએ રોગ; નહીતર હું બ
ચવાનો નથી, મારો પ્રાણ જાએ સરવથી. ૧૨૫ ભરાત તાતને તું મોસાળ, તારે ઘણો છે વહા
લ; જો તુથી થાએ એ કામ, તો એ નારી મલે આ ઠામ. ૧૨૬ તારે એ મીતર બોલો વાણ,
વચન આપુ તે ઠાર; મારૂ ચાલશે તાં શુધી કરીશ એ કામ, નારી શોધી ઠામો ઠામ. ૧૨૭
જીવ થકી વહાલો મુજને તુ. તારૂ કામ હું કેમ ન કરૂ; તારે તે મીતરને નીશા થઇ. તારે છાતી
આપી સહી. ૧૨૮ નખ શીખ સુધાં સુંદર નાર, એવી ઊતારી પટ મોજાર; આ નારી ઊપરમો
હો અમો તેને સોધી કહાડો તમો. ૧૩૦ ઉતાવળા તમો આવજો, ના હાનો જવાબ લાવજો;
તાં શુધી રહેશે પરાણ, સાચી માનજો મારી વાણ. **દોહરો**—મીત્રને કામે નીસરયો
શુખ કરૂ સરવે તાગ, નારી નોરખી નેહશું, કાંઇ થાશે મીત્રનુ કામ. ૧૩૨ ગલી કુંચી શોધી
સહી, શેહેર બજારને ચોક; ઘણી નારી જોઇ સહી, લક્ષણવંત લોક. ૧૩૩ તે સ
ભોમાં છે સહી, એવી ન દીઠી નાર; દીવાનો થઇ સોધે સહી, ઘર ઘર તે ઠાર ૧૩૪ દસ વીસ
કોસ ફરયો સહી, શેર પછાડે બધે ગામ; છમોમાં દીઠો સહી, તે નારીનુ નહી નામ; ૧૩૫
વરસ એક એમ વહી ગયુ. નવ પોતી મનની આસ, પાછો આવ્યો પોતાને દેશ. છેક થયો ની
રાશ. ૧૩૬ શુ મુખ લઇ જાશેં સહી, મીત્ર તણી પાસ; કામ નવ થયુ તેહનુ છેક થયો નીરા
સ, ૧૩૭ પોતાને ઘેર આવ્યો શહી, સુતો સોઢ તાણીને જાણ; તે જાણ તેની નારીને થયુ,
ઘેર આવી નીરવાણ. ૧૩૮ દાઇ એક પોતાના ઘર તણી, તેને તેડી એકાંત; તેનો આગળ ક
હુ શહી; પોતાનુ વરતાંત. ૧૩૯ પરણી કરીને પરહરી, દુખણી કરી અપાર; ઘણે દીવસે શવા
મી આવીઆ; સુતો છે મુજ ભરથાર; ૧૪૦ પર આધીન હુ થઇ ઘણી, પરઘેર ભરૂ છુ પેટ;
પરણીને મુખ જોયુ નહી, મુજ રૂપમાં ઊઠી વેઠ; ૧૪૧ કંચનો શવાદ કાયાએ નહો, અફળ
ગયો અવતાર; તમો જઇને વીનવો, શી તકશીર કરી નાર. ૧૪૨

**ચોપાઈ**—એવાં વચન નારીનાં સુણી' દાશી આવી તે નરની ભણી; પાસે આવીને
બોલી વાણ; સાંભલરે તમો ચતુરસુજાણ; ૧૪૩ ચતુર નર તમને નવ ઘટે. તુજ નારી દુખ
પામે છે અપાર; પર હરીસુ કીધુ પાપ; સાચુ બોલજો આપો આપ, ૧૪૪ સાવી સુંદર શો
ભે નાર, તેને તજી નીસરયાછો બહાર, ફરી તેને જોતા નથી, તેની વાત કહે સરવથી.
૧૪૫ તેની તુજપર પ્રીતી અપાર, તમો ગણો તરાણને ઠાર, બતરીશ લક્ષણ તમોછો જાણ,
તમને એ નવ ઘટે નીરવાણ. ૧૪૬ એવી વાણી દાઇએ કહી, તોએ તે નર બોલો નહીં;
મીતર તણું ઘણું તેને દુખ, નથી ઊપાડી જોતો મુખ; ૧૪૭ દાશીએ ઘણું વીનવીને કહુ,
તોએ પણ તેણે સામું નવ લહુ, ઘણી વીનતી કરી અપાર, તે નરે નવ માનું તે ઠાર. ૧૪૮
પાછી આવી તે નારી પાસ, મુખે વાણી કહી પરકાશ; મેંતો ઘણો વીનવ્યો છે જાણ; ન
થી બોલતા મુખથી વાણ. ૧૪૯ મુજ વાણી સાંભરતાં સાર, જાણે બુડાં હોએ શો વાહાંણ.
નાચાર થઇ સુતો જાણ, તમો જઇ સમજાવો નાર, જઇને પુછો શમાચાર, ૧૫૧ એવાં વચ
ન દાઇનાં સુણી; પદમણી આવી સવામી ભણી, સોડ તાણી સુતા છે જાગ; વીનતા આવીને
લાગી પાગ. ૧૫૨ મુખ ઉઘાડી નાંખુ નાર, પાસે આવી બેઠી તે ઠાર; સવરૂપ નારીનું દી
ઠું જેટલે, મનનો સંદેહ ભાગીઓ તેટલે; ૧૫૩ જેવી મીતર લખી આપી નાર, તેતો દીઠી
પોતાની નાર; રૂપે રૂપ ગયું છે મળી, તેની શોભા નવ જાએ કહી, ૧૫૪ રાતે પરણીને

આહા જાણુ; નથી મુખ જોયું નીરવાણ, બીજે દીવશે મીતરને મલ્યો; તમાશો જોતા પંથે પલચો, ૧૫૫ એ પણ ન્હાહાવા આવી નાર; મીતરે મોહો દખી તે ઠાર, તે વચન આપીને વળ્યો, નારી સોધવાને પંથે પડ્યો. ૧૫૬ તે દેશ દેશાંતર કરીઆ ફેર, ઘણો આણો મે મનમાં ખેદ; તેતો મારા ઘરમાં નાર, હવે શો કરવો વીચાર. ૧૫૭ વચન જતાં તો જીવજ જાએ, નારીની આગળ કેમ કહેવાય; ભરમ હતયાનું બેસે પાપ, મેંતો સમ ખાધા છે આપ, ૧૫૮ વળી મહારૂ વચન નવ પળ્યું, તે વારે માહારૂ જીવતર બળ્યું; એમ વીચાર કરે છે મન; તે નારી બોલી તે દન; ૧૫૯ **દુહો**—તે નારી મુખથી ઓચરી; બોલી મધુરાં વચન, સાબાશ સવામી તમને ઘટે, દુખ ગણો કીધી આ દીન, ૧૬૦ પરણીને મુજને પરહરી, શું પડીઓ માહારો વાંક; કશો અપરાધ કરોનથી; હુ નારી તમારીરાંક. ૧૬૧ દીન ઊપર દયા કરો; તમ સરખા મુજ ભરથાર, પર આધીન હું રહી શકી; ધીક્ક્ત્રીકમુજઅવતાર. ૧૬૨ એવાં દીન વચન કહાં સહી, ગલગલી થઇ તે નાર, દયાં આવી તેના સવામીને, બોલો તેણે ઠાર. ૧૬૩ વાંક નથી કાંઇ તમ તણો, તુતો છે નીરમળ નાર; માહા દુખે હું નીસરો. તજો દેશ આ ઠાર. ૧૬૪ સુખ તણી તું સુંદરી, દુજા સમરૂ શીરામ; તે દુખ માહારૂ ભાગશે, તો તો રહેવું આ ઠામ, ૧૬૫ વચન માહારૂ પળે સહી, સમ સફળ મુજ થાએ; તો તો દેહ માહારો રહેશે સહી; નોકર નહી જીવું કાએ ૧૬૬ વચન માહારૂ પાળો સહી, તો તો કહુ તમને વાત, મીથા વચન કરો સહી, તો દેહની કરશુ ઘાત, ૧૬૭ તારે નારી ઓચરી. જે ફરમાવો તે કરૂ કામ. માગે તો શીર હાજર કરૂ, વચન માહારૂ આ ઠામ, ૧૬૮ તમો પરમેશવર માહારા સહી, અવર વાલો નથી કોએ, વચન તમારૂ લોપુ નહી; જો પરથવીપલે હોએ. ૧૬૯ સવામીનુ વચન લોપે સહી; તે વભીચારીણી નાર; રૌ રૌ નરકે તે પડે, નથી કાંઈ તેનો ઠાર, ૧૭૦ સાચો વાત બોલો નહી, તો ભરમ હતયાનુ પાપ; જો હું શુકન તમારો ફરવું; તો માહારા તનની વાત. ૧૭૧ **ચોપઈ**—હેવાં વચન નારીએ કહાં, તેના સવામીએ સરવે લહાં; નીચ વાતનું સોંપવુ કાજ, તેતો કહેતાં આવે લાજ; ૧૭૨ જબુન વચન કહેવાતુ નથી. કંઠ રૂધાએ છે સરવથી. નફટ થઇને બોલો પંથ, સાંભળ નારી તું ચતુરસુ જાણ. ૧૭૩ એક મીતર માહારો છે જાણ, તેશુ જુદાગરી નથી નીરવાણ; તું નાહાવા ગઇ ગામમાં, જાણ, રથે બેશી કરી નીરવાણ. ૧૭૪ તુજને તેણે દીઠી નાર, મોરછા ખાઇ પડો તે ઠાર; હું પાસે ગઓ તેની, શુધ નથી તેને દેહની, ૧૭૫ આશના વારાના કીધી સહી. પછે તે નરને શાંતા થઈ, હુ મુખથી બોલો વાણ. શું દુખ છે તમને નીરવાણ, ૧૭૬ તારે તેણે જોડા હાથ, વાત કરવા લાગો તે મુજ સાથ, જે કાઇ બીના બની જેટલી, માંડી વાત કહી તેટલી, ૧૭૭ તેને વચન આપુ કર મોજાર; તે નારી સોધી લાવીશ નીરધાર; વળી ભરમ હતયાના ખાધા સમ. તુજ કામ કરૂ નહી કેમ, ૧૭૮ તારે તેને ધીરજ થઇ; લખી પટને આપીઓ સહી, જેવી તેણે દીઠી નાર, તેવી ઊતારી પટમોજાર. ૧૭૯ તે નરને ધીરજ આપી કરી, આખા શેહેરમાં શોધી સુંદરી; પછે જોઓ મે દેશ અપાર; થાકો આવો આણે ઠાર, ૧૮૦ મેંતો તારૂ મુખ જોયુ નથી, તો સું જાણું મનમાં કથી; ઘુંઘટ તાણીને પરણી નાર; વાહાણામાં હું નીસરચો બાહાર. ૧૮૧ જો હું તુજ મુખ દેખત જાણ; તોતો મીતરને કહેતે વાણ, વગર સમજે મેં ખાધા સમ; ભારે આવીને પડીઓ ભ્રમ. ૧૮૨ વચન માહારૂ મીથયા કેમ થાય; વળી ભરમ હતયા માહારે શીર થાય; માટે વચન તુ માહારૂ પાલ, આલીગન જઇ તેને આલ; ૧૮૩ વચન માહારૂ મીતે પલે; એકવાર જઇને તુ મલે; તમને વચન માહારૂ સફળજ થાએ; જો તે મીતર સુખ પામે કાએ. ૧૮૪

**દોહરો**—તારે નારી ઓચરી, કેમ થાશે એની વાત; સ્વામી થઇને કેમ ઓચરો, વ

પરીત સરખી વાત. ૧૮૫ કોઇ કેહેશો સલામ નઇ. કરતવેછે કરૂ કામ; હુતો વચન પાળીસ તમ તણુ, પણ હાંશી થાશે ગામ. ૧૮૬ નપુંસક નામમાલમાં ખપશો સહુ, પાઘડી તણુપાણી રેહેશે નહી, એમ લાગસે અપરમપાર, દુરા ચાલોછે સંસાર. ૧૮૭ તમો વાઘ સરીખા. ગાજી રહા અહુ, તે ગાંડાંમાં ખપશો સહી; મુછ તણુ પાણી રેહેશે નહી જાણુ, તમને લાંછન લાગસે નીરવાંણ. ૧૮૮ કઠણ વચન વીનતાએ કહ્યા, નવ માનુ તેનો ભરથાર, વચન માહરૂ જાસે સહુ; ધીક ધીક મુજ અવતાર. ૧૮૯ વચન જાએજો માહરૂ, તો નવ ધરૂ દેહમાં પ્રાણ; દેહ તાગ મહારો કરૂ, તે મીત્ર પહેલાં નીરવાંણ ૧૯૦ નીદાન વાત તેણે કરી તે નારીથઇ લાચાર સ્વામીનુ વચન મસ્તક ધરૂ, તેણે સજા સોલે સણગાર ૧૯૧ બની ઠણીને નીકળી લીધો સ્વામીને સંગ; મધરાતે તે નીશરાં, આનંદ બનેને અંગ. ૧૯૨ માહા સુઘડ તે સુદરી જાણે નીસરી બોલી ભાણુની જોત; અંધારી રાતે અજવાળુ થઉ, ઉદકાક ઉદોત. ૧૯૩ આગળ પાછળ ચાલા સહુ, મીતરને મળવા જાએ, માહા ઊલટછે તેહને આનંદ અંગ નવ માએ. ૧૯૪ ઓશીગણ થઉ મીતરને, સુખ પામસે તેની કાએ; વચન સફળ માહરૂ થશે તેની આશા પુરણ થાએ ૧૯૫ બજાર મધે આવીઆં નર નારી તે દીશ એવામાં એક વીઘન થયુ મળા ચોરતાં વીસ ૧૯૬ **ચોપઈ**—ઘેરો લીધા નરને નાર, સણગાર ઊતારો આણેઠાર; નહીતર તમને મારશું, પછે હમારૂ કામ કરશુ ૧૯૭ નારી બોલી તેણી વાર, સાંભળો ચોર તમે આણે ઠાર. મહારૂ વચન કરો પરમાણ, છો જાને તમો ચતુર સુજાણ. ૧૯૮ મારા ગમાં ભંગ કરશો સરવથી, તે વારે પરમેસ્વર રાજી નથી, જારી કરવા નીસરા બહાર; તેકામ કરી આવીશ આ ઠાર. ૧૯૯ પાછી ફરી આવીશ તમ પાશ, પોહોચાડીશ તારા મનની આશ શોલે સણગાર આપીશ આ ઠાર ઘડી એક નવ લાગાડુવાર ૨૦૦ વળી જે મીતર આપશે મુને, તે આપી પગે લાગીશ તુને; સાત પેહેડીનો મારો કોલ, શાચો કરીને માને બોલ. ૨૦૧ તે ચેર વીચારે તે ઠાંર. જોઇએ વચન પાળેછે નાર, એમ કહી બેઠા તે ઠામ નર નારીની પોહોતી હામ. ૨૦૨ ચોરે રજા આપી તાંહાંથી વળાં પેલા બે મીતરને જઇને મળાં; ઊઘાડભાઇ હુ આવ્યો જાણ તે નારી લાવો ગુણવાન ૨૦૩ જેની ઉપર મોહ પામા તમો, તે નારીને લાવો અમો; તારે તે ખુશી થઓ અપાર, બારણાં ઉઘાડાં તેણી વાર. ૨૦૪ છાતી સાથે બેટીને મળચા વીજોગ હતા તે વેગા ટળા નારી લજા પામી અપાર, જાણે ચંદરમા આભ ઢાંકતે ઠાર ૨૦૫ એમ નારીતાંહાં ઝાંખી થઇ, તારે તેનો મીતર બોલો તહી, ખશી ગઓ તેનો ભરથાર મીતરને નારી ઘરમા રહી, ૨૦૬ ધાણી હતો તે બારણે ગઓ. તારે પેલો નર બોલો વાત શાંભળ નારી ચતુર સુજાણ, તારો મોહો મુજને અપાર. ૨૦૭ કેમ લજા પામો આણે ઠાર. કોણ તાણી તુછે કુમાર; કોણ તમારે શીર ભરથાર, ૨૦૮ તે સાચુ જો નવ કોહો મુને, તો બરમ હત્યાદીક પાપ છે તુને, તારે વીનતા બોલી વાત, સાંભલો ચાતુર તમારી જાત. ૨૦૯ સમ દીધા માટે કહુછું હુમો માહારા સ્વામીના મીતર છો તમો, જેને ફરમાવ્યું હતુ કામ, તેની આઆવી આ ઠામ. ૨૧૦ સ્વામીનુ વચન પરમાણુજ કરી, તમારી પાસે આવી હેતજ ધરી; તારે તે પસતાયો મન મોઝાર, ધીકાર પડો માહારો અવતાર. ૨૧૦ કામાતુર તેતો ટળી ગયો. ખોશી આણે ઘણો મનમા થયો; ક્ષમા કરો તમે મારો વાંક, હુતો ભાઇ તમારો આડે આંક. ૨૧૧ મુજ મીત્ર તણી તુ નાર, માહારે બેહેન બરાબર સાર; એમ કહીને પગે લાગીઓ, સાસરવાશો તેને આલાઓ. ૨૧૩ આપા તેને શોળે સણગાર, વળાવી પાછી પોતાને ઠાર; મીતર કહે હુ તારો વેચાણ, ક્ષમા કરજો તમે વાણ. ૨૧૪ અજાણો એ નવ જાણું અમો; ગુનો અમારો બખશો તમો; એમ વીનધ કરી આ ઠાર, વળાવાં પાછાં નરને નાર. ૨૧૫ **દોહરો**—સાસરવાસો શુભ કરી, વળાવ્યાં નરને નાર; પાછા આવા ઘર ભણી બેઠા ચોર તે ઠાર. ૨૧૬

સાણુગાર સરવે ઉતારીઆ, આપા તેણે હીશ; મુખ આગળ મુકયા ચોરને, ચરણે નામુ શીશ.
૨૧૭ સાસરવાસી આપો હતો, પેલા મીતરે ઘણો માલ; તે પણ તહી આલીઓ, ચોર કરમાં
તતકાળ ૨૧૮ તારે ચોર ઘણુ રીજીઆ, શાબાસ નારી તુજ જાત; વચન પાળુ તે તાહરૂ, વીપ
રીત કીધી વાત. ૨૧૯ તેં વચન તાહારૂ પાલીયુ, અમે કેમ લઇએ તારા સાણગાર; કેટલા કાળ
ભોગવશુ, જા તુને બખશુ નાર. ૨૨૦ બીજો દરવ પાસે હતો, તે ઉપર આપો જાણ; પગેલા
ગો તે નારને, ગયાં ઘેર નીરવાણ. ૨૨૧ નર નારી આવીઆં સહી, રાખો ઇશવરે ધરમ; તીજે
કાને પડી નહી, નવ બેહુ કાંઈ કરમ. ૨૨૨ તે નારીએ કહી સહી, કામગારને વાત; એ ચાર
માં કોણ ભલો સહી, કોહો મુજને વીખાત. ૨૨૩ આશક નર ભલો જાણીએ, કે ભલો નારી
નો કંથ; ચોર ભલા કે નારી ભલી, કહીને વળો તમે પંથ ૨૨૪ તારે કામગાર બોલીયો, મન
માં કરી વીચાર; એણે વાત ખરી કહી, નીસચે વાત નીરધાર. ૨૨૫ નારીએ વચન આપુ શ
હી સવામી તણુ તહાં જાણ; ના કહીશતો નીશચે મરે, પરાંન તજશે નીરવાણ. ૨૨૬ એક મી
તરે વચન પાળીયુ; બીજો ખશીઆણો પડો તે સાથ; બેહેન કહીને પછે બોલીઓ. ચરણે નામુ
સીસ. ૨૨૭ ચોરે પરમારથ કરૂ, નવ લીધો એક બદામ; ઊંપરાંટો દરવ આપીઓ, ભલાઇ ક
રી તે ઠામ. ૧૨૮

**ચોપઈ**—એવું વચન શુણી કામગારજ તણું, તે નારી મનમાં રીજી ઘણું, રજા આ
પી તેને જાણુ, હોંશ મદ તાંહાં આવો નીરવાણ. ૨૨૯ સંક્ષેપે કહી તેને વાત જે બેહુ મીતર
તણી વીખીઆત; પછે પુછી મુખથી વાત, કોણ ભલો કોણ ચતુર સુજાણ. ૨૩૩ તારે હોશ
મંદ બોલો તહી, માહરા જોઆમાં ચોર ભલા શહી પછે શોદાગર આગળ કહી કથાએ, બનો
મીતર તણી શરવ થાએ. ૨૩૧ તેણે પણ ચોરને વખાણા તહી, પછે શોનીને તેડો શહી
બનો મીતરનું કહ્યું દરસટાંટ, ભાગી તેના મનની ભરાંત ૨૩૨ કોણ ભલુ પુછું જેટલે તારે શો
ની બોલો તેટલે ભલી ચારમાં નઉતમ નાર, ચારે તો મુરખ ઠરા અપાર. ૨૩૩ કાચા ચોર
મળા તતકાળ, પાકા હોત તો ન આપત માલ; એમ શોની બોલો જેટલે, પકડી કરી શાંઓ
તેટલે. ૨૩૪ લાલ ચાર આબરૂમાં કાઢ, હુ માનીશ તમારો ઘણો પાહાડ; નહી આપે તો છેદુ
શીશ જુઠું બોલુ તો ભરમ હતીઆ. મુજ શીશ. ૨૩૫ કોઇને વાત કેહેવાની નથી, ઇસવર
આણ બોલું સરવથી; કબજ આવો તે તેણી વાર, લાલ ચાર કાઢી તે ઠાર, ૨૩૬ આપી કરી
ને આવો બહાર, પરાતુશકાળ થઓ નીરધાર; પોતાના ઘરમાં લાલ દશબાર તેમાં પેલી મુકી
તે શાર ૨૩૭ પેલા ચારને તેડા તે પાશ; હેત પરીતથી કીધી હાશ મુખ આગળ લાલ મુકી
તે શાર. ૨૩૭ પેલા ચારને તેડા તે પાશ, હેત પરીતથી કીધી હોંશ, મુખ આગળ લાલ મુકી તાં
હાં ઘણી, અમાંથી ઓલખી લીઓ તમ તણી. ૨૩૮ હોસમંદ ખુશી થઓ અપાર, પાશે જઈ
બેઠા તતકાળ, લાલ તણો જે દાબડો શહી, તેની આગળ મુકો તહી. ૨૩૯ એ માંહેથી જે પો
તાની લાલ, કાહાડી દેખાડી તતકાળ, જોવો ચારે માહારી સરવથી, જુઠો વાત હું બોલો નથી
૨૪૦ તારે એ નારી બોલી વાણ, જાઓ તમારી લઇ ગુણવાન, એ નારીની વીનતી કરી અ
પાર ચરણે નમી ચાલો એ ઠાર ૨૪૧ તમારી બુધી તેણો નહી પાર, રાખો ચારે મીતરનો
ભાર, એમ કહીને ચાલીઆ જાણ. એક શેહેર આવ્યું નીરવાણ. ૨૪૨ ભારે શોદાગર વશે છે
તહી, ભાડે ઘર લેઈ વશીઆ શહી, કામગારને બેશાડો આ ઠામ, વજીર ગઓ શોદા લેવાને
કાંમ. ૨૪૩ શોદાગર એક ભારે શહી, લાલ એને દેખાડી તહી, આની કીંમત કરો તમો જાણ
એક મેહેરથી વેચું નીરવાણ. ૨૪૪ અમુલખ નંગ દીઠાં એણી વાર, મન મધે કીધો વીચા
ર, ચોરી કરી લાવો એ અહીં, કોટવાળને જાહેર કીધું તહી. ૨૪૫ પકડી લીધો એણી વાર
પંડીત આનામાં ઘાલ્યો તતકાળ, બીજો દીવસ થયો જેટલે, પાશા આગળ ઊભો કરો તેટલે

૨૪૬ **ચોપાઈ** કોટવાળ વાણી વદે, પાદશા શુણે તેણી વાર; લાલ કોઇની ચોરી કરી વેચતો હુતો આ ઠાર. ૨૪૭ તે નરને હું લાવીઓ; ઉભો કરો આ દીશ; લાલ ચાર આગળ ધરી ચરણે નામી શીશ. ૨૪૮ તારે પાદશા બોલીઓ કાંથી લાલ તમો લાવીઆ; શું કરેછો કામ, બોલા હોશમંદ શું તે ઠામ. ૨૪૯ શાચો વાત કેશો શહી તો ગુનેહો કરશુ બખશીશ, જો જુઠા પડશો શહી, તો નીસચે છેદુ શીસ. ૨૫૦ તારે હોશમદ કહી વીશતારીને વાત અમો ચારે મીતર શહી, જીન એકને જુદી જાત. ૨૫૧ પાદશા તણો એક દીકરો, કામગાર એવું નામ, તેના બાપે કાડી મુકીયો, તજો મુલક એ ઠામ, ૨૫૨ એની સાથે હમો નીશરો ચારે મીતર એણી વાર ખરચી પાણીને રાખીયાં, ચાર લાલ એ વાર. ૨૫૩ તમારા શેહેરમાં ઉતરાં ભારે શોદાગર જાણ, લાલ ચારે દખાડીઆં; કીમત કરો નીરવાણ, ૨૫૪ કોટવાળે દીઠી સહી મુજને તશકર જાણો શાર, તમારી પાશે લાવીઓ, લાલ શહીત નીરધાર. ૨૫૫ મીતર તરણ મારા શહી; ચંતા કરશે અપાર; મુજને તો આંહી લાવીઆ, શાચુ બોલો આ ઠાર, ૨૫૬ એ પાદશા ઘણું રીજીઓ, ચારે ને તેડા પાસ; લાલ તો તેને આપીઓ, આવો મન વીશવાસ. ૨૫૭ કામગાર પાદશા જાદા સહી. એને જઇને કરયાં વખાણ; દાશીએ દીઠો સહી, ઘણો છે શોભા માન, ૨૫૮ પાદસાની પુતરી સહી, ચતુર શીરોમણ કાએ, તેને મો લાગો સહી, જોવાને આવી તાં. ૨૫૯ સભા વીશે દીઠો સહી. બેઠો ચતુરસુજાણ, તે નારીએ દીઠો સહી; વાગુ મોહનું બાણ. ૨૬૦ સુધ નવ રહી શરીરની, ગતી ભંગ થઇ કાએ; સવાસલેવા શકે નહી ચેતના, લાગો મોહનો ઘાએ. ૨૬૧ હાહાકાર વરતી રહયો, મોહોલમાં એની કાએ, પીતા જે પુતરી તણો, ૨૬૨ **ચોપાઈ**—એવી વાત સભામાં થઇ, પાદશા આવી ઉભો તહી; વીનય કરીને બોલો વાણ, ખોળામાં બેસાડી ચતુરસુજાણ; ૨૬૩ શુ દુખ છે તમારી કાઅ, સાચુ બોલ તુ મારી માએ; તારે પુતરી બોલી સહીં. પીતાની આગળ વાત, ૨૬૪ પરણા કુંવારા નવ જાણો, તમો શુ સમજી પુછોછો હમો; આ દાશીને પુછો વાત, જે વીતુ તે મારી જાત. ૨૬૫ દાશી કહે તે કરશો તમો, તો જીવતાં રહેશું હમો, નહીતર પરાણ રહેવાનો નથી; પીતા હું મરણ પામું સરવથી. ૨૬૬ તાહારે દાશી તેડી એકાંત, તેને ભાગી મનની ભરાંત. આ પાદશાજાદો કોઈ આવો સહો, સભા વીશે બેઠોછે સહી. ૨૬૭ તેને જોઇ મો પામી અપાર, મોરછા ખાઇ પડી આ ઠાર, તેની સાથે પરણાવો જાણ. તો તે સુખ પામે નીરવાણ. ૨૬૮ તમ પુતરી જીવતા નથી એ નર પાંખી શરવથી જો પુતરીનું હોએ કામ, તો એ નરને પરાણાવો આ ઠામ. ૨૬૯ એવાં વચન દાશીના સુણી, પાદસા આવો સભાની ભણી, મસલત કરો તેણે અપરમપાર. શાજન સહુ મલા તે ઠાર. ૨૭૦ પુતરીના જવા બેઠા પરાણ, તેનું શું કરવું નીરવાણ. આ નરને દખી રીજી નાર; પરાણ તજવા બેઠી તે તે ઠાર. ૨૭૧ કુંવરી વાણ ખુટે મરે, તેની હતા મુજ શીર ચડે; એ પણ મોટાનો છે તંન, ઘણો સુઘડ નીરમલ છે મંન, ૨૭૨ આપાણા કરતાં મોટો છે સહી, એ નરને પરણાવું આંહી; પરમેશવરે મોકલીઓ અહી; બીજો વર બોલશું કાંએ. ૨૭૩ ખુશી થઈ સભા તેણી વાર; ઓછવ વરતો ઠારો ઠાર; તે નરને પરાણાવું નાર; છતર ફેરવું તેને શીરસાર, ૨૭૪ સુભ દીવસ તાં જોઇ કરી, પરણાવી આપી સુંદરી; એ નારીનું દુખડું ગયું. મનનું માનું તેનું થયું ૨૭૫ કામગાર તાંનો પાદશા થઓ, તરણે મીતર વજીર થઇ રહયાં; માહા દુખ તેને વીતુ જાણ અંતે સુખ પામો નીરવાણ. ૨૭૬ તેમ તમને સુખ થાશે જાણ, થોડા દીવસમાં કામ થાશે નીરવાણ, આઠમી વાત તુતીએ કહી; જાંહાંદારશાએ મનમાં લહી. ૨૭૭ વળી નવમે દીવશે પાદશા ચાલશે, માહા શોકાતુર મનમાં થશે, તુતી તારે કહેશે વાત; મેહેતા હરીશંકર કરે વીસતાર. ૨૭૮ વાત અઢારમી પુરી થઇ, તુતીએ શાહાજાદાને કહી.

---

# વાત. ૧૯

**દોહરો**—નવમો દીવશ થઓ સહી, વલી દુખી થઓ અપાર, આડ કથા તુતીએ કહી, સમજાવોને ઠાર ૧ એક વાત બીજી કહુ માંડો એના વીસતાર. જાંહાં દારસાહ સરવણું ધરે, વાત કહે તુતી નાર. ૨ હિંદુસ્તાન નગરી સહી. તે સેહેરનો પાદશા જાણુ પરજાને પાલે સહી, ધરમીશટ ઘણો નીરવાંણુ. ૩ તે તણો સાહાજાદો સહી, શોલવરશે શુભ કાન, પીતાએ ઇનપ રણાવીઓ આનંદ અંગ ન માએ. ૪ ઘણી શોભા માન તે સુંદરી કેતા ન આવે પાર; જાણે અપછરા ઇંદર તણી, તેથી સુંદર નાર, ૫ પરીત અતી અંતર થઈ ઘણી, આનંદ અંગ ન માએ ાસ વીનોદ કરે ઘણું કેતાં ન આવે પાર. ૬ નાભી ગંભોર ગજ ગામની સી હી લંકો સુભ જાણુ પદમની ચતુની હંશની તેથી નીરમલ નીરવાંણુ, ૭ તે શાહાજાદાને મોહ ઘણોના રી ઊપર અપાર એક દીવશ તે મોહોલમાં બેઠો ચતુર સુજાણુ ૮ નારી ધણીજ રીજમાબે ઠી ખુરશીએ જાણુ શાહાજાદા તાંહાં આવીઓ, ઊભો રહો નીરવાંણુ ૯ આદર ભાવ કરો ન હી; ગણો તરણા સમાન અદબ એ નારે કરો નહી; નહી આલન બેશન શનમાન, ૧૦ તારે શાહાજાદો કોપીઓ નફટ થઈ તુ નાર; છેક કાયદો રાખો નહી, ધીક પડયો મુજ અવતાર. ૧૧ એટલી મે વહાલી કરી, તેટલો પસતાઓ જાણુ; હાથનાં કરાં હઇએ નડાં, એમ કહીને બોલો વાંણુ, ૧૨ હુ પાશાનો દીકરો, નવ કરો તેં આવકાર; હેંકાર રાખે તુ મનમાં, વરીશતુ જને આઠાર, ૧૩ તારે નારી બોચરી રીસ કરીને અપાર; શાને વળગતા આવો શાહી, તું તો નઠારી નાર. ૧૪ મુજ સરખી શોધે સરવથી, પ્રથવીમાં જાણુ; પુરવે જનમ પુને કરો, મુજને પામા નીરવાણુ. ૧૫ જો તમને ગમતી નથી, તો હું રહુછુ બહાર; મનનીમા ની શોધો સહી, બીજી નઊતમ નાર. ૧૬ **ચોપાઈ**—એવાં વચન નારીનાં સુણી, રી સ ચડી સાહાજાદાને ઘણી; પરહરી મુકી તે નાર, આવી ઉભો સભા મોજાર. ૧૭ એ નારી એ મેણુ દીધુ સહી, તો બીજી નારી પરણુ અહી; કરૂ શોક એને શીર સાર, એથી અધીક લાવુ બીજી નાર. ૧૮ તોતો માહારી પાઘડાનુ નુર. નહીતર ધીકાર પડયો શરીર, એવો વી ચાર કરયો જેટલે, એક વજીર આવ્યો તેટલે. ૧૯ પાસે તેડો તેને સહી, મુખે વાત તેને કહી એક મારૂ કરો તમે કામ, તોતો ઘણુ આપીશ ઇનામ, ૨૦ સરવ વજીરમાં મોટો કરૂ; ઘણો મા લ તારે ઘેર ભરૂ; તારે વજીર બોલ્યો વાણુ, જે ફરમાવો તે કરૂ પરમાણુ. ૨૧ અમે તમારા ની મકના ખાનાર, જે ફરમાવો તે કરૂ આ ઠાર; એવાં વચન વજીરનાં સુણી. શાહાજાદાએ પછી વાણી ભણી. ૨૨ ફરમાવુ તે કરો એક કામ, જાઓ પરદેશે તજો આ ઠામ; ઘણી સરૂપવાન ચતુર શુંદરી, તે શુ વીવાં કરી આવજો ફરી. ૨૩ લાવો પદમણી ગોરે ગાત્ર, તે આગળ આના રી કોણ માત્ર; મનનુ માનુ થશે જાણુ, તોતો નીઆલ કરયુ નીરવાણુ. ૨૪ અધીક તમારો માનીશસનેહ, એમ કરી દીધુ સનમાન; એ વજીર ઊઠો એ ઠાર, લાવુ સોધીને નઊતમ નાર. ૨૫ મુલકે મુલક ફરે છે સહી, ચતુર સુઘડ કાંઇ દીઠી નહી, પ્રથવી પરદક્ષણા દેશ દેસાંતર નીરખ્યા સહુ ૨૬ શાહાજાદા લાયકન દીઠી નાર, વજીર વીચારે મન મોજાર;સાત માશ ફરો સ રવથી, મારૂ કામ કેમં થાતુ નથી ૨૭ પરદેશમાં રઝળી મરશુ સહી, શાજાદાનુ કામ થવાનુ નહી; કુટંબ પરીવારને જઇ મળશુ આજ, નવી સરીયુ કાંઇ મારૂ કાજ. ૨૮ એમ વીચાર કરી ને પળો પોતાના દેશ ભણી વળો; છેક નોરાશ થઇ નીશરયો, શરીર તણી સુધી વીસરયો, ૨૯ પાછો ફરીને આવ્યો છે સહી, મારગમાં ગામ એક આવ્યુ તહી, મધાન કાળ થયો છે તઇ, પનઘટ ઉપર બેઠા જઇ. ૩૦ તહાં સુંદર દીઠી નાર, તેના રૂપ તણો નહી પાર; તેનુ રૂપ તે કો નવ કળે, જેમ હીરા કુંદનમાં મળે. ૩૧ એવુ તેનુ મુખ ઉદ્દોત, જાણે ચીંતામણીની જો ત; મુખ શોભા રહી તેની હસી, જાણે નાગની કંના કશી. ૩૨ ઘણી સુપડ તે ગોરે ગાતર, તે

આગળ પરી કોણુ માતર;પુછી નારીનો લીધોપાર, એછે ખેડુ તણી કુમાર. ૩૩ સઘળા ખેડુત વ
સે એ ગામ, બીજા લોક તણુ નહી નામ; અમલ આણુ પણુ ખેડુત તણી, લોક સુખી છે તાં
હાંના ધણી ૩૪ ગામ ઠામને જોઇને નાર, આવો તે પોતાને ઠાર; જઇ સાહાજાદાને કરી સલા
મ, શફળ કરૂ તમારૂ કામ. ૩૫ જેવી નારી દીઠીતી તહી, તે હકીકત સાજાદાને કહી. ૩૬

**દુહા**—એવાં વચન શાહાજાદા શુણી, ખુસી થઓ પોતાને અંગ; સરપાવ લાખોનો આ
પીઓ; રાખો પોતાને સંગ. ૩૭ પાછા જાઓ તે દેશમાં; પેગામ કરો અપાર. તેના પીતાને
સમજાવો સહી, પછે લાવો તે નાર; ૩૮ અધીઓ આપીને મોકલો; વજીર ગઓ તે ગામ.
તે નારીનો પીતા ખેડુતછે, કરો વજીરે સલામ; ૩૯ તમો મોટાછો હલપતી. છતર પીતાને
સલામ, હીંદુસતાનનો જે બાદશાહ, તેની અરજ હાંભળો કાન, ૪૦ તમારી પુતરી લાઅક
છે, 'હમારો શાહાજાદો જાણ; જુગતે જોડુ' છે શહી; પરણાવો નીરવાણ. ૪૧ એવાં વચન
ખેડુને સુણી; ચડી ઘણેરી રીસ; ખશની જવાળા પરહરી; જઇને ભેદી શાસ; ૪૨ તમો પાદ
શાને કહો; જઇ અમો નવ કરીએ કામ, અમો રાંક તમો મોટા સહી; નવ પોહોચે મનની
હામ. ૪૩ તમારે હમારે બને નહી, તમો કેમ કાવી એવી વાત. મન મધે શરમાતા નથી ની
ચ છે મારી જાત. ૪૪ મોટા લોક માગે નહી. પેગામ કરી કંનાય; તુ કેમ કાંતે બદલો
શહી, માટે ચાલો અનીઆએ. ૪૫ એવાં વચન વજીરે શુણી. પાછો વળો તે જાણ; પાછો શ
હેરમા આવીઓ, શાહાજાદાંને કહુ નીરવાણ. ૪૬ ઘણો ઠપકો તમને કહો, નીચ ગણા તમને
જાણ; મોટા થઇને માગુ કરો, તે ઘટે નહી તમને નીરવાણ. ૪૭ બીજી વાત ઘણી કહી, મુ
જથી કહી નવ જાય; જીવતુ માહારી એવુ બોલો, મુખ તાંય. ૪૮ એવાં વચન શાહાજાદા
એ સુણી, કરોધે ચડો તે વાર, લશકર લઇને મોકલો, પાછો પરધાંન તે ઠાર. ૪૯ ગાંમ જ
ઇને લુટો સહી, મારો ખેડુતને સાર; ઝાલી કરીને લાવો શહી, તે ચતુર શીરોમણ નાર. ૫૦
લશકર ચાલુ તહાં અતી ઘણુ શેનાપતી થયો પરધાન; શલામ કરીને ચાલો સહી. શાહાજાદા
એ આપુ માન.

**ચોપાઈ** ઘણું લશકર લઇને તે જાએ; આનંદ તેને અંગ ન માએ; તરીજે દીવ
શે પોતે તે ઠામ જઇ ઘેરૂ ખેડુતનું ગામ. ૫૨ તે ખેડુતે કરો વીચાર, પાદશાહનું લશકર આવું
આ ઠાર પેગામે તો માનું નહીં તે ઊપર વઢવાને આવો શહી, ૫૩ તેની પાશે શેના બહુ લુ
ટી ગામ લઇ જાશે શહુ; નામોશી થાશે મુજને આજ; શઘલે જાશે મારી લાજ. ૫૪ જીવતાં
સુધી નવ પાંમુ નાર, વઢો મરૂ હું આણે ઠાર, કીલો હુતો થાણાનો શહી; તે ઉપર માણસ
ચડાવા તહી; ૫૫ એકવાર મરવુંછે જાણ, પછી તે કરવી નીરવાણ દારૂ ગોળા સીસા તે ઠામ
લડાઇ મંડાણી તેણે ગામ. ૫૬ તોપખાનુ કરૂ તઇઆર મારે ગોળા તણો બહુ માર, સાંગ
ગરજના મારે માર; માહા સુરો વડે રણ મોજાર. ૫૭ પરોધ ફલશી ને તલવાર મારે ગોદાત
ણો બહુ માર; બંદુક બાણને તીર, કાએર નરને નવ રહી ધીર, ૫૮ એમ જુધ કરૂ માંહોમાં
હે ને ન ડાંણા કોઇ હારે નહી, ખેડુત ઉપરથી મારે માર; વજીરના લશકરમાં થઇઅ
હુહાર. ૫૯ વાતનો ભારે થઇ સરવથી વજીર વીચાંર કરેછે કથી એમ મનમાં વીચારૂ તહી, ફ
રી પેગાનને જાવુ નહી ૬૦ એમ વીચારીને મનવાત ગામમાં ચાલો બુધી વાન ખેડુતને મલો
તે ઠામ, માંહો માંહે જઇ કરો સલામ ૬૧ પાદશાએ કહુ અપાર શાને કાજેવધારો રાડ પુત્રી;
તમારી ચતુરશુજાણ; તેને પરણાવો નીરવાણ. ૬૨ વડી કરીને લેશુ નાર, મુકવાના નથી
આ ઠાર; મારે લશકરનો પારજ નથી, તમે એક ગામના ધણી સરવથી. ૬૩ હેત પ્રીત આ
પણને થાય, જો પરણાવો કંન્યાએ; નહીતો દેશ બધાને હણુ. પછી તમારી પુત્રીને લેઇ ગ
ણુ ૬૪ જો ખુસી થઇ પરણાવો નાર, તો આબાદ ગામ રાખુ આ ઠાર; એવાં વચન વજીરેનાં

સુણી, વળી ખેડુતને રીસ ચડી છે ઘણી. ૬૫ સુ કરૂ જો પાશાથી જાણ, બીજો હોતતો લેતો પ
રાણ; પરાણ ગઆ સુધી ન ફરૂ, મારી મારને પરાજે કરૂ, ૬૬ જાઓ તમે પાદશાહને કહો
વાત, નવ આપુ પુતરી વીખ્યાત; એવાં વચન પરધાને શુણી, પાછો આવયો લશકર ભણી,
૬૭ એ વાતનો અડીઆંથી રહી. એક બીજો ખીઆલ થયો છે તહી; તે વાતનો કહુ વીસતા
ર; સાંભળજો સહુ આણે ઠાર, ૬૮

**દોહરો**—વજીર ગયો ખેડુત કને, તેનો ચાકર બેઠો બહાર; તેણે તમાશો દીઠો સહી તેનો
નવ આવે પાર. ૬૯ એક ઓજકે શુંદર શહી, બેઠો તેણે ઠાર; મધ્યાન કાલ થઆ સહી, તાં
દીઠી નવીતમ નાર. ૭૦ ઝરૂખામાંથી ઝાંખુ સહી, ઘણી શોભેછે તેની કાઅ; પ્રતીબીંબ પાણી
માં પડું, જાણે સુરજ ઉગો જલ માંહે, ૭૧ નખશીખ નીરખો નારને, પાણીમાં તે દીશ; પછે
મહોલ ભાણી જોયુ શહી. પાણીમાં તે દીશ. ૭૨ તેણે મન વીચારીયુ. પાદશાહ મોલ મોઝાર;
તે નારી એ તો છે સહી, બીજી નહી આ ઠાર. ૭૩ ચતુરઘણો હુતો સહી, જાણે ચીતારો જા
ણ, જેવી જલમાં દીઠી સહી, તેવી ચીતરી નીરવાણ. ૭૪ હવે વજીર આવો સહી, નીરાશ થ
ઇને બહાર; તે ખેડુને માનુ નહી, દલગીર થઓછે અપાર. ૭૫ એવે ચાકરે આવી કરી, ચર
ણે નામુ તે શીસ; છબી લઈ હાજર કરી તે વેળા તે દીશ. ૭૬ જેવી પોતે દીઠી હતી, પણગ
ટ ઉપર નાર; તેથી અધીક છે પટમાં, શોભા અપરમપાર. ૭૭ ચાકર ઉપર રીજીઓ, તારી
અકલને છે ધન; ઘણુ ભાગે કામ તેં કરયું, રીજો પોતાને મન. ૭૮ કયાંથી દીઠી તે શુંદરી, કે
મ ઊતારી આ ઠામ; તે મુજ આગળ કહો શહી, થાશે આપણુ કામ. ૭૯ ચાકર કહે ચીતમાં
ધરો, આ ઝરૂખે નીરખી નાર; પરતીબીંબ પાણીમાં પડુ, તેથી ઉતારી સાર. ૮૦ એવાં વચ
ન શેવકે કહ્યાં, ખુશી થઓ તે અપાર, લસકર મધે આવીઓ, છાવણી કરી તે ઠાર;
૮૧ છબી લઇને નીસરયો, વજીર પોતે જાણ; શાહાજાદાને માંડી કહુ, માંડી કહુ મંડાણ,
૮૩ સગળી બીના માંડી કહી, ફરી પેગમની રીત; ઘણી વાતે સમજાવીઓ, ઘણી કઠણ તે
ની જાત, ૮૩ એક કામ કરૂ શહી, તે દીઠી બારીએ નાર; છબી તેની ઊતારી સહી, તે લાવો
આ ઠાર. ૮૪ એવુ કહીને ચરણે નમો, સફળ થશે તમ કામ; છબી લઇ હાજર કરી, તે વેળા
તે ઠામ. ૮૫ નજરે દીઠી નારને, વાગુ મોહનુ બાણ; ઘા લાગો મોહ બાણનો, ઊઠો તે ની
રવાણ. ૮૬ ઓજ તણી બીના કહી, મોહોલમાં દીઠો નાર; મહા તેજસવી તે સુંદરી, કામ ત
ણો અવતાર. ૮૭ શહાજાદો ઉઠો સહી, વજીરશુ ચાલ્યો તે ઠામ; તીજે દીવસ તે આવીઆ,
તે ખેડુતને ગામ. ૮૮ **ચોપઈ**—લસકર પડયુ છે જેણે ઠાર, શાહાજાદો વજીર આવ્યો
તે ઠાર; વજીર સાથે વાતો કરી, કેમ જડશે આપણને સુંદરી. ૮૯ તમે પેગામ કરવા ફરી જા
વતહી, હુ સાથે આવુશુ સહી, ઓઝની આગળ બેશુ અમો, ખેડુતની પાશે જાજો તમો, ૯૦
તે નારી જો નીશરે બહાર, મુજને દેખસે તે ઠાર; મુજને દેખીને નીહાળે નાર; કદાપી તેને
વાગશે મોહનુ બાણ. ૯૧ તો તો કામ આપણુ થાએ. એમ વીચારીને બને જાણ જાએ. એ
મ વીચાર કરીને તાંહે, પેગામને વેશે આવ્યો ગામ માંહે. ૯૨ વજીર હુતો તે મહેલમાં ગયો.
શાહાજાદો તે હોજની માંહે રહો, તે હોજનો સોભા સાર, તેમાં મછછે અપરમપાર. ૯૩ રમત
મછ રમે છે તહી, તેની શોભા ન જાએ કહી, સાહાજાદો જુવે જેટલે, મોહન માલા તુટી તે
ટલે, ૯૪ આંમલા પરમાણે મોતી જાણ, અમુલક ઘણોછે નીરવાણ, પાણીમાં પડો તેણી વા
ર, શાહાજાદાએ દીઠા તેણી વાર; ૯૫ વાંકો વળીને મોતી લે છે તહી, તેવામાં એક દાશી આ
વી તહી, શાહાજાદાની નજર પાણીમાં જાણ, પાશે આવી ઊભી નીરવાણ. ૯૬ પગ ઊપર તે
ણે મુકો હાથ, મોતી વીણે સાહાજાદાની સાથ; ઘડીક બે થઇ જાહરે, શાહાજાદાએ દાશી દીઠી
તાહરે; ૯૭ મુખ મુકી તે બોલી વાણ, સાંભળો નારી ચતુરસુજાણ; કેમ આવી ઉભા આ ઠા

મ; શાચુ બોલજો મુખથી સાર. ૯૮ દાસી કહે મુરખ છો તમો; તો તમ આંગળ શુ કહીએ હુ મો. ચાર ઘડી થઇ મુજને જાણુ, તમારી પાસે ઉભી નીરવાણ. ૯૯ શરીર તમારાની સુધ્ધ ન થી. તો બીજી આલ કરશો સરવથી, તમારા પગ પર મેં મુક્યા હાથ, આટલા મોતી વીણ્યા ત મારી સાથ; ૧૦૦ એટલી હુશીઆરી નથી તમારી જાત, તો શુ કહુ બીજી મુખથી વાત; એ મ નારીએ કહયાં વચન, ધીક પડયોની તમારૂ તન. ૧૦૧ **દુહો**—તુતો પાદશાહનો દીકરો, મરાવુ તુજને આ ઠામ; તુ ગામ ઊપર ચડી આવીઓ, તે આવોછે આમ. ૧૦૨ હરા મ નજર છે તહારી, તાકેછે પરનાર; માટે જીવતો મુકુ નહી, મારૂ આણે ઠાર. ૧૦૩ નકી તુ સહાજાદા સહી, વેશ બદલી આવો જાણ, તે નાર તો પામવાનો નથી, મોત આવુ નીરવાણ ૧૦૪ તારે શાહાજાદા પસતાઓથાણુ, વીચારે મનમાં વાત; એ દાશીએ મુજને ઓળખો, કર શે મારી ઘાત. ૧૦૫ કબજ આવ્યો એના ગામમાં, દુખ દેશે મહારી કાએ, હમણે બુમ પા ડશે સહી. બાધી મારસે આંહી.. ૧૦૬ એકુ વાત નવ ઉકલે. આકુલ વ્યાકુળ થાએ; સુધ નવ રહી શરીરની, બેહોશ થઇ ગઇ કાએ. ૧૦૭ તારે દયા આવી તે દાશીને, મુખે બોલી વાણ; જો કહ્યુ કરે, માહેરૂ તો તારા બચાવું પરાણ. ૧૦૮ નહી તો જીવ તાહારો જશે, ચડયો તે દીશ, ખેડુત જાણશે આ ગામનો, તો નીશચે છેદે તારૂ શીશ, ૧૯૦ તારે સાહજાદા બોલાઓ, દાશી સાથે વાણ; તુ મારી ધરમની બેહેનછે, તુ કહે તે કરૂ નીરવાણ. ૧૧૯ તારે દાસી વાણી વદે, ત જો તમો આ ઠામ, મમત તજો તમે મનથી; લશકર લઇ જાઓ તમારે ગામ. ૧૧૧ ફરી દેવા જોશો નહી નવ લેવુ નારીનુ નામ, એ વાતના સમ ખાવો અહી, તો છોડુ આ ઠામ. ૧૧૨ કબજ શાહાજાદા આવ્યો શહી, વચન આપુ એને હાથ, અવરા સમ બીજા ઘણા. ખાધાદા શીની સાથ; ૧૧૩ જો પાછો આવુ અહી, લશકર લઇને આ દીસ; પરથવી ઉપર, જે પાપ થા એ સહી; તે મારે સરવે શીશ. ૧૧૪ પાસાના તુકમનો છે સહી, વચન મારૂ કરૂ પરમાણ; લોંડી જાયો થઉ સહી; જો નવ પાલુ મુજ વાણ. ૧૧૫ એવાં સમ ખાધા તહી, પાદસાહે તે ણી વાર, તારે દાશીએ રજા આપી સહી. કાડી મુકો સહેરનો બહાર; ૧૧૬ વજીર પાસે આવ્યો તહી. આબરૂ એનો જાણુ; પાણીથી ફીકો પાતલો, કાડી મુકયો નીરવાણ. ૧૧૭ શાહાજાદો વજીર આવી મના, લશકર કેરે ઠાર; વચને બંધાઓ શાહાજાદા સહી, તે આવો પોતાને ગામ.

**ચોપાઈ**—નાચાર થઓ સાહજાદા ઘણુ, વચન ન પાલુ મુજ તણું; બેગમ સાથે પડી હોડ; એ નવ પોચે મારી કોડ; ૧૧૯ વચન મારૂ મીથા ગયું, ધારૂ કામ મારૂ નવ થયું; લશકર લઇને પડયા તે ગામ. બાલી મુકુ એનુ નામ, ૧૨૩ કબજ આવો હવે શું કરૂ. વ ચન માહારૂ મીથ્યા નવ કરૂ; એવો વચનો શાહજાદા જાએ, પેલા ખેડુતના નગરમાં શુ થા એ; ૧૨૧ શાહાજાદા ફરો જેટલે, એ ખેડુત કણબી બોલો તેટલે; અહંકાર આવો અપરમ પાર. સભા ભરી બેઠો એ ઠાર. ૧૨૨ આપણુ આગળ પાદશાનું જોર, નાસી ગઓ જેમ ના શે ચોર, એમ વાત કરે સહુ સાથ; એકુ એકને તાલી દેછે હાથ. ૧૨૩ તારે દાશીને આવું હાસ, આવી કરીને ઉભી પાસ, શું ફુલાવો છો મનમાં આમ, એતો બાલી મુકતે ગામ. ૧૨૪ મે તેને સમજાવ્યો અપાર, દુધ ને દાણી રાખી મેં સાર, સમ ખાવાના અપરમપાર; વચન આપીને ગઓ નીરધાર. ૧૨૫ પેગામી થઇ બને જાણુ; પાદશાજાદાને વજીર નીરવાણુ; તેમ કને આવીઓ, શાહાજાદા હોજની કને રહો. ૧૨૬ હુ એની પાસે જઇ ઉભી એના, ચંચળ દીઠ મેં અતી નેન; ચતુરાઇએ ઓળખીઓ જાણુ; એણે વાત માની નીરવાણ. ૧૨૭ પછે મેં સમજાવો અપાર, શમ ખવરાવીને કાડો બાર; વચન આપીને એ ગઓ જાણુ; નહીતર આમ બાલત નીરવાણ. શીદ તમે ભાર માંથે લો જાણુ, જેમ સંકટ ઢોલ ચાલે સવાન; મેલો

કામ કરૂછે અપાર, નગર જીવતુ રાખુ આ ઠાર, ૧૨૯ તારે ખેડુતને રીસ ચડી છે ઘણી, સુંણી વાણી તે દાશી તણી, મારા તેને મોકમ માર; કેદ કરી રાખ્યા તે ઠાર. ૧૩૦ મારી સામુ બોલે છે આજ, નથી આણતી મારી લાજ. બેડી પેરાવી પગ મોજાર; કેદ કરી તે વેલા નાર. ૧૩૧ એક માસ એમ વીતો સહીં. વોકે અરજ પટેલને કહી, અસતરીને દુખ દેવું નહી; જાણુ; તસો કાડી મેલો નીરવાણ. ૧૩૨ અસતરીમાં બુધ તે થોડી હોએ; તેનું ખાતર નવ લાવો શોએ, તાં પછે તેને કાડી બાર. દાહા લાગો તેના મન મોજાર; ૧૩૩ એણે દુખ દીધુ મને અડી, તો હુ ઘર એનું મારૂ સહી; હણતાને હણીએ એવી ધાર. તેનું પાપ નવ ગણીએ લગાર, ૧૩૪ તે પટેલની પુતરી જેહ, નીતે નદીમાં નાઅછે એહ, ભારે નદી જલનો નહી પાર, નીતે નાહાવા આવે છે તે ડાર. ૧૩૫ તે શાહાજાદાને તેડાવુ જાણ, વાહાણે બેશી આવે નીરવાણ. બારો બાર લેઈજશે નાર, પટેલનું કાલુ કરવું આ ઠાર, ૧૩૬

**દોહરો**—માસ એક બીજો ગયો, તહાંથી વંઠો એ વાત; કાગલ લખીને મોકલ્યો, કાશદ સાથે વીખ્યાત. ૧૩૭ સતસતણી હોંદ્રુપતી, શાહાજાદો ચતુરશુજાણ; ચઉદ વીદ્યા ગુણ આગલો, લેલાટ શોભા સાન. ૧૩૮ લખીતંગ ખેડુતના ગામથી. નીચ દાશીની જાત; ઓઝ આગળ તમને મળી, તેની વીનતી સાંભજો વીખાત. ૧૩૯ સમાચાર એક મીછજો, પામશો ખેડુતની કંન્યાય; હુ કહુ તે પરમાણે કરી; આવજો આણે ડાર. ૧૪૦ તરીને રસતે તમે આવજો, વાહાણે બેશીને જાણુ; લશકર ભરજો ઘણુ વહાણમાં, દારૂ ગોળો નીરવાણ ૧૪૧ નીતે પુત્રી ખેડુતની, પ્રાતશ કાલે જાણુ; નદીમાં નહાવા કારણે, જાય છે નીરવાણ. ૧૪૨ તમો પણ બંદરના ધણી, નથી કાંઇ તમને વાર; એક રાતમાં આવશો, વાહાણે બેશીને આ ડાર. ૧૪૩ કાગળ વાંચતે ચડજો સહી, શુભ કરોની કામ; પાછલી રાત ઘડી એક રહે; તારે આવજો આ ઠામ ૧૪૪ હુ સાથે આવીશ તે નારની; ચડી અસવારીએ જાણુ, ચાર દાશી સાથે આવીશુ, તેનારી લઈ નીરવાણ. ૧૪૫ ઊચકી કરીને નાંખજો, વહાણ માંહી તે નાર; કોઇને ખબર થાય નહી, લઈ જાઓ નીરમલ નાર. ૧૪૬ જો જુઠી વાત બોલુ અમો, તો ચાર હતા મુજ શીર; નારીને મેળવી કરી, પગે લાગુ તે દીશ. ૧૪૭ જો તમો આવો નહી, તો પરલોકનુ પાપ; અસતરી ભરમ હતા. સહીભોગવશો તમો અપાર. ૧૪૮ **ચોપાઈ**—એવુ. વાંચુ શાહાજાદાએ પત્ર, ખુશી થઓ તે વેળા તરત; વાણ તઇઆર કરૂ તેની વાર, ચડીયુ લશકર તેમાં અપાર, ૧૪૯ દારૂ ગોળા નાંખ્યા પાંજરાં ભરી, સાજાદાએ તઇઆરી કરી; લંગર ઊપાડુ તેની વાર, ભર દરીએ ચાલુ તે સાર. ૧૫૦ પાછલી રાત રહી એક પોર, આવા ખેતરની ખાડી તે ઠાર, દાગ ચોકી મુકી અપાર, એટલે વહાણ આવ્યાં તે ઠાર. ૧૫૧ પુતરી ખેડુતની ચતુર સુજાણ, નાવા કારણ આવી નીરવાણ, ચાર સખી પાસે છે સહી, આવીને નદી ઊપર ઊભી રહી. ૧૫૨ નાહાવા કારણ ઊતરે છે જેટલે, જડપ કરી જાલી તેટલે; ચાર દાશીને પાંચમી નાર, લઈને વાહાણમાં નાંખી શાર. ૧૫૩ લંગર ઉપાડુ તેણે ઠાર. તેના પીતાએ જાણી વાત; પેટ કુટી રહો વીખાત, પાદશાજાદો ખુશી થયો અપાર. ૧૫૪ આણંદ વરતો ઠારોઠાર, પોતાની બેગમને તેડાવી પાશ; હેત ધરીને કીધી હાસ, આ અમારી બેગમ જાણ. ૧૫૫ જુઓ તમથી અધીક છે નીરવાણ, એની લોંડી થાઓ તમે આજ, જેમ ફરમાવે તેમ કરો કાજ, વચન પોતાનુ કરૂ પરમાણ. ૧૫૬ દાશી બેગમની એને જાણ; કરી, પાક મોબતનાખી નાર; નથી વહાલી તેની દેહ, મારો બેગમને મમતજ પડો, તે ઊપર એનો ઘાટ ઘડયો. ૧૫૭ એ છે પટેલ તણી કુમાર, એકાંત જગો ઉતારી સાર; ચાર દાશીને પાંચમી પદમણી, મોજ કરે છે ચતની. ૧૫૮ **દોહરો**—તે ખેડુતે વીવા કરયો હતો. સુંદર ઘર.વર.સાર; તે વરને ઘર ખબર થઇ. શાહાજાદો લઇને ગયો નાર. ૧૫૯ તે દખ પાંમો મનમાં વીમે. પ્રથવી ખાડે

કાયં; ફકીર થઈને નીસરયો, ચાલો જંગલ માંય ૧૬૦ ગાનારો તે શુધડ નર, છતરીસ વાજાનુ તાન; સ્વર છાણો કોઅલના સરખો, ગાએ સંગાન ગાન. ૧૬૧ પસુ પક્ષી જે વન તણા, ચરંદા પડદા જેહ; તે સરવે ટોળે મળી, બેસે સરવે તેહ. ૧૬૪ રાગ તાન કરે ઘણો, વાણુ મધુરીએ વાય; જનાવર સરવે ટોળે મળી, ફરે તેની શીર કાંય. ૧૬૫ શણગાર તે નરને વાસતે, શાહી ઘડાવા સુંદર જાણ; જાંનવરની પાસે છે સહી તે ઘાલે તેની દેહ જાણ. ૧૬૬ જાંહાં જાય તે ફકીર.સહી, તાંહાં ટોળે ટોળાં જાય; વચે રાખે ફકીરને ચોકી કરે સહુ તાંય. ૧૬૭ ઘણાએક દીવસે આવીઓ, પેલા પાદશાહજાદાને ગામ; તે ગામ માંન તરી છે સહી, આવ્યો તેણે ઠામ ૧૬૮ પાદરે બેઠો સહી, તાં શોભા અપરમાપાર; રાગ છતરી આલપે, ગુણ તણો ભંડાર. ૧૬૯ તાંહાં પસુ તણી ગણુતી નથી, તે દીઠુ નગરના લોક; નજરે દીઠો તે નરને. શમીઆ સહુના શોક. ૧૭૦ ખબર શાહાજાદાને થઈ શહી, ફકીર આવો એક જાંણુ, ઘણી શોભા છે તેહની; ગાનારો ગુણવાન. ૧૭૧ જેના ગાયનથી પશુ સમજીઆં, નવ મુકે તેનો સંગ; શોભા માન તે છે સહી, ગણા મચાવે રંગ. ૧૭૨ શાજાદાએ એવાં વચન સુણા, ખુશી થયો અપાર; તે ફકીર તેડી લાવો શહી, તે વેલા આ ઠાર. ૧૭૩ માન દઈને લાવજો, મોકલ્યો પોતાનો પરધાન; આદરભાવ કરો ઘણો, દીઠો ગુણ નીધાન, ૧૭૪ તેડી લાવો શભા વીશે, તાન મેળવ્યુ અપાર; સ્વર શુંદર શહીત ગાયું શહી, શાહાજાદા રીઝે અપાર. ૧૭૫ રંગ મચો તાં અતી ઘણો; જાણે ઇંદરનો વઈભોગજ હોય. એથી રંગ અધીક છે, મનમાં સહુ અચરજ હોય. ૧૭૬ સરપાવ લાખેણો આપીઓ, સાહાજાદાંએ તેણી વાર; શભા સહુ ઉઠી ગઇ, પછે પુછા સમાર. ૧૭૭ **ચોપાઈ**—હેત પ્રીતથી કીધી વાત, ફકીરે શાહાજાદાની સાથ; મન ગયાં બંનેનાં મળી; ફકીર વીના નવ ચાલે ઘડી. ૧૭૮ એક દીવસ બેઠા એકાંત, ભાજવા બેઠા મનની ભરાંત; શા સારૂ તમે ફકીરી લીધી, આવા ગુણ છતે એવુ કામજ કીધ. ૧૭૯ તારે ફકીર બોલો વાણ, શાંભળ શાહાજાદા ચતુરસુજાણ; હુ છતો કણબી કેરો કુમાર, ધન મારે ઘેર અપરમપાર. ૧૮૦ ખેડુતના ગામમાં વીવા કરો, પટેલની પુતરી શાથ હુતો વરો; કોઇ સાહાજાદાને મોહ પડયો ઘણો, તે નારીને લઇ ગયો પરાણે. ૧૮૧ હુતો ફકીર થયોછુ આજ, તે નારીના મોહને કાજ, ઘણો વઇરાગ આવે છે મન, ફકીર થઇ ફરૂછુ વન. ૧૮૨ એવાંતેનાં સુણી વચન, શાહાજાદા ઘણુ રીઝે મન; મારે તે સા કામની નાર, શીદ બોલુ એનાઅવતાર ૧૮૩ બેગમને મેલે આવો જાણ, તેનુ મેં જાંખુ નીરવાણ; તે નારી એને આપુ આજ, સફળ કરે પોતાનુ કાજ. ૧૮૪ એવુ મન વીચારી કરી, ફકીરને આપી તે સુંદરી; આ તારો ધણી તું એની નાર, જાઓ મોજ કરો તમારે ઠાર. ૧૮૫ એ નર નારી ગયાં તે ગામ; ફરી વહેવાર કરો તે ઠાર; તેના બાપે પરણાવી નાર, વઇભોગ કરો તેણે અપરમપાર. ૧૮૬ શોળે સાણગાર સહીત સુંદરી, આપી તેને હેતજ કરી; પોતાનુ પાલુ વચન, તે નારીનુ નવટાળુ તંન. ૧૮૭ એ વાત અહીઆં તુતીએ શાજાદાને કહી, વળી દશમે દીવશે થશે વીસતાર, મહેતા હરીશંકર કહે, વાત ઓગણીસમી પુરી થઇ, તુતીએ શાજાદાને કહી,

---

# વાત. ૨૦

**દોહરો.** વલી દશમે દીવશે ચાલો શહી, તુતી લેઇ કર મોઝાર, દીવાના સરખો ચાલો શહી, મારગમાં નીરધાર. ૧ ઇશક જેહને નારી તણો, નવ આવે તેને અંન સુખ ન દી શરીર તણું, બોહોરા ફરે તે જંન. ૨ સુખી નથી તેને શરીરની. લાગે દુનીઆમાં ઘણે તે નરને શાંતા નથી, ભલો બહ્યો તાં આગે. ૩ તલવારના ઝખમો થકી, આંખડ્યી ઝખમો

ઇશકનો ઘા જેને લાગીઓ તેને શુ ઓસડ થાએ. ૪ ઘણી વાત તુતીએ કહી, નવ વાલ્યું તેહનુ મંન. પથર હોએ તે લડે શહી, એવાં મારાં વચન. ૫ ઇશકના વા રૂઠાએ નહી, જો કોટી કરે ઊપાએ તે નારી જારે મલે શહી, તારે દુખજ જાએ. ૬ એમ તુતીએ વીચારૂ શહી નવ બોલી પછે નાર; મારગમાં પછે ચાલો શાહાજાદો તે ઠાર. ૭ પાછો ફરીને આવીઓ બે હેવર બાનુના શેહેર મોઝાર શેહેરમાં પેસાનો હુકમ નથી. ગઓ વાડીમાં નીરધાર. ૮ તે વા ડીછે બેહેવર બાનુ તાણી, ઘણાં નઉતમ છે ઝાડ, શી શોભા કહુ ઝાડની, વનશપતી ભાર અ ઠાર. ૯ મેવો નાના પરકારનો, શુંદરછે મોહોટો મેહેલ, મીનાકારી શોભે ઘણું, તે આગળ ઇંદરાશન સેહેલ ૧૦ પંખી ઘણાં તે વાડીમાં, બોલે વાણી રશાળ, શાહાજાદો સુખ પામો ઘ ણું, બેઠો તાંહાં તતકાળ. ૧૧ શાતા થઇ તેહેને શહી, શુદર વાડીની શોભાએ શીતલ વાયું વાએ ઘણો. બેઠો વરૂક્ષની છાંએ. ૧૨ ભુખ દુખ ગઆં તાંહાં વીશરી, નીરમલ થઇછે કાએ જાણે બીજી ઇંદરપુરી, એવીછે શોભાએ. ૧૩ રૂવેંરૂવેથી વ્યાપી ગઓ, બેહેવર બાનુનો કામ; શીતલ અંગ થઇ ગયુ શુખ પામીઓ તે ઠામ. ૧૪ લખા લેખ મટે નહીં તે જે વારે પુરા થાએ, તાં પછે શુખ પામો શહી. એમ કેહેછે શાસતરનો માંહે. ૧૫ બેહેવરખાંનું જે તારૂણી, તે આવી વાડીમાં માંહે. ૧૬ **ચોપાઈ** તે નારી નીકળી શેહેરથી બા હાર, શેહેલ કરવા આવી તે ઠાર, રથ મધે બેઠી તે જાણ એક ડોશી શાથે નીરવાણ. ૧૭ આવી ઉતરી વાડીમાં તહી, શાહાજાદો બેઠોછે શહી; મોહોલમાં ઉતરી તે જઈ, ડોશી પરતી યે વાણી કહી. ૧૮ જાઓ વાડીમાં આણે ઠાર, પુરૂષને જઇને કાડો બાહાર; પછે ફરીએ વા ડીમાં સહી. ખબર લેઇને આવો અહી. ૧૯ ડોશી એવાં શુણી વચન જોવા લાગી સઘલું વ ન, ઘરડી ડોશીછે અપાર, લાકડી ઝાલી કર મોઝાર. ૨૦ ફરતી ફરતી આવી સહી, જાંહાંદા રશાહા બેઠોછે તહી; તે નરને દીઠો જેટલે, ડોશી વીસમે પામી તેટલે. ૨૧ ઘણી શુંદરછે તે હેની કાય; એવુ દીઠુ મુખ ઊપરનુ નુર; ફકીર વેશે બેઠો સુર, જાંણે પેગંબરનો અવતાર; અસમાનથી ઉતરીઓ તેહ, એવો દાશીને પડે સંદેહ. ૨૩ પાસે આવીને બોલી વાણ; કહાં થી આવો ચતુર સુજાણ, જાંદારસા મુખ બોલતો નથી, ડોશીને પુછેછે કથી. ૨૪ ઘણો લીન અકરી અપાર, જાંદારસા નવ બોલે લગાર; પાછી ફરીને ડોશી ગઇ. બેહેવરબાનુને વાતજ ક હી. ફકીર વેશે બેઠો જાણ, કોઇ શાહાજાદોછે નીરવાણ; જાણે વાડીમાં ઉગો સસી, તેવુ તેજ રહયુ છે વસી. ૨૬ સોલ વરસમાં સોભાસાર, લક્ષણ પુરણ બ્યારને વીશ; ઘણુ કહીને બો લાવો જાણ, નથી મુખથી બોલતો વાણ. ૨૭ તુતીનુ પાંજરૂ કર મોઝાર. પેલો બેઠો આંબાને ઠાર. એવાં ડોસીનાં સુણી વચન, ચક ઉઘાડી જોયુ તે દીન. ૨૮ નજરે દીઠો સાહાજાદો જા ણ. નારી બેહોસ થઇ નીરવાણ; બેન વજીરની છબી આપી મુજને શહી, તે નરને મેં દીઠો અહી. ૨૯ ઘણા દીવસની આશક હતી, મોહ પામી પડી તે સતી; હઇડે દુપો આવો સા ર, પડી નારી તે ધરણી મોઝાર. ૩૦ ચાર ઘડીએ સાતા થઇ, ડોશી તેવારે બોલી સહી પરપુરૂશને દેખી નાર, કેમ પડી ધરણી મોઝાર. ૩૧ **દોહા**—તુછે પાદસાહની દી કરી, પદમની જાતે નાર; પર પુરૂસ જોવા સહી, એ નહી તમારો વહેવાર. ૩૨ એબ લાગે ત મારા કુળને, કોણ તમારૂ નામ, તમને એતો ઘટે નહી, મોહ પામાં આઠામ. ૩૩ લાંછન લાગે તમ તાતને, પથર પડી નહી પેટ; પર પુરૂશને દેખી મોહ પામી શહી, આ રૂપને ઊ ઠો વેઠ. ૩૪ તુ ચતુર શીરોમણ તારૂણી, કંદરૂપ શરખો દેહ; કાંઇ નથી સરમાતી મનમાં, પર નર સાથે શુ નેહ. ૩૫ હાંસી થાશે તમારી અતી ઘણી, કેહેશે ભુડી નીકળી નાર. પરપુરૂસ [illegible] થઈ, એમ કહેશે સંસાર, ૩૬ પાદસાહ તણી તુ દીકરી, નવખંડ પીતાનુ નામ; તે [illegible] તમે, કરોછો આવુ કામ. રૂઉલોક અપવાદ ઘણો થશે, જાણશે બધુ ગામ; તજપી

તાને ખબરજ થશે, ચડશે ઘણેરી રીશ. ૩૮ તે વખતસુણીએ ચડાવે સહી, અથવા છેદ સીંસ; એવાં વચન દાસીએ કહ્યાં, નવમાનુ બેહેવરખાન. ૩૯ ડોસી સાથે બોલી સહી, પણ જાં દારસા સમુ ધોયાન, તુ નીચ જાત દાસી તણી, તુ સુ સમજે ગમાર. ૪૦ પેલા ભવની પ્રીત છે, તેથી મોહી આડાર, વરેહે તણી વેદના, જેને વીતી તે જાણે કાએ. ૪૧ મ્હારા વરેહેને કારણે, એ બેઠા ભસ્મ લગાએ; હવે સુખ નથી શરીરને, મુજ દેહમાં પરગટયો કામ, ૪૨ જો એ નર મુજને મળે નહી, તો પરાંણ તજુ આ ઠામ; શરી સુરીયદેવ વચમાં સાંખીઓ, જુઠુ નવ બોલુ વાણ. ૪૩ પરમેશવર લજા રાખશે, નહીતર પરાણ તજુ ઠામ; રૂવે રૂવેની કામ વાપીઓ, બેહેવરખાનુની કાએ. ૫૪ કામ વરેહ પેદા થયો, તેથી રહુ નવ જાવ; બળીબળી થાશે. સહી, તે દુખ પામો અપાર. ૪૫ દાસી રથે બેસાડી કરિ, લઈ ગઈ શહેર મોઝાર. ૪૬

**ચોપઈ**—દાશી લઇ ગઇ મોહોલ મોઝાર, બેહેવરખાનુને શુધ નહી લગાર, કામ વ્યાપી ગઓ છે અંગ, પડી મોહોલમાં થઇ ગતી ભંગ. ૪૭ મુખેથી તો નવ બોલાએ, વાગીઓછે રૂદીઆમાં ઘાએ. પાંદશાને ખબર કરો નીરવાણ, બેહેવરખાનું કાહેલી ઘણી છે જાંણ. ૪૮ અરજ બેગીએ હજુરો કરી જેટલે, પાદશા તાં આવો તેટલે, પાસે આવીને બેઠો તહી. પુતરીને બોલાવી સહી. ૪૯ નવ બોલે તે મુખે નાર; વઇદ બોલાવા તેણે ઠાર, નાડી હાથમાં ઝાલી સહી, રોગ તેહનો પરખાયો નહી. ૫૦ વળી ભુવા તેડાવા તેણીવાર, ઝપટમાં આવી હશે નાર, તેણે.પણ ઇલમ ચલાવો જાંણ, નારી નવ બોલી મુખે વાંણ. ૫૧ લાચાર થઇને ઇલમી ગઆ, પછી જોશી આવીને ઊભા રહયા, રમલ નાંખીને જોઓ જોશ; પણ એકુ ગરહનો નવ દીઠો દોષ, ૫૨ અનેક ઊપાએ પણ બીજા કરાં, એકુવાતે કારજ નવ સરયાં; નીરાશ થઆ શહુ સભાના લોક; સઉકોને મન પરગટયો શોક; ૫૩ પાદશા ઘણું મન આણે દુખ, ઊડી ગઉછે તેનું મુખ, તારે ડોશીએ જોડા હાથ, બોલી એ વાત પાદશાની સાથ; ૫૪ બેહેવરબાનુંને કાંઇ દુખજ નથી, તેની બીના કહુ સરવથી, કાલે બાગમાં નારી ગઇ, તાંહાં એક ફકીરને દીઠો સહી, ૫૫ ફકીર વેશે છે શાહાજાદો સાર, કોઈ પાદશાજાદો છે નીરધાર; ઘણો સુંદર શોભે છે સાર. જાણે કામ તણો અવતાર, ૫૬ મુખ દીઠું મેં તેનુ ઉદોત. જાંણે ભાનુની બીજી જોત, જાંણે ચદરમા ઉપરથી જાંણ, હેઠે આવી ઉભો નીરવાણ; ૫૭ બેઠો છે તે બાગ મોઝાર, તેની શોભા અપરમપાર, અજાણ પાણામાં દીઠો તેહ, તમ પુતરીને લાગો નેહ, ૫૮ મારી સાથે બોલી વાણ, એનર પાંખી નવ રાખુ પરાણ; એ નર વીના બીજો નહી વરૂ, નહીતર હું કુંવારી મરૂ, ૫૯ એમ કહીને બેહોશ થઇ, હું રથે બેસાડી લાવી અહી, તે નરને પરણાવો નાર, તો તો દુખ જાશે આ ઠાર, ૬૦ નહીતર એ બચવાનાં નથી, એની વીતી મેં કહી સરવથી, ૬૧

**દોહરો**—એવાં વચન દાશીનાં સુણી, ધીરજ આવી અપાર; સભામાં આવો શહી; વીચાર કરો તે ઠાર. ૬૨ વજીર હુ તાવીશ શહી, તેને કહી માંડીને વાત, પુતરી મોહ પાંમી ઘણું, દેખી કોઇ નરની જાત. ૬૩ મોહબાણ વાગુ સહી, નથી શુધ કે સાન; દાશીએ મુજને કહુ, તે નરને પરણાવો જાંણ. ૬૪ તેની ચીંતા મુજને સહી. તમો હાહુશા છો જાંણ. તમારી સમજણમાં આવે સહી, તેમ કરીએ નીરવાણ. ૬૫ તારે વજીર વીચારી બોલીઆ, કરો તમે ઊતમ કામ. જોવાદો તે ચતુર નરને; કોણ નગર કોણ ગામ. ૬૬ લાએક જો હશે શહી, તો પરણાવો નાર; પુતરી મોટી થઇ સહી. તમો પરણાવો નીરવાણ. ૬૭ સાસતર મારગ સમજાવીઓ, પુતરી મોટી થાએ આપ; તેના પીતા ન પરણાવે સહી, તો તો બેસે પાપ. ૬૮ એવાં વચન વજીરનાં સુણી, પાદશાહ રીઝે મન; શાહાજાદાને તેડાવીઓ, તે વેલા તે દન, ૬૯ વજીર એક મોકલો સહી, ઘણો ડાંહયો છે જાંણ, પરીક્ષા જઇ તેની કરો; તેડી લાવો નીરવાણ. ૭૦ એવાં વચન વજીરે સુણી, ચરણે નામું શીશ, ગઓ બેહેવરખાનુના

બાગમાં; દીઠો જાંહાંદારસા તે દીશ, ૭૧ જાણે માનસરોવર તણો, આવો હંસજ એક; તેથી અધીક સોભા સહી. કહેતા નવ આવે છેક. ૭૨ આવી કરી ચરણે નમો, દીધા માન બહુ પેર, પાદસાઇ પોસાક પેહેરાવીઓ, તેડી લાવો ઘેર, ૭૩ હેત પીત કીધી ઘણી, તમને પર ણાવે બેહેવરબાનું આજ, તેના પીતાએ તેડવા મોકલા, સફળ થઆ તમ કાજ, ૭૪ આનંદ ઊપનો તેહને, આવી સભાની માંહે, દખી રૂપ વીસમે થઆ; સલામ કરી જઈ તાંહે. ૭૫ જાણે તારા ઈંદરનો, જાણે ભાનુની જોત; જાણે દીપક પરાકશીઓ, એવું સુખ ઉદ્દોત. ૭૬ સભા સહુ ખુશી થઇ, ઘણી સકોમલ કાએ; પાદશા તે રીજો મનમાં ઘણું, તેને આનંદ અંગ નવ માએ. ૭૭ **ચોપઈ**—ખુશી થઆ તે પાદશા મંન, ધન ધનરે આજનો દન; જુગતે જુગતી મલી છે જોડ, પરણાવી પુતરી પોચાડું કોડ. ૭૮ મોહોલ એક સુંદર આપો સાર, તેમાં મીનાકારી કામ; છજાં જરૂખાં મેડી માલ, ઘણી શોભાછે સાર. ૭૯ તે મધે ઊતારો શહી, પાદસાએ જોશી તેડાવા તહી, મલતા વીશેખ જોવડાવા અપાર. નર નારીના તેણે ઠ.ર. ૮૦ શુભ મહુરત આપુ તેણે ઠાર, ખાનપાન કરો નીરવાણ. હદીઓ મોકલો તેણી વાર, બેહેવરબાનુએ સજા સાણગાર. ૮૧ માહા ખુશાલી તેને મન થઈ, વરેહની વેદના હુતી તે ગઇ, હરખ ઘણો નારીને મન. આજ થશે સવામીનો સંગ. ૮૨ વીજોગનો સંજોગ થશે આજ; સફલ થશે હવે મારૂ કાજ, શાણગાર સજા છે કાએ. જલહલ જોત ચમકી તાંહે ૮૩ પગથી તે માથા સુધી, સણગાર સજા તે જાણ, હીરા ઝવેર જડી મહી લાલ. મણીએક ચોડુ છે ભાલ, ૮૪ જાણે રવી થઓ ઊદોત જાણે ચંતામણની જોત, જાણે ચમકે છે વીજળી, અંતરીક્ષથી નીચે ઉતરી; ૮૫ ગજના સરખી ચાલે ચાલ; બોલતા ખંજન પડે છે ગાલ; જાણે ઊવરશી અવતાર. જાણે નકીતમ નાગ કુમાર, ૮૬ જાણે ઇંદરાણીનો આશ. ,જાણે ગાંધરવ કેરો વાસ; કવીતા કહે રશતા એક જાગ. કેટલા કરૂ વીનતાનાં વખાણ; ૮૭ શેશ્ન જીહા એ કરૂ વીસતાર, તોએ નવ આવે વરાણવાનો પાર; દાશી સરવે ગીતજ ગાએ. ઢોલ મરદંગને વાણા વાએ. ૮૮ સુખ સાગર નારીને મન, એમ કરતાં આથમીઓ દીન, હવે કહુ જાંહાંદાર શાનો વીસતાર. તે કહેતાં નવ આવે પાર. ૮૯ તહી ઉપમા કહી નવ જાએ. જાંણે કામદવ સરખી કાએ; પાદસઇ પોસાક પેહેરવો સરવથી, મસતકે ખુપ બાંધોછે કથી, ૯૦ કોટી કરવી ઉગા હોએ જેમ, શાહાજાદા શોભે છે તેમ; કામ સરખી કાઆ શોએ જે નર નારી દખે તે મનમાં મોહે- ૯૧ પુરૂસ મોહ પામીને પડે, બેહોસ થઇ અવનીપર દોડે; નારી નજરે દખે જેટલે, કામ ખલીત થાએ તેટલે, ૯૨ જાણે બીજો માધવતલ જાણ; તેથી સવરૂપ આરૂ નીરવાણ, જે નારી દખે જાંહાંદારશાની કાએ, કામ વાસના તેને મન થાએ. ૯૩ મેહેતા હરીશંકર કહે છે સહી. સંશેપમાં કહુછું અહી, વીસતારતાં તો લાગે વાર. જાંહાંદારશાના વરણનો નહી પાર. ૯૪

**દુહો**—લગન વેળા જારે થઇ, શાહાજાદા થઓ તઇઆર; જરીના વાગા પેહેરીઆ, તે પર મોતીના હાર. ૯૫ શીરપેચ શીરપર જલહલે પરતીબીંબ સમાન, કમલ મુખ રહુ હશી લલાટ શોભા વાંન, ૯૬ ગજ ઊપર વાહાન કરૂ છતર ફરેછે શીશ શી શોભા કહુ સરગસ તણી જાણે ઊગો દીશ. ૯૭ રોશની ઘણી પરકાશી શહી, ઉદેકાર ઉદોત નરતકી નરત કરે ઘણું ગાએ છતરીશે રાગ. ૯૮ મળી જોવા સહુ મેદની, નહી પગ મેલવાની જાગ, કોઇ મોહોલ ઊપર કોઇ મેડીઓ, કોઇ ઝરૂખે કોઇ ચકમાં શહી. ૯૯ જુએ ખલક શહુ શેહેરની નાહાની મોહોટી નાર; જોયું સવરૂપ શાહાજાદા તણું, મોહ પાંમી મન મોજાર. ૧૦૦ સંભોગ તણી ઇછા કરે તેના સવરૂપને છે મન ; ભાગીય બેહેવરબાનું તણું આવા નરનો કરશે સંગ. ૧૦૧ અવતાર સફળ થશે સહી, કંદરપ પીતાનુ જોશે અંગ; પુરવે પુન કીધાં હશે, તે પામી એ

થા પુરૂશનો સંગ ૧૦૨ એમ વાત કરે છે ઘણી, ટોળે મળી સહુ નાર; સાહાજાદો મેહેલમાં આવાઓ, ઘણી રચના કરી તે ઠાર. ૧૦૩ માન દઇ બેસાડીઆ, કરા બહુ ઉતમ કામ તાંહે; લગન સમો તારે થયો; લાવા બેહેવરબાનુ કંનાય. ૧૦૪ વચમાં કુરાનને મુકીયુ, સામ સામી બે ઠાછે તાંય; કાજીએ કુરાન વાંચીયુ, હાથ મેળાવો નર નાર ૧૦૫ સરબત પાલા પીધા તહીં, પ રાણાવા તેણે ઠાર; પહેરામણી આપી ઘણી. ગજરથ તણો નહી પાર ૧૦૬ મહેલ એક સુંદર આ વીઓ, તેમાં આવાં નર નાર; નજરે નજર તેની મળી, બેઠા બંનો એક ઠામ ૧૦૭ મોહો બાણ બંનોને વાગીઆં, કાયામાં વસીઓ કામ; મોરછા ખાઇ પરથવીપર પડા, જોઇ એક એક નુ રૂપ. ૧૦૮ વીશંચી કર પોતે ઘડા, બંનેનો એક રૂપ; સુભ સજા ઉપર શુતાં સહી, સરબત પીધો છે અપાર, ૧૦૯ નર નારી ઘણુ રીજીઆં, મોતી વીધુ ને ઠાર; પડદા ફાટયો તે ના રનો. પછે સાંતા થઇ તેની કાય. ૧૧૦ રજની વીતી રંગમાં, આણંદ અંગ ન માય; ખાન પાન કરી ઘણાં, નર નારી પોતાની કાય. ૧૧૧ પરીત અમી અંતર થઇ ગાણી, આનદે દીન જાય. ૧૧૨ **ચોપાઈ**...નર નારી બેઉ કીડા કરે, તે વાતે તાંહાં શાહાજાદો ઠરે; ચોરા સી આસનના ભેદ, નર નારી જાણે છે વેદ. ૧૧૩ તે આસનથી સંભોગજ કરે, તેમ તેમ ના રી મનમા ઠરે, દંતદંભથી કરે અપાર, વળી ચુંબન કરે તે ઠાર. ૧૧૪ કેટમાં હાથ ઘાલીને જાણ. નર નારી બેસે નીરવાણ; સુખ સાગરમાં ઝાકમ ઝોળ. નર નારી કરે કલોલ. ૧૧૫ નાટારંગ મેહેલમાં થાય, આણંદે દીન ચાલા જાય; એમ કરતાં દીન વીતા અપાર, જાંહાંદાર સાહ મન કરે વીચાર ૧૧૬ મુદારત હાંસલ માહારી થઇ, હવે પડી રહેવુ તેમાં શોભા નહી; માત પીતા ઘેર દુખીઆં થશે, મારી ચંતા તેને મન હશે; ૧૧૭ તેને આસા મારી નહી હ સે, રઝળી રવડી મરી ગયા હશે; તેને જઇને પગે નમુ, જઇને દુસમનને વેગે દમુ, ૧૧૮ સજન સહોદરને જઈ મલુ, સસરાને ઘેર રહે તેનુ જીવતર બલુ; એમ મનમાં વીચારી વાત, રંગભેર પછી વીતી રાત. ૧૧૯ પાદસાના દરબારમાં સાહાજાદો ગયો; સલામ કરીને ઊ ભો રહયો, આદર ભાવ તહાં કરો અપાર, મોતીએ વધાવો તે ઠાર. ૧૨૦ તખત ઉપર બેસાડો જાણ, સસરો જમાઇશુ બોલો વાણ; હેત પરીતથી વાતો કરી, તેની વાણી સુણીસ ભા સઊ ઠરી. ૧૨૧ સાહાજાદો મુખ બોલો વાણ, માત પીતા ગેર જોતાં હશેવાટ;તેનોહમને ઉચાટ ૧૨૨માટેઅમનેરજા દીજીએ સુભ કામ અમે કીજીએ એવાંવચનરાજાનાં સુણી પાસાયેવાણીભાણી હમણે તો તહાડ તણા છે દન, નથી માનતુ મારૂ મન; મારગમાં હેરાન થસો અપાર. માસ બે રહો આણે ઠાર સીતળકાલમાં નવ નીસરવુ બહાર, ચાતુરનર કરો વીચાર; ફરી ફરી તમે કયાંથી અમઘેર, ચાકરી સેવા કરૂ બહુ પેર; વીનય કરી રાખયા બે માસ. શાહાજા દા મન થયો નીરાસ; મનમાં શમજી રહયો તે ઠામ, માસ બે પછી જશુ ગામ, ૧૨૬ એમ વાલીને રાખુ મન, ખાનપાન કરે દીનદીન, વાડી બાગમાં નીતે જાએ, આનંદ તેને અંગ ન માએ, ૧૨૭ નીત નરતકી નરતજ કરે, તે દેખી મનડાં ઠરે; બેહેવરબાંનુ ને મોહ અપાર.ઘ ડી વીલો ન મુકે ભરથાર; ૧૨૮ સંગીત જ્ઞાન પતની આગળ કરે, મધુર વચને વાણી ઓચરે; તે દેખીને રીજે કંથ, બેહેવરબાનુ શુ મોહે શાહાજાદાનુ મન. ૧૨૯ દુહો—એકવારને સમે સસી, બેહેવર બાનુ નાર; પોતાની માની કને આવી મહોલ મોઝાર. ૧૩૦ માતા પાસે પુતરી ગઇ, મલીને દીધાં માન; હશી વચન માએ કહુ. સાંભળ પુતરીતુ કાન. ૧૩૧ મહોટા મ ટા પાદશા તણા, પેગામ આવા અપાર, તેઓ શરવેને પરહરી, તુ ફકીરને પરણી નાર; ૧૩૨ ધીક અવતાર તુજ તણો, મુજને લગાડી લાજ; મોટા માટે કોઇ ગમે નહી; ફકીર જડયો તુને આજ ૧૩૩ જાત ભોગ કાંઇ જાણો નહી, કોણ દેશ કોણ ગામ. ધીકાર પડયો તુજ રૂપને, એવુ કીધુ તે કામ. ૧૩૪ પાવા મલે નહી, કઈને [illegible] પાછી [illegible]

હી. એક કટેરો છે નીરવાણ; ૧૩૫ એ દોલત જોઇને દીકરી, એસું કીધુ કામ; ખાવા પીવા પાસે નહી, નહી વસવાનો ઠામ, ૧૩૬ ઇંદર વાણીનું ફલ સહી; તેની શોભાસાર, પણ ખાવામાં આવે નહી, તેમાં જેર અપાર, ૧૩૭ જાણી જોઇ કુવે પડી, નથી એ શાહાજાદા જાણ; જુઠું બોલી તેહને પરણો સહી; તુ દુખ પામીશ નીરવાણ, ૧૩૮ એવાં મેણાં દીધાં સહી, બેહેતરખાનુંને તે દીસ; જાંહાંદારશાની દીકરી, તે નારીને ચડી રીસ. ૧૩૯ કઠણ વચન ઘણાં કહયાં, તે સાંભલીઆ કાન; તાર પછે વાણી વદે, નારી રૂપ નીધાન. ૧૪૦ જે માહારે કરમે લખ્યું, તે નવ મીથીઆ હોઅ; રૂડો ભુંડો કરમે લખો, તે ભોગવવો શોએ. ૧૪૧ એમ કહીને ઊઠી સહી, આવી પોતાને વાશ; જાંહાંદારશાને ચરણે નમી, આવીને બેઠા પાસ; ૧૪૨ હાસ વીનોદ કરે ઘણું, પછે કાઢી તે વાત, જે જે વાત માતાએ કહી, તે માંડી કહી વીક્ષાત, ૧૪૩ મેહેણાં દીધાં મુજને ઘણાં; ફકીરને પરણી તું નાર; ખાવા પીવા પાસે નહી, એમ બોલી તે ઠાર. ૧૪૪ તારે જાંહાંદારશા બોલીઆ, રખે આંણો મન દુખ; નીઆમત ચીજ તમ આગળ ધરૂ, ભાગુ તમારૂ દુખ. ૧૪૫ જે જનશ મારી પાસે છે સહી, નવ મલે તેહની જોડ, ૧૪૫ મોજ કરાવું માનુની, પોહોચાડું મનના કોડ, ૧૪૬ ચાર જનશછે એ સહી, એની જેર કરૂ સંસાર; જે માગે તે આપુ સહી, ઘડી નવ લાગે વાર, ૧૪૭

**ચોપઈ**—હાથી ઘોડા ધનને ધાન, વસ્ત્ર આભુશણ લશકર નીરવાણ; જે જે લેણી વસતુ માગુ આ જાગ. મુકુ આવી તમારી પાસ; ૧૪૮ મારી પાસે જણસ છે ચાર; તેના ગુણ તણો નહી પાર; આ કટોરો અખેપાત્ર છે સહી, ઇછા ભોજન નીકલે અહી; ૧૪૯ આ પાવડી ફેરો ગુણ છે બહુ, તેની લીલા હું તમને કહુ, ઘડીએકમાં શો જોજન જાએ, એની ઉપર મુકો પાય, ૧૫૦ આ કંથામાં હાથ ઘાલીએ જાણ, મન ગમતો દરવ નીકલે નીરવાણ, હીરા મોતીને માણેક લાલ, શોનું રૂપી નીશરે તતકાલ. ૧૫૧ પટકા તણો હું કહુ વીસતાર, નાના પરકારના વસ્ત્ર નીકલે આ ઠાર. એથી અધીક શું જોઇએ તુને, હેત કરીને કોને મુને, ૧૫૨ તે સઘળો કરી દેખાડયો ખીઆલ; તારે નારીને આવુ વહાલ; રંગ ભેર તાંહાં વીતી રાત, ઊદે થઓ તાંહાં પરાતુશકાળ, ૧૫૪ જાંહાંદારશાએ સજે સાણગાર; વાગા પેહેરા અપરમપાર; તેના વસતરની હું ઊપમા કહુ. તે દેખીને રીજા સહુ. ૧૫૪ સભામાં આવા ચતુરસુજાણ, પાદશા પાસે બેઠા નીરવાણ; હાસ વીનોદ કરે અપાર, પછી વાત કાઢી તે ઠાર. ૧૫૫ એક વચન કરો પરમાણ, મોટાછો તમો ચતુરસુજાણ; આજે જીઆફત હમારી લીજીએ, હમારો શુકન કબુલ કીજીએ. ૧૫૬ ઘણી વીનતી કરી અપાર, હાથ જોડી બોલો તે ઠાર; વીને કરીને કહુછું કથી; મુજ મંદીર પાવન કરો સરવથી, ૧૫૭ એવાં શાહાજાદાનાં સુણી વચન, તે પાશા બોલો તે દીન; તમો ઘણા દીલગીર થાઓ છો સહી, જાઓ અમો આવસુ તહી, ૧૫૮ તારે જાંહાંદારશા બોલો વાણ, ઉઠો આ વેલા નીરવાણ; હાસ વીનોદ કરે અપાર; સભા સહીત ચાલા તે ઠાર. ૧૫૯ પરધાન દીવાન બીજા સહુ લોક. તેને સરવેને થઇ મનમાં મોજ, જાંહાંદારસાને ઘેર જઇશું, ખાન પાન ખાઇને સુખીઆ થઇશું, ૧૬૦ એમ ખુશી પક્ષ સરવ સભાએ, પાદશા સહીત આવે છે તાંહાં મેહેલ તણી શોભા છે બહુ. તે દેખીને મોહ પામયા સહુ. ૧૬૧ જરી તણા બીછાના સાર, તેમાં જવેર જડા છે અપાર; તે ઉપર પેચવાની હુકો જાણ, તેતો જેવો ઊગો ભાણ; ૧૬૨ માણેક લાલ જડાં તે માંહે, તેની શોભા કહી નવ જાએ, જાંહાં જુવે તાંહાં જડાવની કાચ. ઇંદરપુરી આવી તે ધામ, ૧૬૩ એકેકુ નંગ અમુલખ હોએ, તેતો મુલ કરે નહી કોએ, તે બીછાને જડીઆ સસી, તેની શોભાનો પારજ નહી, ૧૬૪ નાના પરકારના ખાનપાન જેહ, હાજર આણીને મુકુ તેહ; જે જે વસતુ નવ દીઠી સંસાર, તે ખાણું મુકુ તે ઠાર; ૧૬૫ નીઆમીત ચીજ બીજી અપાર, ભરી ખુમચો મુકો તે ઠાર; ખાઇ પીસ

હુ ઉઠા જાણું, પછી બીડા આપાં નીરવાણ, ૧૬૬ **દોહરો**—ખાઇ પીને ઊઠયા સહુ, શહુ ચરણે નામા શીશ, આવુ ખાણું ખાધુ નથી, સફળ થઓ જનમ આ દીસ, ૧૬૭ સભા સહુ રૂવીસમે થઈ; આટલી દોલત કયાંથી પાસ; હીરા જવેર તો લેખામાં નથી, કુકા બી છાનામાં કીધો વાસ, ૧૬૮ અમુલખ નંગની ગણતરી નથી, જયાં જુવે તાંહાં ઝાકઝમાલ. સભે સરખી વારતાં, લાગો સરવેને ખીઆલ. ૧૬૯ ઝવેર જડીતર વાઘો સહી; ચીંતામણી સમતુલ; પાસા સરપાવજ આપીઓ, જેનું નામ અમુલ. ૧૭૦ સભા વીસે જે બેઠા સહી; સરવેને વસ્ત્ર આપીઆં તેણી વાર, તે દીઠા મે કોઇને નથી; આ જેવા સંસાર. ૧૭૧ અકેકો હાર મોતી તણો, શહુને આપો તે દીશ, પછે હાથ જોડી ઊભો રહયો, નામુ સરવેને શીશ, ૧૭૨ તમ લાએકાઇ છે નહી, અમો ફકીર જાતે જાણ, પાન ફુલછે અમ તણા, માની લેજો નીરવાણ, ૧૭૩ શભા સહુ ખુશી થઈ; ધન ધન તમ અવતાર, પરમેશવર તમ પ્રશનછે, તમારી બુધ્ધી અપરમપાર. ૧૭૪ રજા માગી સભા સહુ, ઊઠી તેણે ઠામ; ઘેર ગઆ પોતા તણે, સરીઆં સહુનાં કામ. ૧૭૫ સંદેહ મનમાં હુતા ઘણા, ટળી ગઆ તે દીશ; એ શાહાજાદા કોઇ શેહેરનો, ચરણે નામુ શીશ. ૧૭૬

**ચોપાઈ**—બીજે દીવશ થઓ જેટલે. જાહુંદારશાહે રજા માગી તેટલે; હુમારી વતી હુવે રહુ નવ જાએ; અમારે ચંતા ઘણી થાએ. ૧૭૭ માટે અમને રજા દીજીએ, શી ગણેશ પંથ હુમારો લીજીએ; માત પીતાને જઇને મલુ દુખ દોહલાં તેનાં હરૂ. ૧૭૮ એમ કહીને નામુ સીશ, તે પાશાએ રજા આપી તે દીસ. દેહેજ આપ માહા અપરમ પાર તેના કહેતા નવઆવે પાર. ૧૭૯ બેહેવરખાનુને વલાવી તહી શો દાસી ખીજમતમાં આપી સહી,જાહુંદારશાહેપાશાની માગી રજાએ, સાસુની આગળ જઇ ઉભો તાંહે. ૧૮૦ મુખથી બોલો વાણ, અમને રજાછે તમારી જાણ, અમો જાશુ અમારે ઘેર, પગે લાગીને કહી હેવી પેર. ૧૮૧દીઠુ રૂપસાહાજાદાનુ શાર, નહો ફકીર સાહાજાદાનો કુમાર મુખેથી બેગમ બોલીવાણ સાંભળો સાહાજાદા ચતુર શુજાણ ૧૮૨ જાઓ કહેતાંતો જીભ કપાય માત પીતા કરતા હશે ચંતાએ; હુમારી બેહેવરખાનુ દીકરી તમને શોપુછુ શુદરી, ૧૮૩ અરદાસ એની કરજો અપાર, એને તમારો છે આધાર, તમોછો ગુણ તણા ભંડાર તમને કહેવુ નવ ઘટે આ ઠાર. ૧૮૪ જીવથી વાહાલી એ જાણ ફુલની પેઠે રાખીછે નીરવાંણ; જો એને દુખ હુ દેઉ સાર; તો ધીક પડયો મારો અવતાર ૧૮૫ એમ કહીને વીદાએ થઆં નગરના લોક વળાવા ગયાં નર નારી બેહુ ચતુર સુજાણ પંથે વલીઆં બે નીરવાંણ. ૧૮૬ એક મજલ ચાલા જેટલે, તુતી વચન બોલી તેટલે સાંભળ સાહાજાદા ચતુર સુજાણ, હુ વાત કહુ તે મનમાં આંણ. ૧૮૭

**દોહરો**—તુતી મુખથી ઓચરી, સાંભલો સાહાજાદા સાર મોરાદ હાંશલ તારી થઈ, પામો બેહેવર ખાનુ નાર.૧૮૮ મેતો શાહે તારી કરી મે ગુણ કરોછે અપાર, વીચારો તમે મન વીસે કહેતા નવ આવે પાર; ૧૮૯ હવે તમે ગુણ મુજને કરો, હુતો માગુ આ ઠાર; તે મુજનેઆપો શહી, પછે પધારો નર નાર.૧૯૦ શાહાજાદા વાણી વદે; તમે કરૂ માહરૂ કામ આ બોલતુ કરાવુ પાંજરૂતોએ ઓશીગણ નવ થાઉ આમ ૧૯૧ જે જે ગુણ તમે કરા તે પરમેશવરથી નવ થાએ બેહેવરખાનુ પામી હુમો તેતો તમારો મ્હીમાંએ ૧૯૨ જે માગોતે આપુ સહીઆ વચન હમારૂ જાણ; જીવ કહોતો હાજર કરૂ, મીથીઆ નવ કરૂ વાણ, ૧૯૩ તારે તુતી બોલીઆં વચન શાહાજાદાનુ લીધ; રજા આપો હવે મુજને, તમે કામ કરોને શીધ ૧૯૪ હુ મારા શજનને મળુ, વીજોગના સંજોગ થાએ, તમો જાઓ તમારા દેશમાં; મોજ કરો જઇ તાંહે ૧૯૫ હુ જંગલમાં ફરૂ શહી ગુણ હુ તમારો ગાઉ, રજા આપો તમે મુજને; તો હુ શુખથી થાઉ ૧૯૬ એવાં વચન તુતીનાં સુણી, મુરછા પામયે સાહાજાદા શાર; ચાર ઘડીએ સુધી વળી,

તુની એવુ બોલી વારતાએ, ૧૯૭ તમ વીના અરધી ઘડી, મુજથી રહુ નવ જાએ; આજ્ઞા દા પડો તમો, મારો જીવ ગઆ બરોબર થાએ. ૧૯૮ તારે તુની બોલી શાહી, વચન માહારૂ કરૂ પ્રણામ. મુજને આજ્ઞા આપો સહી, ફરીથી બોલી વાણ, ૧૯૯ તારે મારે પરીત ઘણી; મેં કરૂ તમારૂ કામ; હાથે કરીને મુકો મુજને, તો હું જાઉ આ ઠામ. ૨૦૦ નાચાર થઇ તુતીને મુકી, શાંહાજાદાએ તે દીશ. ઊડી ગઇ તે જંગલમાં, ચરણે નામી શીસ. ૨૦૧ કુટંબ મે લાવો તેને થઆ, મળીઆં માત પીતાએ; જંગલમાં ચારો ચરે; આનંદ અંગ ન માએ. ૨૦૨

**ચોપઈ**—શાહાજાદા તાંહાંથી ચાલ્યો જાય, આનંદ તેને અંગ નવ માએ, એક ગામ મુકેને બીજુ લે સહી, નીસા પડે તાંહાં રહેછે તહી. ૨૦૩ ઘણા દીવસ એમ ચાલા જાણ, જંગલ એક આવ્યું નીરવાણ, પેલા બે ફકીર લઢતા હુતા અપાર, તે જંગલમાં આવ્યો નીરવાણ, ૨૦૪ ચારે ચીજ આગળથી લીધ, તેથી કામ થઉ મુજ શીધ; કામ અમારૂ થયું અપાર, ફકીર મલે તો આપુ આ ઠાર. ૨૦૫ હરામ નજર તો મેં કરી, ફકીરનો માલ લીધો છેતરી; તે પાછું આપુ આ ઠામ; હવે મારે સું એનું કામ. ૨૦૬ મેંતો મારા સવારથને કાજ; એવું કરમ કરયું હતું આજ. તે કામ તો થયું આજ, પાછું નવ આપુ તો ધીક અવતાર. ૨૦૭ એમ મન વીચારી કરી, ફકીરને શોધે હેતજ ધરી; ગુફામાં હુતા બેઉ ભાઈ; જાંહાંદારસા તાં આવ્યો ધાઇ, ૨૦૮ જઇ કરીને નામું શીશ, હું ગુનેહગાર આવ્યો આ દીશ; એમ કરીને ચરણે નમો; ફકીરનો બોલ શાહાજાદાને ગમો; ૨૦૯ મેંતો તકશીર કરી છે અપાર; તે મુજને માફ કરો ઠાર. એમ કહીને નામું શીશ, જનસ ચાર મુકી તે દીશ. ૨૧૦ હુછું પાસાનો કુમાર, ગુનો તમસુ કીધો આ ઠાર. તકશીર માફ કરો ગુણવાન; હુતો તમારો ચાકર જાણ. ૨૧૧ તમારી જણશથી સરીઆં કામ, બેહેવરબાનુ લાવો આ ઠામ; ઉમેદ મનની પુરી થઈ, પાછું આપવા આવ્યો અહી, ૨૧૨ એમ કહીને લાગો પાય, ફકીરે રહેવાની આપી જગાએ, ખાન પાન નાના વીધનાં જાણ, ઘણું કરીને દીધા માન. ૨૧૩

**દુહો**—એવાં વચન ફકીરે સુણી, પછી હેત કરયું તેણે અપાર; ધન તારા માત પીતાને સહી, ધન તારો અવતાર; ૨૧૪ સાબાશ તારી હીમતને, સાબાશ તારી બુધ; સાબાશ તમારા રૂપને, જાતે દીસોછો સુધ. ૨૧૫ તમો તો ઊપગાર કીધો અમોને ઘણો, કહેતાં નવ આવે પાર, લડાઇ ભાગી તમે અમ તણી, અમે સુખ પામા આ ઠાર. ૨૧૬ અમારા પીતા તણી મીલક્ત ઘણી, શુ કહુ મુખેથી વાત. તેમાંથી ચાર શોધી કરી, નઠારી કહીને કાઢી નીરવાણ, ૧૧૭ છેક નઠારી એ છે, એમાં નથી ઝાઝો માલ; એથી અધીક બીજા ઘણા, ભારે છે ખીઆલ. ૨૧૮ તે જણશોની આગલે, નથી એ શોમે ભાગ; લડાઈ બોરી જણશ , છે વાસતે વઢતા હતા તે જાગ. ૨૧૯ મુમત અડયો બેહુ ભાઇને, તે ઊપર વઢતા હુતા તે ઠામ; તે ઊપકાર તમો કરો ઘણો, રહી બંનોની મામ. ૨૨૦ એથી અધીક બીજા સહી, નથી એનું હુમારે કામ; જાઓ તમને આપાં સહી, મોજ કરો જઇ ગામ, ૨૨૧ વળી બીજી જણશ આપુ સહી, એથી અધીક અપાર; તેનો ભાવ કાંઇ છે નહી; લેઇ જાઓ આ ઠાર. ૨૨૨ અમારે નકામી છે શહી, તમારે મન અમુલ; હમારે મન કીડી બરોબર સહી, તમારે ચીંતામણ સમતુલ, ૨૨૩ જાઓ ઇઆદગીરી આપી સહી, બક્ષીસ તમને જાણ, તમે ઉપકાર કીધો ઘણો, લડાઈ ભાગી નીરવાણ, ૨૨૪ એ ધુર ગજાની વીસાતથી, વઢી મરતા અપાર; સારૂ થઉ તે તમો લેઈ ગયા, અમે ખુશી થઆ અપાર, ૧૨૫ રખે દીલગીર થતા તમો; કરો તમારૂ કામ; રજા આપી તે ફકીરે સહી, કીધો ફકીરને સલામ. ૨૨૬ વળી આગળ ચાલા સહી, થઇ મન વાંછીત આજ, ચાર જણશ પામો સહી, ભાગી મનની દાઝ. ૨૨૭ આનંદ ભેર ચાલા સહી, સફર કરતા તે અપાર, એક ખીઆલ બીજો થયો, તેનો કહુ વીસતાર. ૨૨૮

**ચોપાઈ**—એક હતો વજીરનો કુમાર, હોરમજ એવુ નામ નીરધાર; તેણે બેહેવર બાં
નુને દીઠી હતી જાણ, વાગુ તેહને મોહનુ બાણ. ૨૨૯ તેને માહ લાગોછે અપાર, દીવાનો થ
ઇને ફરેછે તેઠાર; કામ તેનુતો થઉ નહી, પછી ફકીરી લીધી શહી. ૨૩૦ બેહેવર બાનુને જો
વાનુ મન, તે નર જુરે રાતને દન; જાંહાંદારસાના કીશમતની નાર, તે પરણી ચાલો નીરધા
ર. ૨૩૧ તેની ખબર હોરમજને થઇ, બેહેવર બાનુ મનુસા નગરી ગઇ. હીંદુસતાનનો સાહા
જાદા જાણ, જાંહાદારશા નામે નીરવાણ. ૨૩૨ તેનો પોંહોચી મનની હામ, નારી લઇને
ગઓ તે ગામ; એવી વાત હોરમજે સુણી, નીસાસો મુકયો તેણી ઘડી. ૨૩૩ એરે દઇવ નવ
પોહોતી હામ, મન મધે થઓ નીરાસ; જાંહાંદારસા નારી લઇને ગઓ, હુતો હાથ ગસીને ર
હયો. ૨૩૪ ખાલી ખરાબ થઓ અપાર, એકે અરથ નવ શરો આ ઠાર; હવે આંહી રહેકા
મ થવાનુ નથી, એની પાછલ જાઉ સરવથી;૨૩૫ ભેદ પરપંચ કરૂ અપાર, મારગમાંથી લઇ
જાઉ નાર; એમ મન વીચારો કરી, આપો મારગમાં હેતજ ધરી. ૨૩૬ રાત દીવસ ચાલો તે
જાણ, આવી મળો જાંહાંદારસાને નીરવાણ; પાશે આવીને ઉભો રહો, કર જોડીને
બોલજ કહો ૨૩૭ ઊમેદવાર ચાકરીનો ઘણો, હેત ધરીને રાખો તમો; જાંહાં
દારસાએ રાખો જાણ, હેત કરીને બોલો વાણ. ૨૩૮ સુખે રહો આણે ઠામ, ખો
જમતગારનુ શોપુ કામ; હેત પરીતથી પોહોતી આસ. હોરમજ રહયો સાહાજાદાની પાસ. ૨
૩૯ દીવસે કુચ રાતે મુકામ, એમ કરતાં ચાલો તેઠામ, હોરમજ મનમાં વીચારે સહી, કઈ પે
રે નારી પામુ અહી. ૨૪૦ ઘણો વીચાર કરે તેઠામ, એકે વાતે નવ પોહોચે હામ; નદી એ
ક આવીછે તહી, તેની પાર ઊતરીઆ સહી. ૨૪૧ પછી નજદીક રહયો પોતાનો દેસ, કા
સદ એક આવો નરેસ; તેને પાદસાએ દીધાંમાન, પાશે બેસાડીને આપયાં પાન. ૨૪૨ કાગળ
લખી આપો તેઠામ, તમો લઇ જાઓ હીંદુસતાન ગામ; મુજ પોતા પાદસા છે જાણ, હિંદુ
પતી નામે નીરવાણ. ૨૪૩ તેને જઈને આપો પતર, વધામણી તમને આપશે તરત; તુજ પુ
તર આવેછે જાણ, જાંહાંદારસાહ નામે નીરવાણ. ૨૪૪ લશકર લેઇને મોકલો પરધાન, તે
ડી લાવો દેઈને માન, મુખ જબાની એવી કહી, કાગળ લખીને આપો સહી. ૨૪૫ કાસદ
તાંહાંથી ચાલો જેટલે, હોરમજ વીચાર કરે તેટલે; એતો જાસે એને ગામ, પછે માહરૂ નવ થ
શે કામ. ૨૪૬ એવુ મન વીચારૂ સહી, સાહાજાદા આગળ વાતજ કહી. ૨૪૭

**દુહા**—મુજ પાશે એક ખઆલછે, તે તેમને સીખવુ આજ; પર કાઆનો મંત્રછે; તેથી
સરસે તમારૂ કાજ. ૨૪૭ ઇશુ પેગંબર હુતો સહી, નહી કોઇ તેની જોડ; તેણે મુજને સીખ
વુ, પોહોચા મનના કોડ, ૨૪૮ તે તમને હુ સીખવુ, પાદસાહ તમોને જાણ; પર કાઆમાં પે
શે સહી, તમારો જીવ નીરવાણ. ૨૪૯ તારે જાંહાંદારસા વાણી વદે, તે મતરછે માહરી પાસ;તુ
મુજને શુ આપશે, તુ આખર માહરો દાસ. ૨૫૦ એવા ખીઆલતો ઘણાછે, મારી પાશે અ
પાર; નાહાન પણામાં સીખો સહી; ફકીર પાશે નીરધાર. ૨૫૧ તારે હોરમજ વાણી વદે ત
મો બોલોછો જુઠો વાત; લબાડ વાત બોલો શહી, સરમાતા નથી ભ્રાંત, ૨૫૨ આવાં વચન શે
વકનાં સુણી, રીસ ચડીછે અપાર; કોપ કરીને બોલીઓ, પાશા તેણે ઠાર. ૨૫૩ મુજ શાનુ
બોલો સહી, તુકાર કરીને વાત; જો તુને મુકુ શહી, નહીતર કરત તારી ઘાત. ૨૫૪ તારે હો
રમજ વાણી વદે, જો જાણો તમો ખીઆલ, તોતો અજમાવી દેખાડુ શહી, આ ઠામે તતકા
લ. ૨૫૫ આ હરણ એક મારૂ શહી, શીકાર કરો તેજવાર; હોરમજ કહે સાહાજાદાજી તમો
આમાં પેશો નીરવાણ. ૨૫૬ ખરૂ ખોટુ માલમ પડે કશો હમણાં તે જાણ, વીદ્યા હોએતો પ
રખ્યા કરો, પેશો આહે નીરવાણ ૨૫૭ નહીતો જુઠા જાણુ તમો, ગમેતો છેદો સીસ; કુલીઆ
માનુ સહી, હરણમાં પેશો આ દીસ, ૨૫૮ એવાં વચન હોરમજનાં સુણી, નવ વીચારૂ

મન મંતર હતોતે અજમાવીઓ, પરકાશ કરો તે દન. ૨૫૯ અંદેશો કીધો નહી, વગર વી ચારૂ કરૂ કામ, મંતર જપે મુખમાં સહી, તે વેલા તે ઠાગ, ૨૬૦ પાદસાહ તણી કાઆ પડી, જોતામાં તેણી વાર; હરણ ઉઠી બેઠુ થયુ, તે વેલા તે ઠાર, ૨૬૧ હોરમજે મન વીચારીઓ, શીઘ્ર કરૂ મુજ કામ; તેણે મંતર જપો સહી. કરયો પરવેશ તે ઠામ. ૨૬૧ જાંહાંદારસાની કાઆ હતી, તેમાં હોરમજ પેઠો જાણ; લઇ તલવાર ને દોડીઓ, હરણ દીઠુ નીરવાણ. જાંહાંદારસાએ વીચારયું, આતો વીપરીત થઇ વાત; એતો મુજને મારશે, કરશે મારી ઘાત. ૨૬૩ જીવ લઇ નાઠો સહી, હરણ વેશે તેણી વાર; હોરમજ હુતો તે પાશા થઓ, મનમાં કરે વીચાર. ૪૬૪ સફળ કામ તો માહરૂ થયુ, કાઆ બદલી મેં આજ, પાદસાહી કરૂ હીંદુસથાનની, પછી કરીશુ મન ગમતાં કાજ, ૨૬૫ બેહેવર બાનુને ભોગવું, શેજપર સુખ વીલાસ; ઉમેદ માહારી પોતી સહી, કરશુ ભોગ વીલાસ, ૨૬૬ મહા હરખગુ આવીઓ, થઓ ઘોડે અસવાર; પોતાનું બોળીયું તાંહાં નાખીયું, આવો નારોની પાસ, ૨૬૭ તંબુ તાણો છે જરી તણી, તેમાં આવો જાણ, નજરે દીઠી નારને, મુરછા ખાધી નીરવાણ. ૨૬૮ દીવાનો સરખો દીઠો સહી, નથી અકલની રીત, જાંહાંદારના લક્ષણ નથી. કારમી દીઠી પ્રીત. ૨૬૯ સવરૂપ દીસે પાદસા તણું, તેજ વસતર ને તેજ સણગાર; પણ કારણ છે કાંઇ કારમું, મનમાં કરે વીચાર, ૨૭૦ ભુત પરેત કે વંતરી સહી, છે કાંઇ વીશમીત વાત, તજવીજ કરા વીના રહેવું નહી, કાંતે કપટ દીશેછે જાત, ૨૭૧ એમ દુખ ધરે મન તારૂણી, ચેરો ઊડી ગઓછે અપાર, ફેલ કરીને બેઠી શહી, આજારી પડી તે નાર, ૨૭૨ દાશીને કહુ સહી. સાહાજાદા ઉઠે જાણ, તમો આવવા દેશો નહી, મારી પાસે નીરવાણ, ૨૭૩ કહેજો તમારી તારૂણી, આજારી પડી છે જાણ, ઓસડ વેશડ કરો શહી, નહીતર છોડે પરાણ, ૨૭૪ એવો શકુન દાશીને કરો દુખ પામી તે નાર, એવે તે મુરછાથી જાગીઓ, હોરમજ તેણે ઠાર. ૨૭૫

**ચોપાઈ**—દાસી પ્રતે બોલી વાણ, કાંહો ગઇ બેહેવરબાનુ ચતુર સુજાણ હુ સીકાર કરી આવો અપાર કેમ નથી આવતાં આણે ઠાર ૨૭૬ તે નારી બોલો વાત આજારી પડીછેતેની જાત સુતાંછે તેને નથી કરાર બેશો તમે આણે ડાર ૨૭૭ તારે હોરમજ વીચારે શહી, કાહેલીને કોણ છેડે તહી, હવે કાંહાં જશે એ નાર; સુખ ભોગવું અપરમ પાર. ૨૭૮ બેહેવરબાનુ વીચારે જાણ નીસચે જાહાંદારસાહ નહી નીરવાંણ; જો જાંહાંદારસાહ હોએ જાણ, તોકાહેલી જાણીને કાઢે પરાણ, ૨૭૯ એ નીસચે જીવ બીજાનો શહી, બોલીઆમાં પેશીનેઆવો અહીં, પરાતુસકાલ થઓ જેટલે, દાશી એક તઇઆર કરી તેટલે. ૨૮૦ પોતાના પહેરાવયા સણગાર ઘણુ રૂપ તેનુ શોભે સાર, પોતાના સરખુંછે રૂપ, તેને સીખામણ આપી અનુપ, ૨૮૧ તમો જાઓ પાશાની પાસ હેત પ્રીતથી કરજોરે હાસ; જો એ આપણો પાશા હસે શહી; તો તમને ઓળખશે તહી, ૧૮૨ બીજો નર હશે આ ઠાર, તો તમને દખીને રીજે અપાર એમ કહીને મોકલી નાર જાણે કંદરપ નો અવતાર, ૨૮૩ પાશે રાખી ઓળખાએ નહી એવી તેમ સોભા સહીબેહેવર બાનુ તેને કરી પોતે દાસીની દેહજ ધરી ૨૮૪ પછે પાસાને તેડાવો જાણ-પાશે આવી બેઠી નીરવાંણ; શાબાશ તમારી આવી પ્રીત મુવા જીવતાની નથી જોતા રીત ૨૮૫ મુજને સુખ નાતુરે લગાર તમો ખબર નવ લીધી લગાર, એવોઠબોઠો દાશીએ કહો, હોરમજ ખીસીઆણો થઇને રહો. ૨૮૬ પછી મુખથી બોલો વાંણ, હુ તો સીકાર રમવાને ગયો હતો જાણ મુજ સરીરને સુધજ નવ રહી આવી કરીને સુતો; શહી, ૨૮૭ એમ કરીને આણુ હેત જઇ ચડો દાશીને શેજ, અકલ હીણ તે છેરે અપાર; દાશીની શોભત કરી તે ઠાર ૨૮૮ તે બેહેવરબાનુએ જોઇ તાંહ માહા દુખ પામી મનમાંહે રૂપ રંગ પાસાનુ સહી, અકલ હુસીઆરી એની કાંહાં ગઇ ૨૮૯ વળી ભાળવા મનની ભરાંત આ

૨ ચીજ દાશીને આપી એકાંત; આના ગુણ પુછો. આ ઠાર, પાસા હશેતો કહેશે નીરધાર૨૯૦ એવો પાસા આવો વળી જાણ, તારે દાશી બોલી નીરવાંણ; એ ચાર ચીજ માહરી જાણુ એના ગુણ કહો નીરવાંણ ૨૯૧ તારે હોરમજ બોલો વાત શાંભળ બેગમ તમારી જાત; તમો સુરખ દીસો છો શહી, એના ગુણ શુ કહીએ અહી ૨૯૨ કંથાલ ને પટકો લુગડાનો જાણુક ટેરો પાવડી લાકડાનો નીરવાણ, એવી વાત શાહાજાદાએ કહી તારે બેહેવરબાનુ નીસાસજ થઈ ૨૯૩ નીશચે છુર બીજાનો જાણ પાશા માહરો નહી નીરવાંણ; ધીરજ રાખીને રહીનાર અવે લશકર આવુ તે ઠાર ૨૯૪ **દોહરો**—કાશદ કાગળ આપીઓ હીંદુસતાનમાં જાણુ માંથે ચડાવો વાંચીઓ હેત ધરી નીરવાંણ ૨૯૫ વળી મુખ જુબાની કાશદ કહીઆ યા તમારા કુમાર લસકર લેઇને મોકલો પરધાન તેણે ઠાર ૨૯૬ એવાં વચન કાસદનાંશુણી ખુશી થઇ સરવ શભાએ સેના લેઇને વજીર ચાલીઓ આણંદ અંગ નવ માએ ૨૯૭ તીજે દીવસે આવી ચડયો, વજીર તેણે ઠામ; પાદશાહ જાદાને પગે લાગીઓ, મલા દઈને માન ૨૯૮ ગજ ઉપર બેસાડીઆ, આવા શેહર મોજાર; મોતીએ વધાયા સહી, નાહાની મોટી નાર. ૨૯૯ મલાં જઇ મા બાપને. થયાં સરવેને શુખ, બેહેવર બાનુ જે તારૂણી તેને મન માહા દુખ. ૩૦૦ ખાએ પીએને મોજો કરે, કરીડા કરે અપાર; બેહેવર બાનુને ઠામે સહી, દાસીછે તે ઠાર. ૩૦૧ હોરમજ મન હરખે ઘણુ, ધન ધન મુજ અવતાર; સુખ શાગર હુ ભોગવુ, કેહેતો નવ આવે પાર. ૩૦૨ બેહેવર બાનુએ વીચારીઊ; કરમે લખુ તે હોએ; બગાડશે પેલીનારને, તેને ચેતાવુ સોએ. ૪૦૩ એમ વીચારી કાગળ લખો, ક્ષણ નવ લાગીવાર; દાશી શાથે મોકલો, તે બેગમને દરબાર. ૩૦૪ શલામ કરી ઉભી રહી, ચરણે નામી સીશ; કાગળ મુખ આગળ ધરયો, તે વેળા તે દીશ. ૩૦૫ એકાંત જગા જઇ કામની, લીધો કાગળ હાથ; હરખ ધરીને વાચતી, નહી કોઈ બીજુ સાથ. ૩૦૬ બેહેવર બાંનુએ મોકલો, તે લઇ આવી આ ઠામ, આપી કર પાછી વળી, તે ગઇ પોતાને મુકામ, ૩૦૭ સકળ ગુણ શંપુરણ તમો, બતરી લખણો ચતુર સુજાણ; પાદશાહની બેગમ તમો, શાહાનાછે તમે પ્રાણ. ૩૦૮ અમથી તમો મોટા થઇ, છો ગુણ ભંડાર; ચતુરાઇ જોજો પાશા તણી, જો આવે તમારે દ્વાર. ૩૦૯ છુવ બદલાઓછે એહ તણો, વપરીત થઇછે વાત; અજાણ પણે મગશે શહી, કરવી પડશે ઘાત. ૩૧૦ ચતુર થઇને જો ચુકછો. તો જાશે તમારો ભાર; હલવા પડશો તમો અતી ઘણા, થાશો હીણ સંસાર. ૩૧૧ જોજો પરીક્ષા એહ તણી, પુછી લેજો પાર; મન માનેજો તમ તણુ, તો કરજો ભોગ વીલાસ. ૩૧૨ નથી છુર પાસા તણો, છે પોતાની દેહ અમેતો નીસશે કરૂ, એમાં નહી શંદેહ. ૩૧૩

**ચોપાઈ**—એવું પતર વાચુ તે નાર, તેણે પણ મન કરો વીચાર; પાદશાહ આવેતો પુછુ વાત, પછે રંગ ભેર રમીએ રાત. ૩૧૪ મલે ચતુરી સઘલી રીત, તોતો કરવી પુરણ પરીત, વગર વીચારૂ કરશુ આજ, તોતો માહારી જાશે લાજ. ૩૧૫ એવુ મન વીચારી કરી, દાશી શુ વાણી ઓચરી; પાદશાહ આવસે મોહોલ મોઝાર, તોતો ભાગશે મારો ભાર. ૩૧૬ આબરૂ મારી જાશે શહી. ઉતરે પાણી આવશે નહી; પરીક્ષા એની જો જો તમો, હેત પરીતથી કહુછુ અમો. ૩૧૭ કહીએ બેગમનુ શુ નામ, તમો શા સારૂ તજો આ ઠામ; તુતીના કેમ તજીઓ સાથ, કાહાંથી આવી તમારે હાથ. ૩૧૮ તેની વાણીથી વનમાં ગયા, તવ આવી બેગમની દયા; સાંતે વજીરે શી કહી વાત, તે કહોમુજને વીક્ષાત. ૧૩૯ તે વાણી મુખે ઓચરો, પછે મેલમાં પગજ ધરો, પાદશાહ હશેતો કહેશે શહી. એવાતમાં સંદેહ નહી. ૩૨૦ બીજો હશેતો નવ જાણે વાત; તુ બેગમ થઇ રહેજે આઠાર, એમ કહી અગોચર ધામ; દાશી નવ જડે તે ઠામ ૩૨૧ બેગમ થઈને દાશી રહી, એવે હોરમજ તાંહાં આવો સહી, તે વાતનો કહુ વીશ

તાર સાંભલજો શહુ નરને નાર. ૩૨૨ **દોહરો**—કાઆ છે પાદશાહ તણી, જીવ તો
રમજ નો હોએ; તે વાત કોઈ જાણે નહી કલીનવ સકે કોએ ૩૨૩ મલીઓ જઇ મા બાપને
ચરણે નામુ શીશ; જાંહાંદાર હુ તમ તણો, દો મુજને આસીશ ૩૨૪ લાવ્યો પરણીને પદ
મણી, બેહેવરખાનુ નામ તમ તણા પ્રતાપથી; સરીઆં માહરાં કામ. ૩૨૫ એમ કહી ચરણે
નમો, તારે માતા બોલી વચન; પરથમ નારીછે તમ તણી, તેનુ શંતોકે જઇ મન. ૩૨૬ તે
તારે વીજોગે દુખી ઘણી, તેની લો બરદાસ; એવુ શાંભલીને આવીઓ, તે વીનતાની પાશ
૩૨૭ સજી શણગાર દાસી રહી, નમીને કરો સલામ; શી તકશીર થઇ માહરી જે મુકી ગઆ
આ ઠામ. ૩૨૮ તુતી કાંહાં ગઇ તમ તણી કાંહાંથી આવી હતી તમ હાથ, તેને તમે શુ પુછી
ઉ મે પુછાવી શી વાત, ૩૨૯ ઉતર કાંઇ આપીઓ નહી, શુખ આવુ દાસીને કાએ તે દીઠુજે
ગમે પરલે થઇ મનમાંહે૩૩૦ નીશા થઇ તે નારને, નહી પાદશા તે માહારા સાર; દાસીસાથે
રંગે રમો, કોઇ બીજાનો પરાંણ. ૩૩૧ હોરમજ મન હરખો ઘણુ, ધન ધન મારો અવતાર
સુખ સાગર હુ ભોગવું કેહેતાં નવ આવે પાર.૩૩૨ એમ કરતાં બહુ દીન ગઆ, હીંદપતી મુ
આ તે દીસ જાહાંદારશાહ જાણી કરી, છત્ર ધરૂ હોરમજને સીશ ૩૩૩ ગાદી ઉપર બેઠોશા
હી, પાદશાહને થઈ જાણ; ખાન પાન કરૂ સહી, દાશી સાથે નીરવાંણ ૩૩૪ બેહેરખાનુ સુ
દરી વસતર ધરે નહી કાએ દાસી વેશે તારૂણી દુખે દીન તેના જાએ. ૩૩૫

**ચોપાઈ**—એ વાતતો અહીથી રહી, જાહાંદારશાહની શીગત થઇ; હરણ વેશે તેહેજા
ણ; જંગલમાં ફરેછે નીરવાંણ. ૩૩૬ સુખ નથી કાંય તેહેની કાય, રઘવાઓ થઇ ફરે વનમાંહે
સીકારી છે માહરી જાત કોઇ દખસે તો કરશે ઘાત ૩૩૭ વાઘ વરૂ મલશે અપાર તે મુજ
ને મારે આ ઠાર, એમ વીચારે મનમાં તહી રાત દીવશ ફરેછે સહી ૩૩૮ એમ કરતાં દીનવીં
તા બહુ તાર પછે વીતુતે કહુ એક વાડી આવી તાંહાં સાર તેની શોભા અપરમ પાર ૩૩૯
નાહાના પરકારની શોભા બહુ તે દખીને રીજે સહુ, તે વાડીમાં આવો જાણ હરણ વેશેશાહ
જાદો નીરવાંણ ૩૪૦ માહા ચંતા તેને મન થાએ એવે મેનાં એક દીઠી તાંહાંય નીસરીગયો
છે તેના પરાંણ, ઘણી કાઆ છે તેની શોભા માન ૩૪૧ શાહાજાદો મનમાં કરે વીચાર, હરણ
થી રૂડો એ અવતાર; એમ મન વીચારી કરી, મંતર પરકાશો હેતજ ધરી ૩૪૨ હરણમાંથી
ગઓ મેનામાં આવીને રહો, સુખ પામયો તે મન મોજાર; મરણ ઘાત ટલી આ ઠાર.
૩૪૩ હરણ દખી સહુ સાથે બાણ, અથવા વાઘ મારે નીરવાંણ; પક્ષી રૂપે શાહાજાદો થઓ
તે જંગલમાં વાશો રહો ૩૪૪ નાના પરકારનાં ફલ તે ખાએ આનંદ તેને અંગ નવ
માઅ એવે પારધી આવો તેણી વાર ફાંટો નાંખયો તેણે ઠાર ૩૪૫ કાંઇ જનાવર ગેરાંશા
હી, તેમાં સાહાજાદો આવો તહી પારધી સુખ પામયો તે બહુ શરવેને શોકીન ખાઇશ હુ ૩૪૭
એવા ઉમેદથી ચાલો જાએ શેહેર નજદીક પછે આવુ તાંહે જાહાંદારશાહ તણુ તે ગામ, પા
રધી આવો તેણે ઠામ ૪૪૭ પાદરે આવીને બેઠો જાણ, એક ફકીર તાહાં રહેછે નીરવાં
ણ; પાણી ફકીરે પાયુ સાર, પાન તમાકુ આપાં નીરધાર, ૩૪૮ પારધી રીજો તેણે ઠાર, મેના
કાડી આપી તે વાર; સરવ જનાવરમાંથી ટાળી કરી, સારી કાયા ચપળ જોઇ સુંદરી. ૪૯
ફકીરને જોઇ આપી તે ઠામ, પારધી ગયો પોતાને ગામ; પીંજરામાં ઘાલીને બાંધો અહી, એ
મ કહીને ચાલો મહી. ૨૫૦ દાહરો—ફકીર રીજો મનમાં ઘણુ, ઘાલી પાંજરા મોજા
ર; ફલ હતી તે હાજર કરી, ખવડાવા તે સાર. ૩૫૧ સુખ સાતા તેને થઇ ઘણી, બીજી વાર
જીવ્યો જાણ; એવુ વીચારેછે બોલીઓ મુખે મધુરી વાણ. ૩૫૨ ફકીર પાસે આવી અહી,
સફળ થયો જનમારો જાણ; એવી વાણી ઓચરી, તે વેળા નીરવાણ. ૩૫૩ સુણી વાણી
મેના તણી, સુખ પામો તે મન; હેત પરીત રાખે ઘણુ મેના તુજને ધન. ૩૫૪ આવી વા

રજો તારી સહી, કોણ ભાગ્યની જાણુ; તે વાત માંડી કહો મુજ આગળ મંડાણ. ૩૫૫ તારે મેંના એોચરી, અમે જોયા મુલક અપાર; મોટા લોકની સોબતથી અમો ઘણા હોંસીઆર. ૩૫૬ મોટા મોટા પાદસાહ. તેની પાસે બેસુ જાણુ; વાત ગોસટી કરૂ સહી, શુખ ભોગવુ નીરવાણ. ૩૫૭ ઘણો તમાસો જોયો સહી, મુજમાં બુધી અપાર; કાંઇ પાદશાહ વજીર જોયા ઘણા મુજમાં બુધી અપાર. કાંઇ પાદસા વજીર જોયા ઘણા દેશ તણો નહી. ૩૫૮ પછે મન વાચારીયુ હવે જંગલ જોઊ જાણુ, સંસાર તણુ સુખ જોયુ ઘણુ હવે પક્ષીને મલુ નારવાણ. ૩૫૯ઓહોળાવનમાંજાઉ શહી, જોઊપક્ષીનેઅપાર; નાનાપરકારનાં પક્ષીબહુજોયા ઠારેઠાર. ૩૬૦તરેહ તરેહનાં પક્ષી સહી, રાગ બે રાગી જાત; વાણી મધુરી ઓચરે; તે સરવે જોયા વીખીઆત, ૩૬૧ તેવામાં ભોગના દાહાડા સહી; પડીઆ ફંદા માંહ; પારધી નેકર આવી શહી. દુખ થયું મન માંહે, ૩૬૨ એને હાર પશુ તણો. ભક્ષ કરે માહારી કાઅ; દુપશે પાંખ તે માહરી; દઆ નહી મન માંહે. ૩૬૩ આવરદા લાંબો સહી. તમને આવી આજ; એથી શું કર, બીજો કહો શરીઆં માહારાં કાજ. ૩૬૪ એવાં વચન મેનાનાં સુણી. ફકીર રીજો અપાર; જીવ થકી વાહાલી કરી; રાખી તેણે ઠાર, ૩૬૫

**ચોપઈ**—એમ કરતાં દીન વીતા અપાર, ફકીરને ઘેર રહી મેંનાં નાર; જાંહાંહારસા પોતે જાણ. મેનાના વેસે છે નીરવાણ ૩૬૬ એક દીવશે ફકીરે સહી, મેનાનું પાંજરૂ લીધુ તહી, શેહેરમાં આવો નીરવાણ, તેની શોભાનો નહી પાર; ૩૬૭ જોતો જોતો આવો સહી, બજાર એક ભારેછે તહી, જુએ તો લોક મલા છે બહુ, તમાશો જોવા ઊભા સહુ, ૩૬૮ એક શોદાગરનો કુમાર, તેને બાંધયો તેણે ઠાર, તાંહાં આવીને ઉભો રહો; મેનાએ બોલ ફકીરને કહો. ૩૬૯ શા સારૂ બાંધો છે જાણ; એનો ઇનસાફ કરો નીરવાણ, તમો એનો પુછી લો પાર, અદલ એનો કરૂ ઇનસાફ. ૩૭૦ એવા મેનાનાં સુણી વચન; તે ફકીર ઘણુ રીજો મન તાંહાં આવીને ઉભો રહયો, ફકીરે બોલ સભામાં કહયો. ૩૭૧ શાને બાંધીઓ આંને આણે ઠામ. શુજબરૂ કરૂ છે કામ; એની વાત મુજને કહો આંયે, ઇનસાફ કરે મારી મેનાએ. ૩૭૨ એવાં ફકીરનાં સુણી વચન, લોક વીશમે પામા મન; જનાવર શો ઇનસાફ કરે જાણ, માડી વાતનુ કહો મંડાણ ૩૭૩ આછે વજીર તણી દીકરી, સાંભળ મેના કહુ હેતજ ધરી, આ છે સોદાગરનો કુમાર, દુકાન માંડી બેઠો અપાર. ૩૭૪ ચીની ખાનુ વેચેછે સહી, દુકાનની શોભા નવ જાએ કહી; તખતા આરશીની માંડી હાર, વેચેછે બજારે સાર. ૩૭૫ સામો મહેલ વજીરનો સહી. તેની શોભાનો પારજ નહી; નારીએ ગોખમાંથી જોયુ બાર, મધાનકાળ થયા તે ઠાર, પરતીબીંબ પડ્યુ દરપણ માહે જઇ, તે દીઠુ સોદાગરે સહી; તે નારીએ જોયુ જેટલે, કાલ ચડો મનમાં તેટલે ૩૭૭ દરપાણમાં નારીની કાય, એણે ચુમન કરૂ તે માંહે; એ નારીએ દીઠુ જેટલે. કાળ ચડો મનમાં તેટલે. ૩૭૮ જઈ પીતાને વાતજ કહી, એને બાંધીને લાવા અહી; ઇનસાફ કરો આ ઠામ, એને કહેને કરીએ કામ. ૩૭૯ કોઈ કહે આંખ ફોડો આ ઠામ; જેણે કરીઝાંખીનાર; કોઇકહે ગરદનમારો જાણ, નીચોવળી કરૂ નીરવાણ કોઇ કહે હાથ કાપો નીરવાણ. ફરી કરે નહી એવું કામ; કોઇ કહે ખર વાહન કરો, બધા શેહેરમાં ફરવો; ૩૮૧ એમ સરવે બોલાવાણ, તમો કહો તો કરીએ જાણ, અદલ ઇનસાફ કરો આ દીસ. નહીતર મરડી નાખુ શીશ, ૩૮૨ તારે મેના બોલી વાણ. એ નરને ઊભો કરો નીરવાણ. પાછલ ઓલો જે પડે સહી, તેને ખાસડાં મારો અહી. ૩૮૩ નારીનો ઓલો તખતામાં પડો શહી જાણ, તેને ઓલે ચુંબન કરૂ નીરવાણ. એનો વાકતઃ મુદલ નથી; સાચી વાત બોલું સરવથી, ૩૮૪

**દુહા**—એવી વાત મેનાની સુણી, ખુસી થઆ સહુ લોક; સાબાશ સાબાસ મેનાને કહ્યું ટલો હમારો શોક; ૩૮૫ ધન ધન મેનાને કહ્યુ. પંખીમાં બહુ [illegible]ન; મુરખ કરી સભા સહુ, શોદાગરને દીધુ બહુ માન; ૩૮૬ તે ખબર ચાલી નગરમાં, ગલી કુચીને શેહેર; બેહેવરબાનુ જે વારણી. બેઠી હુતી જે મેહેલ, ૩૮૭. ખબર જઇ દાસીએ કહી, બોલી કરીને પરણામ.

બજારમાં હુ ગઇ હતી, તે તમાશો જોયો તમામ. ૩૮૮ વજીરની પુતરીની છબી, આરશીમાં પડીં જાણ; સોદ ગરનો છોકરો, તેને ચુબન કરૂ નીરવાણ. ૨૮૯ તે પુતરીએ તેના પીતાને કહુ, બાંધો શોદાગરનો તન, તેનો ઇનસાફ મેનાએ કરયો, તેમ કિશુ નહી ગુન. ૨૯૦ ફકીર પાશે મેના સહી; ઘણી અકલ અપાર; પાદશા વજીરથી અધીકછે, ગુણ તણો ભંડાર. ૩૯૧ છે ડાવો શોદાગર સહી, ઇનસાફ કરો તે દીશ; શાબાસી આલી તેને ઘણી, ધન ધન અકલ આ દીશ. ૩૯૨ એવા વચન બેહેવરબાનુના સુણી, વીશમે પામી અપાર; તે ફકીરને તેડાવીઓ ક્ષાણ નવ લાગી વાર. ૩૯૩ આ વી કરીને ઊભા રહયા બહેવરબાનુએ ચમકયી નામુ શીશ; મેના મંગાવી દાશી કને, બોલાવી તે દીસ. ૩૯૪ હાથ ફેરવયો પાખ ઉપર સહી, તારે બોલી મધુરાં વચન, બેહેવર બાનુ રીજી ઘણી હરખ પામી તે મન. ૩૯૫ ફકીરને વીનતી કરી, એટલી મેના મુજને આલ; જે માગો તે આપુ શહી, વચન અમારૂ પાલ. ૩૯૬ ઘણી વીનતી ફકીરની કરી, વલી વલી માગે છે માન; એટલુ માગયુ આપો મને, જાણુ દીધુ જીવતદાન. ૨૯૭ ધરમ તણા તમે તાતછો, હુછુ તમારીં તન; એટલી મેના આપો મને, રીજે મારૂ મન ૩૯૮ ફકીર લાચાર થયો ઘણુ, નવ કહેવાએ મુખ; આપી તેને નારને, ભાગુ તેનુ દુખ. ૩૯૯ સોનાનુ કરૂ પાંજરૂ રાખીયુ પોતા પાસ, હેત પ્રીત કરે ઘણી, નવ કરે કોઇનો વીશવાસ. ૪૦૦ એક દાશી બહેરવરબાનુ તણી, તીજો ફકીર જાણે તે ઠોર, ચોથુ કોઇ જાણતુ નથી, વાત તણો વીસતાર. ૪૦૧ એમ કરતા નીસા પડી, સરવે સુતા તે દીસ. તારે બહેવરબાનુ બોલી સહી; તે મેનાને નામુ શીશ. ૪૦૨ ડાહયા ચતુર તમે છો ઘણા બુધી તણો ભંડાર; જાહાંદારસા અમારો કહાં ગઓ, જાણોતો કહો આઠાર. ૪૦૩ આ સવરૂપતો સાહાજાદા તણુ, ગુણ મુરખનો હોય; શોધે પડે મનમાં ઘણો, તે ભાગી શકે નવ કોએ. ૪૦૪ તમે ઇનસાફ કરો પુતરીનો, તમે કહો અમારૂ કામ; પાદશાહને જો શોધી કાઢો તમે, તો નીરમળ તમારૂ નામ. ૪૦૫ તે વીના રહેવાતુ નથી, દુખણી થઈ હુ જાણ; પરાણ તજી હુ માહુરા સુરજ સાક્ષો કહુ નીરવાણ. ૪૦૬ એવાં વચન નારીનાં સુણી, મેનાને આવુ હાશ, પાંજરામાં આવી કરી, બેઠી બેગમની પાસ, ૪૦૭

**ચોપઈ**—મેના બોલી મુખથી હસી, બહેવરબાનુ ચંતા નવ કર કશી; જાદારશા હુતોછુ જાણ. મેના થઇ આવો નીરવાણ. ૪૦૮ આપણે નદી આગળ ઉતરાં સહી, હોરમજ મારી પાસે હુતો તહી; શીકાર રમવા દુર ગઓ જાણ, મારી સાથે આવો નીરવાણ. ૪૦૯ તે મુખથી બોલો તે ઠાર, એક તમાશો દખાડુ નીરધાર; પર કાઆને મંતરછે સહીઃ તે તમને હુ સીરધાર; તારે તેનુ મને લાગુ દુખ; જુઠુ બોલતા લાગુ મુખ; મુજને રીસ ચડી અપાર, મંતર જપો મેં તે ઠાર. ૪૧૧ અંદેસા નવ વીચારો તહી, હુ પેઠો અરણમાં જઇ; હોરમજે લાગ જોયો તે ઠાર; મારી કાઆમાં પેઠો નીરધાર, ૪૧૨ તરવાર લઇને દાડો જાણ; હુતો જીવ લઇને નાઠો નીરવાણ, જંગલમાં હુ ભમો સહી, મેના મુવેલી દીઠી તહી; ૪૧૩ હરણમોશી નીસરી કરી, મેનાની દેહ સજીવન કરી; ઊંઠી જહાડે બેઠો જેટલે, પારધીની જામમાં પેઠો તેટલે ૪૧૪ કીસમતમાં દુખ ભોગવવુ સહી, તેણે ફકીરને આપી તહી; તે લઇ આવો સહેર મોજાર, ઇનસાફ મે ચુકાવો તે ઠાર, ૪૧૫ તે ખબર તમોને થઇ, ફકીર પાશેથી આવા અહી; અતો સાચુ બોલુ આપ; જુઠુ બોલુતો મારે શીર પાપ. ૪૧૬ જે જે બીના રસતામાં થઇ, તે માંડીને સરવે કહી; મીનુ શહેરમાં કરોડા કરી અપાર. તે સરવે કહી તે ઠાર, ૪૧૭ ફકીરની જાણુ જાણસ તણુ દરસટાંત, તે કહીને મનની ભાજી ભરાંત, બેહેવરબાનુ હરખી નાર સફળ થઓ મહારો અવતાર; ૪૧૮ એવાં વચન સાંભળી કરી, મુરછા ખાઇને અવની ઢળી; ઘટીકા ચાર સુધી થઇ; તારે પુછવા લાગી મન; ૪૧૯ હવે શો કરવે વીચાર; તમે કહો તે કરૂ આ ઠાર,

૪૨૦ પીત એવા સાથે કરો, મધુર વચને વાણી આચરો. અસતરી ચરીતર મોહનાં બાણ; મારો તમે તે ઠાર, ૪૨૧ હરણ મંગાવો મહોલ મોઝાર, કહીએએમાં પેશે નીરધાર; અમારો જાદારસા પેશે સહી, તારે પછે સોબત કરતાં સહી; ૪૨૨, તેમ કરો આ ઠાર; તો મહારા નીસચે ભરથાર; સંદ અમારા મનનો જાએ; પછે શોપુ અમારી કાય એવુ કહેશો તારે મુકરો મહારી કાઅ. લોભે પેસસે તેની માંહે.

**દુહા**—એમ અરસપરસ વાતો કરી, મળયા બેહુ નરનાર; વીજોગ ભાગો મનડા તણો; એટલે થઓ અસવાર. ૪૨૪ મેનાને ઘાલી પાંજરા વીશે, કોઈએ નવ જાણી વાત; સહુ સુતા ઊઠાયા સહી, રંગભેર વીતી રાત. ૪૨૫ બેહેવરબાનુ જે સુંદરી, તેણે સજા શોલ સાણગાર; પંચરંગી ચીર પહેરીઆ, તે વેળા તે ઠાર ૪૨૬ એક હરણ તણુ બચુ સહી, મુવેલુ રાખુ તાંહ, દાસી મોકલી તેડવા, પાદસા બેઠા તાંહે ૪૨૭ કહેજે બહેવરબાનુએ મોકલી, તમને તેડે મોહોલ મોઝાર; તમ વીજોગે રહેવાતુ નથી; ચાલો તમો નીરધાર. ૩૨૮ એવાં વચન દાસી ના સુણી, હોરમજ રીઝે મન; આજ નારી રીઝી ઘણુ, કરશે મુજ શંગ. ૪૨૮ પાસા ઊમેદ થી આવીઓ, બહેવરબાનુની પાસ; આદરમાન દીધાં ઘણા અમો છીએ તમારી દાસ. ૪૩૦ તમ વગર રહેવાતુ નથી, કામાતુર છુ નાર; શંદ ભાગો જો માહરો, તો ભોગ કરૂ આ ઠાર; તારે હોરમજ બોલીઓ; ઘેલા દીસો તમે જાણ; જે ફરમાવો તે હાજર કરૂ આ વેળા નીરવાણ; ૪૩૨ તારે નારી વાણી વદે, ચરણે નામી સીસ. પરકાઆ પરવેસ-કરો, આવેલા આ દીશ, ૪૩૩ તો તો મન રીજે માહરૂ થાઊ તમારી દાસ; હેત પરીત કરી ઘણુ રહુ તમારી પાસ, ૪૩૪ તારે હોરમજ બોલીઓ, શરી કોડા બહાર; તેનો તમાસો દેખાડુ સહી આવેલા આ ઠાર, ૪૩૫ શરવે દાશી કાડી શાહી, તે વેલા તે ઠામ; હરણ તણુ બચીયુ સહી, મુખ આગળ મુકયું જાણ. ૪૩૬ એ મધીએ પેશો તમો તો સાચા જાણુ નીરવાણ; હોરમજે મન વીચારઉ કોઇ નથી આ દીશ. ૪૩૭ મંતર હતો તે જપો સહી, હરણ ઊઠી ચાલુ તે દીસ; મેનામાં થી શાહાજાદા સહી. આવો પોતાની કાએ, ૪૩૮ નોબત નગરા ગડગડે, આણંદ અંગ ન મા એ; જઇ શીહાસન પર બેસો સહી, તે વેળા તે દીશ. ૪૩૮ સભા શહુ ઉઠી સહી, ચરણે ના મુ શીશ, માંડી વાત સઘળી કહી હોરમજે કીધુ જે કામ; ૪૪૦ સભા સરવેને કહી સહી, તે વેળા તે દીસ; હરણ બાંધીને આણીયુ તે સભામાં તેણી વાર; ૪૪૦ શભા સરવે નીસચે કરો સજા કરવી આ ઠાર,૪૪૨

**ચોપાઈ**—તારે સભા સહુ.બોલી તે ઠાર, પરધાન આદી વરણ અરાડ; એને કામ કરૂ પરચંડ, બેઉ પરકારે તેને દો દંડ. ૪૪૩ દોરડે કરી બાંધો જાણ, કુવામાં નાંખો નીરવાણ; દુખ દઇને લોની પરાણ, એમ બોલાં સહુ મુખે વાણ. ૪૪૪હુકમ કરયો પાશાએ તેણીવાર, દુખ દઇને મારો તે ઠાર; હોરમજ વગર વાંકે મુવો સહી, તે ખબર બાધા શેહેરમાં થઇ.૪૪૫ જાંહાંદારશાહ તખતે બેઠો જેટલે, સરવ સભા મળી તેટલે; અમીર ઊમરાવ મોટા પરધાન, બેઠી સભા સહુ દઇને માન. ૪૪૬ તારે જાંહાંદારશાહ પુછે તહી, મુલક સરવે આબાદ છે અ હી; તારે વજીર મુખે વાણી વદે, સાહાજાદા સાંભળજો રૂદે. ૪૪૭ બેહેરામખાનના સેનાપતી જેહ, તે ઘણા મુલક લઇ બેઠો નીરવાણ; તમારા પીતાજી મુવા પછી સહી, હોરમજે કામ બગાડયુ અહી. ૪૪૮ ૭ માસ તખતપર બેઠો જાણ, સરવ ધુલ મેળવુ નીરવાણ; અમારૂ મનમાં નવ ધરૂ, તેથીસે હમે શુ કરૂ. ૪૪૯ અમે દીઠી તમારી કાય, અકલ હીણ કેમ થયા પાદશાય; જે હુકમ કરો તેતો કરૂ પરમાણ, મુલખ ધન મેળવવા નીરવાણ. ૪૫૦ તારે પાદશા બોલો તહી, આપણ એકકામકરો અહી; બેહેરામખાનના ઉપર સાર, કાગળ લખી મોકલો નીરધાર. ૪૫૧ તમે કરોછો એવાં કામ, મુલક લઇ બેઠા એ ઠામ; તમો મોટાછો શેના પતી,

તમને એવુ કરવુ ઘટતુ નથી. ૪૫૨ તમે ગાદીના ચાકર જાણુ, માટે પતર લખુ નીરવાણુ; અમારી પાસે આવો તમો, મુરાતમ ઘણી વધારીશુ અમે. ૪૫૨ મુલક કબજ કરી બેઠા તહીં, એ વાતે તમારી મુરાતબ નહી; કાગળ વાંચીને આવજો તમો, તમને મળવાને ચાહુછુ અમો. ૪૫૪ એવુ પતર લખુ તે ઠામ, કાસદ મોકલો તેને ગામ; બેહેરામખાને પતર આપુ જઇ, ઉકેલીને વાંચુ તહી. ૪૫૫ ખાતરમાં નવ લાવ્યો વાત, બોલો તે કાસદની સાથ; જાહાંદારશાહને કહેજો જાણ, ગરજ હોયતો તમો આવો નીરવાણ. ૪૫૬ પતર લખીને આપુ તહી, મુખ જુબાની આવી કહી; તાંથી કાસદ થયો વીદાય, આવી પહોંચો હીંદુસતાન માંય, ૪૫૭ કાસદ જઇને નામુ શીશ, કાગળ મુકો તેણે દીશ; મુખ જુબાંની કહી જેટલી, માંડીને કહી તેટલી. ૪૫૮ પછી કાગળ વાંચો તહી, હંકારના બોલ વાંચા સહી; મુખ જુબાની કાહાડી જાણ, તેવો કાગળ લખો નીરવાણ. ૪૫૯ કાગળ વાંચ્યો તેણે દીશ, ચડી જાંહાંદારશાને ઘણી રીસ,સભા મળીને કરો વીચાર, જાંહાંદારશાહ પુછે નીરવાણ. ૪૬૦ આપણે હવુ શુ કરવુ કામ, તેતો ઘણી થઇ બેઠા તે ઠામ, તમારી અકલમાં આવે સહી, તે પરમાણે કરીએ અહી. ૪૬૧ શાત વજીર હુતા ચતુર સુજાણ, તે મુખેથી બોલા વાણ; લસકર લઇને નરેશ, મારી માંડો એના લઇએ દેશ. ૪૬૨ એવાં વજીરનાં સુણી વચન, શેના તઇઆર કરી તે દીન; ઘણુ લશકર તેને નહી પાર, જાંહાંદારશાહ શાથે થયા તઇઆર. ૪૬૩ અમોર ઉમરાવ મોટા પરધાન, પાશા શાથે ગયા નીરવાણ રાણી જાયો બીબી જાયો જેહ, તે સરવે ચડા આણી નેહ, ૪૬૪

**દુહો**—લશકર લઇને શાહાજાદો ચડે;, વાજે વાજાં નાદ; રણતુર વાજે તહાં અતી ઘણાં કાંને નવ પડે સાદ. ૪૬૫ પાંચ હજાર હસતી સહી, હલોલ મોટો છે જાણ; દસ લાખ તુરીછે સહી, કછી મુલતાની નીરવાણ. ૪૬૬ તે ઊપર અસવાર શોભે ઘણા, કરતાંત શરીખા કાલ; બખતર પહેરાં શરવે જાણે, કરમો છે ઢાલ તરવાર, ૪૬૭ પાયદળની સંખા નહી, કહેતાં નવ આવે પાર; બેહેરામખાં જે દેશમાં, આવા તેણે ઠાર. ૪૬૮ ડંકો કરયો તે દેશમા, થયુ બેહેરામને જાણ; શામો ચડીને આવીયો, શેના લઇને નીરવાણ ૪૬૯ હંકાર મનમાં અતી ઘણો, એનુ શુ મુજ આગળ જોર; એક ઘડીમાં મારૂ શહી, બાંધો લઊ જેમ ચોર. ૪૭૦ એવો હંકાર તેના મન વીશે, ચડા ઘોડે અસવાર; સામ સામા તે આવીયા, થયુ જુધ અપાર. ૪૭૧ નાલ ગોલા ને ફરશી સહી, પરીઘને તલવાર; ફરશી તીશુલ ને ખંજર સહી, બાણ વરશેછે અપાર. ૪૭૨ દારૂ ગોલાને બંદુક બહુ, નાલ ગોલા તે દીશ, અધકાર તહાં થઇ રહયો, સુરજ ઢાંકયો તે દીશ ૪૭૩ શેલ ભેલ તે થઇ ગયા. મારે ખડકના ઘાય; બેહેરામખાનુ લશકર સહી, પેમાલ કરયું તાંય. ૪૭૪ તલવારની હોશ કાહાડીઆ, સની સહુ તેની વાર; એમ કરતાં મધા ન થયા. જીતનો વાયો વાય તે ઠાર. ૪૭૫ જાંહાંદારશાહે વીચારીયુ, આવ્યો ઊચલો વાય, જીત થશે આપણ તણી, એક દમ કરીએ હલાંયે. ૪૭૬ મારી સેના બેહેરામની, લશકર નાઠુ તેણી વાર; જાંહાંદારશાહે ઘોડો મારીઓ, જઇ ઝાલો બેહેરામખાં તે ઠાર. ૪૭૭ નીમચો મારો તેના શરીરે, પાડો ધરણી મોઝાર; વાજીતર વાજાં જીતનાં, તે વેળા તે ઠાર. ૪૭૮ લુટ પડી તે તે શેહેરમાં, લીધો ઘંણેરો માલ; લસકર સરવે નહાલ થયુ, કેહેતાં નવ આવે પાર. ૪૭૯ જાહાંદારશાનો જશ થયો. વાગા નીશાને ઘાય, દુંદુભીના નાદ તહાં ગડગડા, છાવણી કરી પડો તાંહે. ૪૮૦ મુલક જેર કરો સહી, તહાં મુકો પોતાનો પરધાન; પછો ફરીને આવીઓ, પોતાને હીંદુસતાન. ૪૮૧

**ચોપાઈ**—એ વાત તો અહીઆંથી રહી, બેહેરામખાને તીઆંની કહેશું સહી, તેની નારીએ જાણી વાત; બેહેરામ ખાન મુઓ વીખીઆત. ૪૮૨ ઘણું આકાંદ કીધુ નાર; છાતી કુટી ભાગી તે ઠાર; મ ુખ નવ દીઠું ભરથાર; ધીક પડયો મારો અવતાર. ૪૮૩

એમ વીલાપ કરે નાર, પછી ધીરજ રહી તે ઠાર, તેને પેટે પુતરી સાર, ઘણું રૂપ તેનો ભંડાર. ૪૮૪ ચાલે તાંહાં કંકુનાં પગલાં પડે સહી, પગ પગલે લંગર શું શોભે સહી, જંગા જાણે કદલી સહી, નાભી કમલની શોભા રહી સહી; ૪૮૫ ઘણો કોમલ કટીનો લંગ, રૂપથી વલીઓ આડો અંક; ગંજ શુંઢ સરીખા કરે જાણ. હથેલીમાં જાણે ઉગો ભાણ, ૪૮૬ ગણાં શોભામાન નારીનાં ઊર, નપુશકને દખીને આવે શુર; હાથણીની સરખી છે ચાલ, બોલતાં જંજન પડે છે ગાલ, ૪૮૭ અધરનો રંગપર વાલી સહી, દંત દાડમના બીજ સરીખા તહી, નેતર ચપલને ભગુટી વીશાલ, જાણે રવી ઊગો છે ભાલ. ૪૮૮ શવાગજ શીર લાંબા કેશ, ભરજોબનમાં બાલે વેશ, ભણે કંદરપનો અવતાર, ઘણું રૂપ શોભે તે ઠાર. ૪૮૯ એવી છે ચતુર સુંદરી, રાગ આપો પેમજ ધરી, રાગ રાંગણીનુ જ્ઞાન, શંગીત રાગનું જાણે તાન. ૪૯૦ શોભા નારીની કહેવાતી નથી; ઘણું સુઘડ નારી સરવથી; બાર વરશની થઇ તે નાર, તેની માતાએ કરો વીચાર, ૪૯૧ એ પુતરી કહોને પરણાવુ સહી, વર બોલાવા માંડો તહી; મુજ પુતરી લાએક વર નથી; દેશ વીદેશે જોવડાવુ સરવથી. ૩૯૨ રૂપ ગુણને લક્ષણ સાર, તેને પરણાવું કુમાર, એમ વીચાર કરેછે જાણ, એક ડાહો માંણસ દીઠો નીરવાણ. ૪૯૩ તમે કરો એક મારૂ કામ, આ પુતરી છે તમારે નામ, એના ધરમના પીતા તમો, પગે લાગીને કહુછુ અમો, ૪૯૪ વર રૂડો ખોઓ આજ, તે થકી સરે અમારાં કાજ; મોટા નરશુ માગા કરો. આ કંના તેને કર ધરો. ૪૯૫ એવું કહીને બોલી તે દાશ, તે નરે ચડાવી શીશ, નરને શોધવા લાગો અપાર, કંના લાએક ન દીઠો કોઠાર. ૪૯૬ પછે ફરવા લાગો બહુ ગામ. વર ખોળવા આવો જાંહાંદારસાને ગામ. હીંદુસથાનમાં આવો શહી, પેગામ કરવાને તહી. ૪૯૭ જોઆ સોદાગર ભરે તહી, તે નજરમાં આવા નહી; અમીર ઊમરાવ તણા કુમાર; તે સહુ જોઆ ઠારો ઠાર, ૪૯૮ ગુણ છે તેમાં લક્ષણ નથી, રૂપવતને બીજું સરવથી; શરખે સરખી નારીની જોડ, હંસ નરની પોચાડુ કોડ. ૪૯૯ સઘળે ફરીને થાકો જાણ; પછે દરબારમાં આવો નીરવાણ; જાંહાંદારસા બેઠો છે તહી, તાંહાં આવીને ઊભો તહી. ૫૦૦ આ પાદશાહ લાએક તે નાર. નારી લાએક સાહેબજાદા નીરધાર; જુગતે જોડી મલી છે જાણ; કીશમતમાં હશે તે થાશે નીરવાણ. ૫૦૧ એમ વીચાર કરે તે દીશ, જાહાંદારસાને નામુ શીશ, સઘલી વાત માંડીને કહી, રૂપ કલાલક્ષણ જે સહી, ૫૦૨ રાગતાન આલોપે છે જાણ, સઘલી વાત કહી નીરવાણ; બેહેરામખાની પુતરી શાર, તારીફ કરતાં ન આવે પાર, ૫૦૩ જો તમને ગમે મન મોંજાર, તો દાશી કરીને રાખો નાર, એમ કહીને ચરણે નમો, તેનો બોલ શાહાજાદાને ગમો, ૫૦૪ વજીર એક તેડો તેણીવાર, મોકલો તેણે તે ઠાર, ૫૮૫

**દાહરો**—હદીઓ તેને આપો સહી. મોકલો તેણે ઠામ; જુવો નજરે તે નારને. લઇ આવો આ ગામ, ૫૦૬ વજીર તાંહાંથી ચાલીઓ, પેલા પેગામીની સાથ, આવો બેહેરામખાને ઘેર સહી, તે નારીએ જોડા હાથ, ૫૦૭ સઘલી વાત પેલાએ કહી, જાંહાંદારસાનો પરધાન; એની સાથે મોકલો તમો; પાદશા દેશે માન. ૫૦૮ બેગમ કરીને રાખશે, સુખ પામશે બહુ પેર; નર નારીનું જોડું સહી, મોજ કરશે તે ઘેર, ૫૦૯ હદીઓ વજીર લાવો હતો; તે આપો તેણી વાર; પુતરી વલાવી વેગે કરી; તે વેલા તે ઠાર, ૫૧૦ પાછો વજીર તે આવીઓ, નારી લઇને ગામ, મોલમાં ઊતારી નારને, પાદસાહને કરો સલામ, ૫૧૧ બેહેરામખાની દીકરી, ઘણી છે રૂપ નીધાન, મોહોલમાં ઉતારી સહી, ઘણી છે શોભામાન, ૫૧૨ એવાં વચન વજીરનાં સુણી, ઊઠો તાંહાંથી સાહે. આવે તે નારી કને, [illegible] અંગ નવ માએ, ૫૧૩ દીઠી નજરે નારને, વાગા મોહના બાણ, કામાતુર પાદસાહ [illegible], નવ રહી શુધ કે સાન. ૫૧૪ સુણી તે નારીએ આલપો, સંગીત ગાન શુભ રાગ; [illegible] બોલ ટહુકી રહી, ઘણી સુઘડ

ગાનાર. ૫૧૫ રૂપક લક્ષણ સહી, ક્ષણુ માતર નહી ખોડ, મોહો પામો સાહાજાદા સહી, પર ણી પોચાડા કોડ. ૫૧૬ મદ પાલા પીધા ઘણા, બેહોસ કરી તે નાર; મોહોર બંધ તો નારી હતી, વીધી નાખી તે ઠાર. ૫૧૭ હાસવીનોદ કરે ઘણું, નરનારી બેહુ જાણ. બેહેવરખાનુને વીસરો, જાંહાંદારશાહ નીરવાણ, ૫૧૮ મનું શેહેરથી નીસરો, તે દીવસનું નવ દીઠુ મુખ; બીજી નારીને પરણી સહી, તેનું બહુ લાગુ દુખ. ૫૧૯ મુજને પરણીને પરહરી, બેહેવરખાનુ કરે વીચાર, મનનાં મનોરથ મનમાં રહા, જુરે છે મનમાં નાર. ૫૨૦ કોઇને વાત ક હેતી નથી, ન ભાવે અન કે નીર, રાત દીવસ જુરે છે ઘણું. શુકાઇ ગઉ સરીર. ૫૨૧ એકવા ર ને સમે સહી, બેહેવરખાનું તે નીસરી બાહાર. શો દાસી સાથે શહી; રથ ઉપર થઇ અસવા ર; ૫૨૨ બીજી શેના સાથે સહી; ગઇ વાડીમોજાર; પુસપ ખીલાં છે અતી ઘણાં; વનસપતી ભાર અઢાર. ૫૨૩ વસત ખીલી રહો; ઘણી શોભા છે જાણ; જાંહાંદારસા તાં સાંભરો; દુખ પામી નીરધાર, ૫૨૪

**ચોપાઈ**—બેહેવરખાનુ દુખ ધરે અપાર. તે વાડીમાં કરે વીચાર. આવી દશે શોભા કોણ; દેખીને દુખાણી થઇ નીરવાણ, ૫૨૫ પુસપ કલી ખીલી સરવથી, તે ઉપર ભોમી ભ મે છે કથી; તેવે પુસપ સમાને નાર. ભરથાર વીના હું નીસરી બહાર; ૫૨૬ નઠારી ઠરી થઉ આજ. તીઆગ કરી મુજને માહારાજ; માહારા હરખે હું એને વરી, નવ પેતી માહા રા મનની રલી. ૫૨૭ મેંતો સામીનું મુખ જોયું નથી. બીજી નારીના ઊપર મોહો નથી; એમ વીચાર કરેછે જાણ; જીવ ઉદાસ થયો નીરવાણ, ૫૨૮ તંબુ તણાવો તેણે ઠામ; નારી કને નવ જાવું ધામ; સુખ સરવે કોધુ તાગ, એક વસતર બેર બેઠી આજ. ૫૨૯ સણગાર શર વે તજીઆ જાણ, શફેત વશતર પેહેરૂ નીરવાણ. હાથમાં તપશીલ કરી, ધીઆન ધરવા બેઠી સુંદરી. ૫૩૦ સુખ શરવે તજુ છે તહી, ધીઆન ધરે શાહેબનું તહી. ખાવુ પીવુ તજુછે જા ણ, સુકાઇ ગઇ નારી નીરવાણ. ૫૩૧ નાજુક કાઆ પેલી હતી, છેક ગતી ભગ નારો થ ઇ શરવથી. ઊઠા બેઠાની ભાંગી હાંએ, ગતી ભગ થઇ તેની કાએ. ૫૩૨ અવશાનશમો આવો હોએ જેમ. બેહેવરખાનુ થઇ તેમ, બોલા ચાલાની સુધ નવ રહી, તારે દાશીએ વા ણી કહી. ૫૩૩ શામાટે તજવા બેઠા પરાણ. સાચી બોલો મુખથી વાણ. જાંહાંદારશાને વી જોગે કરી. હુતો પરાણ તજુછુ શહી; ૫૩૪ મુજને પરહરી મુકી નાર; માટે પરાણ તજુ આ ઠાર; તારે દાશી બોલી વાત, સાંભળો બાઇ તમો માહારી વાત ૫૩૫ તમારે તેને પીત અ પાર, કંઈ ગફલતમા પડો હશે ભરથાર. તમો કાગળ લખી મોકલો જાણ. ચેતાવો તમો નીર વાણ. ૫૩૬ જો પાદશા દાદ શાંભળે નહી, તો નીશચે હેત ઉતારૂ શહી. તાર પછે તમને સુજે જે શહી; તે રીતે તમે કરજો અહી. ૫૩૭ ચેતાવો પાદશાને તમો; હેત પીતથી જાઉ અમો. એવાં દાશીનાં સુણી વચન. બેહેવરખાનુએ વીચારૂ મન- ૫૩૮ દાશી કહે તેમ કરવું કામ. પછે પરા ણ તજુ આ ઠામ; એવુ મન વીચ રી કરી; કાગળ લખો હેતજ ધરી. ૫૩૯

**દુહો**—સ્વસ્તશ્રી હીંદુસથાન શહી, નીરમલદેશ શુભ ગામ, ધરમીસટછો તમો અતી ઘણા કરો ઘણાં પર કામ. ૫૪૦ ચઊદ વીદા ચોશેટકલા, બતરીશ લક્ષણાંછો જાણ; કીરતી ચાલી ચા ખુંટમાં, કવીતા કરે વખાણ. ૫૪૧ શાત પાદશાહમાં તમો છતરપતી, નહી તમારી તોલ; શા હુને માથે મોટા શહી, વાણી અમરત બોલ. ૫૪૨ તારામાં જેમ ચંદરમા વ્યાપકછે શરવે જા ણ; તેમ તમે શોભી રહા, કહી વીધે કરૂ વખાણ, ૫૪૩ લખીતંગ તમ દાશી શહી, બેહેવ રખાનુછે નામ; તે વીનતાનાં વંચજો, પરીતે કોટીક પરણાંમ. ૫૪૪ પરતી ઉતર લખી મોકલો પોતાની ખુશલ ખેમ; છેક નરે [illegible] થઆ, કાંઇ રાખો હમારા ઉપર પરેમ, ૫૪૫ લખવી વી નતી એકછે શહી, તમને નવ [illegible] મ; પરાણી મુજને પરહરી, ચતુર તણું તહી કામ. ૫૪૬

શોનું જાગી શોભત કરી, કથીરની ગાડીએ જાણ. સુનાને શાંમ લાગશે નહીં એવું જાણી પરણી નીરવાણ. ૫૪૭ કોણ બાપની હું દીકરી કોણછે માહારી જાત માહા યતને પાંમી શહી. તે વીશરી ગયા તમે વાત. ૫૪૮ પારીજાતીકનું પુશપ તજી, તમે ગ્રહુ બાવલનું ફુલ ચતુર નરને શોભે નહીં તમે જાતેછો અમુલ. ૫૪૯ હીંદુસથાનના તમોછો પાદશા, જાંહાંદારશાહા તમારૂ નાંમ; દાશી લાએક તમોછો શાહી. શુછે બેગમનું કામ. ૫૫૦ મહારેતો સવામી તમો બીજા નર ભરાતને તાત; સંસાર તાગ કરો શાહી, હુ ફકીર થઇ વીખાંઆત. ૫૫૧ જે તમારા મનમાં વશી, તે સુ સુખ ભોગવો શામ. આ વાતે રાજી અમો, કરો મન ગમતાં કામ. ૫૫૨ પાણ એકવાર આવી કરી, દરશાણ દો મુજને નાથ, પછે સુખ ભોગવો શાહી, દાશી કેરી સાથ. ૫૫૩ દાશી લાએક તમે છો શાહી. શીદ કરો હુમારી આશ; કોટી નારી તમો કરો. પાણ હુંતો તમારી દાશ. ૫૫૪ એવો લેખ લખી કરી, આપો દાશીને હાથ, લઇ ચાલી તે તારૂણી, આવી શભામાં વીખાત. ૫૫૫ પતર આપું પાદશાહને શાહી, વાંચુ તેણીવાર, દીગમુઢ થઓ મનમાં ઘણું, પસતાઓ મનમાં અપાર. ૫૫૬ **ચોપાઈ** પાદશાહા પશતાઓ મનમાં અપાર, ઉઠો તે વેળા તે ઠાર; હુંતો ગફલતે ભુલો શાહી, રાગ સુણી મોહ પામીઓ અહી, ૫૫૭ ચતુર શીરોમણ માહારી નાર. ગુણ તણો તે છે ભંડાર; માહા કસટે પામો સુંદરી તેને મેં તો મુકી પરહરી. ૫૫૮ અડવાણ પગે આવો શાહી, વાડીમાં નારી બેઠી તહી; નજરે દીઠી સુંદર નાર, માહા દુખાણી દીઠી અપાર. ૫૫૯ શપેત વસ્ત્ર પેહેરૂછે નાર બેઠી દીઠી તેણે ઠાર; શરીર તાણી તેને સુધી નથી, રૂધીર ઉડી ગયું સરવથી. ૫૬૦ પાશે આવીને ઉભો જાણ તેની છાયા પડી નીરવાણ, આંખ ઊઘાડી જોયું જેટલે, જાંહાંદારશાહ દીઠો તેટલે ૫૬૧ ઉઠી ને ગલે વળગી નાર મુરછા પાંમી તેણે ઠાર; શરીરે બે હોશ થઇ અપાર, મરતુ સમાન થઇ તે નાર. ૫૬૨ જાંહાંદારશાહા આસના વાસના કરે, ખોલામાં બેસાડી કર ફેરવે; ક્ષમા કરો નારી મુજ વાંક. રાગ તાનમાં ભીનો આડે આંક. ૫૬૩ મુજ મનમાં કાંઈ દગો નથી, તાહારા સમ ખાઉ સરવથી, ગદગદ કંઠે સાહાજાદા થઓ. દીન બોલ નારીને કહો. ૫૬૪ માહારા સમ તમો બોલો નાર, નહીતર માહારો પરાણ જાશે આ ઠાર; તમારૂ દુઃખ જોઇ નવ રેહે ધીર, પરાણ જાસે પડશે શરીર. ૫૬૫ એહેવા વચન સાહાજાદાના સુણી, મુરછા તજી જાગી શુંદરી; ચોધાર આંસુએ રડી નાર, જાણે મેઘ તાણી જલધાર ૫૬૬ હુંતો તમારી દાશીને ઠામ ગમે તેટલું દુખ દો મુજને સવાંમ, હુ તમારે પાલવે પડી, તો તમને તજવીના ઘટે આ ઘડી ૫૬૭ તાહારે થઓ લાચાર, મુખ ઉડો ગઉ નીરધાર; શરમોદા થયો તે શાથ, બેહેવરખાનુંનો સાહો હાથ. ૫૬૮ માહારા મનમાં કાંઇ સંક્ષેપ નહી, પરમેસવર સાક્ષીછે સહી ક્ષમા કરો તમે ચતુર સુજાણ. તમને માહારા સમજો રડો નીરવાણ, ૫૬૯ સવામીના મનને મનમાં ધરી, દુખ સઘલું તજુ સુંદરી; સવામીને ઓછંગે બેઠી નાર, હાસવીનોદ કરો અપાર. ૫૭૦

**દોહરો**—સુખ પાલે બેશી કરી, પાદશાહ થયો અસવાર; વાજતે ગાજતે આવીયો પોતાના મોહોલ મોજાર. ૫૭૧ તરણો અસતરી તરણં મહોલમાં, રાખી જુદી નાર; બેવરખાનુ સરદાર સહી, તરણોમાં નીરધાર. ૫૭૨ પુછી વાત કરે સહી, પુછીને પીએ નીર; પ્રોત અભી અંતર બેઉ ઘાણી, જાણે એક સરીર. ૫૭૩ કીડા મન ગમતી કરે, આણંદ અંગ ન માદ, પુન દાન કરે ઘાણાં, બાંધી ધરમની ધજાય. ૫૭૪ દુખીઆં નથી કોઇ દેશમાં, કરે પુનનાં કામ; સતવાદી શોહામણો, વખાણ કરે ઠામો ઠામ. ૫૭૫ પ્રજા વહાલા તેને પરોત શુ, નથી વહાલું તેને ધન; પુન દાન કરે ઘાણાં, હરખ ધરીને મન. ૫૭૬ નીરમુખ કોઇ જાએ નહી, મન ગમતુ આપે તાંય; દીલ દાલો ઘાણો, ખુશી રેહે મન માંય. પુન તાણા પરતાપથી, થયો નારીને સુત; બેવરખાનુએ જણો સહી, વાધુ તેનુ ઘર [illegible] બેલ તરીઆ તોરણ બાંધીઆં

નટવા નાચે સાર; બંધીજન જસ બોલે ઘણુ, હરખ. સહુને મન માંયાં ૫૭૮ બાર વાહ્મણ ચો, બુધી આગલો; ચઊદ વીદયા ગુણ જાણ, બાપ કરતાં સવાયો થયો, પચે કરો પરમાણ. ૧૮૦ રાજપાટ તેને સોંપીયુ, છતર ધરાવુ શીસ; પછી નર નારી જગલમાં ગયાં; ફકીર થ યાં તે દીશ, ૫૮૧ જાહાદારશાહ બેહેવર બાનુ શાહી' જંગલમાં કરો મુકામ; ધાંન ધરે જંગ લ વીશે, કંદમુળ ખાએ તે ઠામ. ૨૮૨ દેહ નીરમલ તેની થઇ; મરતુક પામા તે ઠામ, ફુલનો ઢગલો થઇ ગયો; બેહેશતમા કરો મુકામ. ૫૮૩ બાહાર દાનીસની વારતા, ફારશી બેહતમા જાણ; સરવે કવીની કરૂણા થકી, પરબંધ કરી નીરવાણ. ૫૮૨ ઇતો શ્રી જાંહાંદારશાહ બાદસાહની વારતા સંપુરણ સમાત્પ વાત વીસમી પુરી થઇ, જાંહાંદારશાહ બાદસાની સાર; તે સરવે વીસતારીને કહી, તે પોહોતા તેને ઠાર, મારી બુધી પરમાણે મેં કહી, કોઇમાં દેશો ખોડ, કવીતા કહે સહુ બોલજો, જે જે શ્રી રણછોડ શ્રીમસ્તુ કલીયાંણ મસ્તુ

આ ચોપડીમા કોઇ ઠેકાણે કાનો માત્રા અક્ષર ઓછો વધારે છપાણો હોયતો વાંચનારાઓએ સુધારીને વાંચવો છાપનારને દોશ દેશો નહી, મારી મત પ્રમાણે છાપી છે.

